॥ ॐ ॥

॥ શ્રી પાર્શ્વચંદ્ર સૂરીશ્વર સદ્‌ગુરૂભ્યો નમઃ ॥

# સુવ્રતસરિતા

## યાને

# ગૃહસ્થધર્મ

ઉપદેશિકા :—

વિદુષી સાધ્વીશ્રી ખાંતિશ્રીજીમહારાજ

પ્રકાશક :—

શેઠ ધનજીભાઇ હીરજીભાઇના સ્વર્ગસ્થ પુત્ર

દેવચંદભાઇના સ્મરણાર્થે. મોટી ખાખર-કચ્છ

કીંમત-વ્રત ઉચ્ચારણ અને તેનું પરિપાલન

ધી મનસુખ પ્રિન્ટીંગ પ્રેસ—રાજકોટ

# સમર્પણ



હિતવત્સલ, અનંતકૃપાસાગર પરમકારૂણિક, તત્વજ્ઞાની, આબાલ
બ્રહ્મચારી, માતૃ વત્સલ, પરમ તપસ્વી ક્ષમા મૂર્તિ મારા
અનન્ય ઉપકારી, મુનિરાજશ્રી ૧૦૦૮ શ્રી જગતચંદજી
મહારાજ સાહેબના અમર આત્માને આ સુવ્રતસરિતા
નામના લઘુ પુસ્તકની ભેટ ધરી હું મારા આત્માને
યત્કિંચિત્ ઋણમુક્ત અને કૃતકૃત્ય માનું છું.
એ અમરાત્માને સદ્ભાવે કોટીશઃ વંદન
સમર્પણ કરતી હું છું સાધ્વીખાંતિશ્રી



# કંઈક કહેવા જોગુ

## "ધન્ય જીવન"

મહા પુણ્યયોગે મનુષ્યભવ મેળવીને તેને વિતાવનારા અનેક છે, પણ જીવનને જીવી જાણનારા કોઈક જ વિરલ આત્માઓ હોય છે. જન્મ્યા બાલ્યકાળ વીતાવ્યો, યુવાનીમાં પગરણ માંડયા અને અનુક્રમે વૃદ્ધાવસ્થાના વિકરાળ પંજાઓ, તે જન્મ મેળવનારાઓને મૃત્યુની દારની બીસમા બીડવાની તૈયારી કરી રહ્યા હોય છે.

જન્મને પામનાર દરેક આત્માઓ માટે આ પ્રકારની સ્થિતિ સદાકાળ રેંટના ચક્રની જેમ ચાલુજ છે. આ રીતે ફક્ત ભોગવિલાસો, રંગરાગો કે સ્વાર્થ સિદ્ધિઓની પાછળ જીવનની મહામૂલી ક્ષણોને વેડફીને જેઓ પાપમય જીવન વીતાવી રહ્યા છે, તેઓનું જીવન કંગાલ દરિદ્રની જેમ કે શ્વાસોશ્વાસ લેતા ધમણની જેમ નિર્થક પુરૂં થાયછે.

કેવળ મરવાની આળસે જીવનને જીવનારા વિષય કષાયમાં રચ્યા પચ્યા રહેનારા વ્રત નિયમ કે સુઆચાર વિનાના દીન

જનો ખરેખર અનુકંપાને પાત્ર છે. પણ જે પુણ્યવાન આત્માઓ પોતાના જીવનને સંયમ, સદાચાર કે તપ નિયમના મહામૂલા પંથે ગતિ કરાવી રહ્યા છે. જેઓ નિષ્પ્રાય વ્યવહારપૂર્વક ધર્મની આરાધના કરી રહ્યા છે, તે ધર્માત્માઓનુ જીવન ધન્યછે, અને મરણ પણ તેઓનું મહોત્સવરૂપ છે. આ ઉચ્ચ કોટીના વ્રતધારીઓના બે પ્રકાર છે. તેમાં એક સર્વ વિરતિધર સાધુ સાધ્વીઓ છે અને બીજા ગૃહસ્થાશ્રમમાં રહેલાં મુમુક્ષુઓ. હિંસા, જુઠ, ચોરી, અબ્રહ્મ અને પરિગ્રહના પાપભારને અમુક પ્રમાણમાં—દેશથી હળવો કરનાર છે, આથી આ આત્માઓ કેવળ પાંચ ઇન્દ્રિયોના રૂપ, રસ, ગંધ, શબ્દ, અને સ્પર્શરૂપ વિષયોને મેળવવાની મથામણમાં મુંઝાનારા જગતમાં રહીને પણ આ રીતીએ સર્વજ્ઞે ભાખેલા ત્યાગ માર્ગે ધીરે ધીરે પ્રગતિ કરનારા છે. છતાં તેઓ જરૂર જીવનને ધન્ય બનાવનારા દેવાનુંપ્રિય મહા ભાગ્યવાનો છે, ગૃહસ્થપણામાં હોવા છતાં સંસારની ભયંકર ભીંસમાં ભીંસાતા છતાં જલકમલની જેમ અવસરે નિર્લેપ રહી ત્યાગ ધર્મને પોતાની મર્યાદાપૂર્વક પાળીને જીવનને કે મરણને સાચે ધન્ય બનાવી શકે છે. તેથીજ સર્વજ્ઞ પરમાત્માએ ગૃહસ્થપણામાં

રહેલા મોક્ષાભિલાષી વ્રતધારિઓને માટે સમ્યકત્વમૂલ બાર વ્રતો, ચૌદ નિયમો અને દાન, શીલ, તપ તથા ભાવ ધર્મની આરાધના કરવામાટે ઉપદેશ્યા છે, જે જીવનને ધન્ય બનાવી મૃત્યુના પાગને પમાડવાને સમર્થ થઈ શકે છે.

જેઓને મનુષ્ય ભવના મૂલ સમજાયા છે, વ્રત કે તપ જપ એ જીવનનું મહત્ત્વભર્યું મૂલ્યાંકન છે, આમ જેઓ જાણેછે, માને છે અને સમજે છે તેવા શ્રાવક અને શ્રાવીકાઓએ સદાચાર કે સંયમને અખંડપણે પાળવાને માટે મનની દુષ્ટ તેમજ ચંચલ વૃતિઓના નિગ્રહને માટે બાર વ્રતો, ચૌદ નીયમોને અવશ્ય ગ્રહણ કરવા જોઇએ. જેથી એ વ્રતો લેનારા મહાનુભાવો કસોટીની કપરી વેળાએ સ્થિરતાપૂર્વક પોતે સ્વીકૃત કરેલા વ્રતોને પ્રતિજ્ઞા લીધેલી હોવાથી ચૂસ્તપણે ટકાવી શકેછે. આ માટેજ વ્રત નિયમોની અવશ્ય પ્રતિજ્ઞા લેવીજ જોઇએ. વ્રત નિયમનોનો સદ્ગુરૂની સાક્ષીએ કરેલો સ્વીકાર પતનના પાપમાર્ગથી બચાવી આત્માને કર્મના બોજથી અવશ્ય હળવો કરે છે અને પરાધીનતાના પીંજરામાંથી તેને જલદી મુકાવે છે, સર્વ પ્રકારે સંસાર સંગનો ત્યાગ નહિ કરી શકનારા ગૃહસ્થો,

જેઓ આસક્તિના યોગે વિષય કષાય અને મોહનીય કર્મની આધીનતાના કારણે દેહથી પાપોની વિરતિ કરનારા થઇ શકે એટલા માટેજ દેહ વિરતિધર આત્માઓને બાર વ્રતરૂપ દેહ વિરતિ ધર્મ આરાધ્ય કોટિનો ગણાય છે.

આ બાર વ્રતોમાં પાંચ અણુ વ્રતો, ત્રણ ગુણ વ્રતોં, અને ચાર શિક્ષાવ્રતો કહેલા છે, સર્વ વિરતિ ધર્મના પાંચ મહાવ્રતો છે, અને દેહ વિરતિ ધર્મમાં તે વ્રતો અણુ-સ્થુલ રૂપ છે. જ્યારે ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો આ પ્રકારે સાત વ્રતો, ઉપરના પાંચ અણુ વ્રતોના રક્ષણ માટેના ઉતર વ્રતો છે.

આ બારે વ્રતોને યથાશકિત સ્વીકારનારા શ્રાવક શ્રાવીકાઓ, વ્રતોને અંગે નિયમ, ધ્યેય અને તેની સમજુતી આ પુસ્તકમાં કહેલા ક્રમથી વાંચી બરાબર પાળી શકે તે રીતીએ અનુક્રમથી અને કાંઇક વિસ્તારથી ગોઠવેલ છે. તો મુમુક્ષુ આત્માઓએ સ્વકલ્યાણ સાધવાને માટે યથાશકિત વ્રત, નિયમને ગ્રહણ કરી અપ્રમાદપણે તેનું પાલન કરવું.

અંતમાં આ વ્રતોનું અપ્રમાદપણે પાલન કરી શ્રાવક-શ્રાવીકાના ધર્મની સાથે જૈન શાસનને દીપાવી અખંડ, અક્ષય, અવિનાશી – સુખના ભોક્તા બનો એમ ઇચ્છી વિરમું છું.

આ પ્રગટ થતા પુસ્તકનું મેટર સુશીલા, અખંડ સૌભાગ્યવતા શ્રાવીકારત્ન સુંદરબાઇ તે કેશવજીભાઇ વિરજીના ધર્મપત્નીએ લખી આપ્યું છે તેનો અને એ પુસ્તક પ્રગટ કરવા માટે ઉદાર દિલે દ્રવ્ય-ધન આપનાર શેઠ શ્રાવક રત્ન ધનજીભાઇ હીરજીભાઇ મોટી ખાખરવાળાનો સદભાવે આભાર માનવો ઘટે છે.

વિ૦ સવંત ૨૦૦૪ ની સાલનુ સંઘની વિનતિથી અમારૂં ચોમાસું મોટી ખાખર, કચ્છમાં થયેલ એ દરમ્યાન શેઠ ધનજીભાઇ હીરજીભાઇએ ધાર્મીક પ્રવૃતિઓમાં ખંતથી ભાગ લઇ સાગ જેવો આત્મીક લાભ મેળવ્યો. વ્યાખ્યાન ...ા ધર્મભાવના વૃધ્ધિ પામી શ્રાવક યોગ્ય કાર્ય કરવાની ...ા વ્યક્ત કરી, જેના ફલરૂપે આ પુસ્તક પ્રસિધ્ધીને ...મે છે. શેઠ ધનજીભાઇની દેવગુરૂ પ્રત્યેની ભક્તિ, યથાશક્તિ ધર્મારાધનાની ભાવના અને આવા પ્રકાશનોના પ્રચાર માટેની માયાળુ લાગણી જરૂર ઉલ્લેખનીય છે. સહુ શક્તિ સંપન્ન ધર્માત્માઓ, આવા અનુમોદનીય જ્ઞાન પ્રચારના કાર્યનુ પોતાના જીવનમાં અનુકરણ કરી સુકૃતના સહભાગી બનો.

વિ૦ સવંત ૨૦૦૫ના માગશર સુદ પાંચમ

લી. પાર્શ્વચંદ્રગચ્છીય સાધ્વીજીશ્રી **ખાંતિશ્રીજી**

મુ **મોટીખાખર**-કચ્છ.

# ૐ વન્દે વીરં

યુગ પ્રધાન શ્રી પાર્શ્વચન્દ્ર સુરીશ્વર ગુરૂભ્યો નમો નમઃ

શ્રી પાર્શ્વનાથો ભવપાપતાપ પ્રશાન્તધારાધર ચારૂરૂપઃ ।
વિઘ્નૌઘહન્તા પ્રણતોરગેન્દ્રઃ સમસ્તકલ્યાણકરો જીનેન્દ્રઃ ॥

---

શ્રી પૂજ્યાઃ પાર્શ્વચન્દ્રા જિનપતિસદૃશા માર્ગદા માર્ગ સંસ્થાઃ ।
શુદ્ધાચારા યતીશા વ્રતસુમતિરતા જ્ઞાનદા જ્ઞાનવન્તઃ ॥
દૃષ્ટા તાન્મૃત્યુલોકે નૃપસુર મહિતા વન્દનાર્થં સુરેન્દ્રૈ-
રાહૂતા સ્વર્ગલોકે ભવભયહરણાઃ શાન્તિદા મે ભવન્તુ ॥

---

સૂરીન્દ્ર ભ્રાતૃચન્દ્રાખ્યં દિવ્યં સ્યાદ્વાદવાદિનમ્ ।
પદસ્થં નયનિધ્યાત વન્દે શ્રી મુક્તિનન્દ નમ્ ॥

સદા શાન્તં દાન્તં ભવિજન મનોકલેઃ સુકમલમ્
દદાનં સમ્યક્ત્વં ભવજલધિપારાય કૃતિને ।
સુધાવાચા સંદધાન્ શિવપદપથાન્ સવિદધતમ્
જગચ્ચન્દ્રં વન્દે જિતમદરિપું તં ગણિવરમ્ ॥

## પ્રસ્તાવ ચોથો



## પ્રસ્તાવ પાંચમો.

## પ્રસ્તાવ છઠ્ઠો.



## પ્રસ્તાવ સાતમો.

## પ્રસ્તાવ આઠમો



## પ્રસ્તાવ નવમો

## પ્રસ્તાવ દશમો.

# શુદ્ધિપત્ર.

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૭ | જ | ૦ |
| ૧૬ | ૫ | તત્વ નિરૂપણ આવા તનામાના | આવા તત્વ નિરૂપણ નામના. |
| ૨૦ | ૧૬ | તેને | તે |
| ૨૫ | ૧૩ | નિશલબિ | નિશલંબિ. |
| ૩૪ | ૧૧ | અધ્યયનાદિ સિદ્ધિનાં પર્યાય નામો | આ પાંચ શબ્દાદિ સિદ્ધિઓ-નાં પર્યાય નામો. |
| ૫૧ | ૫ | ત | ૦ |
| ૫૧ | ૧૪ | પરૂમેલ | પ્રરૂપેલ. |
| ૬૭ | ૩ | પર્વતાદિ પક્ષમાં | પર્વતાદિપક્ષમાં. |
| ૭૮ | ૧૮ | એ આ | એ વાત |
| ૮૨ | ૧૩ | આ અમુક દેવદત્ત અથવા અન્ય છે | તે આ દેવદત્ત છે આ જિનદત્ત છે. |
| ૯૩ | ૧૮ | નિકારણ | નિરાકરણ. |
| ૯૩ | ૧૯ | પ્રતિતિઓ | પ્રતીતિઓ. |
| ૧૧૨ | ૩ | બન્ને પ્રમાણેથી | બન્ને પ્રમાણોથી. |
| ૧૨૦ | ૧૩ | જેમકે ધૂમાડા વાળું હોય છે | જે જે ધૂમાડા વાળું હોય છે. |

| | | |
|---|---|---|
| ૧૨૫ | ૯ સામાન્યતોદ્રષ્ટનું | સામાન્તોદષ્ટાનુમાનનું. |
| ૧૬૬ | ૯ કિરણુસ્વરૂંપિ ચક્ષુ | કિરણુસ્વરૂપિ ચક્ષુથી. |
| ૧૭૬ | ૧ ગતાનુગતિકો | ગતાનુગતિકૌ. |
| ૧૮૩ | ૧૨ શ્રતિઓ | ુતિઓ. |
| ૧૮૩ | ૧૫ સુકતવરથાનું | સુકતાવરથાનું. |
| ૧૮૭ | ૧૫ ધર્માધર્મ ક્ષયહ્રિમોક્ષ | ધર્માધર્મ ક્ષયોહ્રિમોક્ષ. |
| ૧૯૩ | ૧ કર્મના ભેદો | ૦ |
| ૧૯૫ | ૧ સ્નેહ | સ્નેહપ્રયત્ન. |
| ૨૦૮ | ૧૨ શ્રાત્રરૂપ | શ્રોત્રરૂપ. |
| ૨૧૦ | ૬ ઐશની | ઐશાની. |
| ૨૩૫ | ૧૯ શ્રાત્રેન્દ્રિય | શ્રોત્રેન્દ્રિય |
| ૨૨૦ | ૨૦ વિપિનચંના | વિપિચન્દ્રના |
| ૨૨૧ | ૨ ક્રિત્વ–સંખ્યા | દ્વિત્વ સંખ્યા |
| ૨૨૪ | ૭ અનેક હોય તે દ્રવ્ય કહેવાય | અનેક હોય તે અનેક દ્રવ્ય સંખ્યા કહેવાય |
| ૨૩૪ | ૧ દોષદર્શન હુયેનું જ્ઞાન તે | દોષદર્શન હેયનું જ્ઞાન તે |
| ૨૪૧ | ૧ ધ્રુનુપ | ધનુષ |
| ૨૪૨ | ૧૨ નદ્દદરથાય | તદ્દહરથાયં |
| ૨૪૬ | ૧૦ આકારાની અન્દર | આચારની અન્દર |
| ૨૫૮ | ૯ ખણ | ખૂણ |
| ૨૭૨ | ૧૯ તોય | તોપ |
| ૨૮૦ | ૧૫ એકાર્ય | એક કાર્ય |

| | | | |
|---|---|---|---|
| ૨૮૧ | ૧૮ | એને | અને |
| ૨૮૯ | ૧૦ | ગુણવાળું | ગન્ધ ગુણવાળું |
| ૨૮૯ | ૧૩ | ૦ | આથી એ સિદ્ધ થયું કે રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, આચાર, પુદ્ગલ દ્રવ્યના પર્યાય સમજવા તેથી જુદા નહિ. |
| ૨૯૦ | ૧૭ | અસમવાયિકારણછે | અસમવાયિકારણતા |

नमो नमः श्रीप्रभुधर्मसूरये ।

# तत्त्वाख्यान.

## મંગલાચરણ.

नत्वा शङ्खेश्वरं पार्श्वं धर्मसूरिं गुरुं तथा ।
भव्यानां प्रतिबोधाय तत्त्वाख्यानं प्रतन्यते ॥ १ ॥

સર્વ દેવેન્દ્રો અને નરેન્દ્રોને વન્દનીય, સર્વ યોગિરાજોને ધ્યેય, ત્રિજગત્પૂજનીય, યથાર્થવાદી, પરમમંગલરૂપ એવા વીતરાગદેવનું સ્મરણ કર્યા સિવાય; તથા તેજ પરમાત્માને ઓળખાવનાર, પાષાણુને પણ ચિન્તામણિસમ કરનાર, મૂર્ખને પણ પંડિતશિરોમણિ કરવામાં તત્પર એવા કૃપાસાગર પરમગુરૂ મહારાજશ્રીની કૃપારૂપ કામધેનુ વિના કોઇ પણ મનુષ્ય શ્રેષ્ઠ કાર્યમાં ફતેહ મેળવી શકતો નથી, એ વાત સર્વજનપ્રસિદ્ધ છે. એમ ધારી તે પરમપૂજ્ય દેવ-ગુરૂને યાદ કરવા, એ દરેક જીવોની ફરજ છે.

## અભિધેય.

શ્રીશ્રુતદેવી પણ મ્હારા અત્યલ્પ એવા આ 'તત્ત્વાખ્યાન'

નામના ગ્રંથને રચવામાં વિઘ્નોને દૂર કરી ષડ્દર્શનનાં તત્ત્વોની વ્યાખ્યામાં મને પ્રોત્સાહિત કરો.

## પ્રયોજન, અધિકારી.

જગત્‌માં સર્વ કોઇ જાણે છે કે-હિંસક, અસત્યપ્રલાપી, ચોરી વગેરે અનિષ્ટ કાર્યો કરવામાં લેશમાત્ર પણ સંકોચ નહિ કરનાર; અન્ય જીવોને વધ, બંધન, તાડન, તર્જનાદિ નિર્દય કાર્યમાં પ્રેરક; વ્યભિચારમાં નિપુણ; લોભમાં આસક્ત એવો દુર્ગુણી મનુષ્ય રાજકીય પુરૂષોના હાથમાં આવતાં જેમ કારાગૃહને આધીન બની રાજનિયમાનુસાર અનેક પ્રકારની અસહ્ય વેદનાઓને ભોગવતો આર્ત્ત-રૌદ્ર ધ્યાનમાં લીન થઇ દુઃખદાવાનળની મેદનીના મેદાનમાંથી ગમન કરવાની તૈયારી કરે છે અને જ્યારે તેજ કારાગૃહનો સમય પૂરો થવા આવે, ત્યારે જેમ મંગલમુહૂર્ત અગર સારાં નરસાં ચોઘડીઆંનો વિચાર નહિ કરતાં એક પણ સમય ન ગુમાવતાં જલ્દી બહાર નિકળવાની કોશીશ કરે છે. અને છૂટવાના નજદીકના દિવસોને આવતા જોઇ અન્તઃકરણમાં આનંદિત થાય છે; તેમજ કર્મકલેશરૂપી નિગડથી બંધાએલા એવા સમસ્ત જીવોએ પણ આ સંસારરૂપી કારાગૃહમાંથી બહાર નીકળવાના ઉપાયોની શોધખોળમાં રહેવું જોઇએ. એ કથનને કોઇ પણ બુદ્ધિમાન્ અનુચિત નજ ગણી શકે. તે કર્મકલેશરૂપી નિગડથી મુક્ત થવાનો ઉપાય સમ્યગ્દર્શન,સમ્યગ્જ્ઞાન,અને સમ્યક્ચારિત્ર-આ ત્રણના સમુદાય સિવાય અન્ય છેજ નહિ. ઉપર્યુક્ત ઉપાય

વિના બીજા કોઇ પણ ઉપાયની આશા રાખવી, એ વંધ્યાસ્ત્રી પાસેથી પુત્રોત્પત્તિના મનોરથ સમાન જ છે; પરંતુ અન્ય દર્શનકારોના માનેલા ઉપાયોનું પ્રદર્શન કરાવવામાં ન આવે, ત્યાં સુધી અમોએ બતાવેલ ઉપાયોની સત્યતા યા ગંભીરતા અન્યલોકોના સમજવામાં ન આવી શકે, એ સ્વાભાવિક છે. અતએવ તે તત્ત્વાતત્ત્વ ( સત્યાસત્ય ) નો નિર્ણય સ્વયં સમજાય, એવા હેતુથી મધ્યસ્થદૃષ્ટિ મહાશયોને હિતકર ષડ્દર્શનકારોના વિચારો બતાવવાનો પ્રથમ પ્રયત્ન કરીશું.

## પ્રારંભ.

આ ભારતવર્ષમાં ષડ્દર્શનની ઉદ્‌ઘોષણા ઘણી પ્રસિદ્ધ છે. જો કે તેના પેટાવિભાગ તરીકે ઘણા વિભાગો છે, પરંતુ આ સ્થળે તો મુખ્ય દર્શનની વ્યાખ્યાનો વિચાર વિચારપથમાં આવવાથી તેના અવાન્તર ભેદોની વિચારણાને મુલતવી રાખવામાં આવી છે. વળી આધુનિક મત-મતાંતર તો મૂલના એક એક અંશને ગ્રહણ કરીને નીકળેલ હોવાથી અથવા તો સ્વકપોલકલ્પિત હોવાથી તેઓની સાથે વિચારણાની આવશ્યકતા છેજ નહિ; કેમકે જગતમાં જેટલા મનુષ્યો છે, તેટલા મતો છે, તો પછી તેઓની સાથે કયાં સુધી વિચારણા થઇ શકે ? આજ વાતની પુષ્ટિ ' मुण्डे मुण्डे मतिर्भिन्ना ' એ વાકયથી થઇ શકે છે. માટે મૂળદર્શન પરત્વે કાંઇક વિચારણા ઉચિત સમજવાથી તેનો પ્રારંભ કરવામાં આવે છે.

જૈન ૧, સાંખ્ય ૨, બૌદ્ધ ૩, નૈયાયિક ૪, વૈશેષિક ૫,

મીમાંસક ૬. આ છ મુખ્યદર્શનોનાં નામો પ્રસિદ્ધ છે. તેમાંથી જૈનેતર દર્શનોએ માનેલ પદાર્થોની સમાલોચના કર્યા પછી જૈનદર્શનકારોએ સ્વીકારેલા પદાર્થોનું સ્વરૂપ પ્રદર્શિત કરવામાં આવશે.

## સાંખ્યમતનું સ્વરૂપ.

સાંખ્યમતને માનનારા સાધુઓ પુરૂષચિહ્નને ઢાંકવા કૌપીન(લંગોટ) રાખેછે.તથા ગેરૂ વગેરે ધાતુથી રંગેલ વસ્ત્રોને ધારણ કરે છે. તેમાંથી કેટલાક સાધુઓ શિખા-ચોટી રાખે છે. કેટલાક જટા ધારણ કરે છે, જ્યારે કોઇક ક્ષુરમુંડન પણ કરાવે છે. તેઓ મૃગચર્મને આસનના ઉપયોગમાં લે છે તેમ બ્રાહ્મણ સિવાય બીજાના ઘરની ભિક્ષા તેઓ ગ્રહણ કરતા નથી. જો કે શાસ્ત્ર તો સર્વ જાતિવાળાઓના ઘરથી આહારાદિ લેવાનું ફરમાવે છે; પરંતુ તે લોકો પોતાની ઇચ્છાને આધીન થઇ તેમ કરે છે. તેમાંથી કેટલાક ઉત્કૃષ્ટ તપસ્વીઓ પાંચ ગ્રાસમાત્રનો આહાર કરે છે. અને કેટલાક અત્યંત પરિપક્વ પત્ર, મૂળ, ફલ, ફૂલ ઇત્યાદિથી પોતાનો નિર્વાહ ચલાવે છે. તથા તેઓ પોતાના આમ્નાય પ્રમાણે પ્રતિદિન બાર અક્ષરનો જાપ કરે છે. તે મતના સાધુઓને પરિવ્રાજકના નામથી ઓળખવામાં આવે છે. મહાભારતમાં તેઓને ' વીટ ' એવી સંજ્ઞા આપેલી છે. તેમના ભક્તો તેઓને ' नमो नारायणाय ' એ પદનો ઉચ્ચારણ કરી નમસ્કાર કરે છે. ત્હેના પ્રત્યુત્તરમાં તે પરિવ્રાજકો ' नारायणाय नमः . ' એવા આશીર્વાદના

શબ્દો બોલે છે. મુખ તથા નાસિકાના વાયુદ્વારા જીવોનો વ્યાઘાત ન થાય, તે સારૂ તેઓ લાકડાની પાટલીને મુખ પાસે રાખીને બોલે છે. તે વાતની પુષ્ટિ નીચેનો શ્લોક બરાબર કરે છેઃ—

> घ्राणादितोऽनुयातेन श्वासेनैकेन जन्तवः ।
> हन्यन्ते शतशो ब्रह्मन्नणुमात्राक्षरवादिनाम् ॥ १ ॥

ભાવાર્થ—હે બ્રહ્મન્! લેશમાત્ર અક્ષરને બોલનારાઓની નાસિકા અને મુખ થકી નિકળેલ એક શ્વાસ વડે સેંકડો જંતુઓ હણાય છે. ૧

અપૂકાય જીવોની રક્ષાનિમિત્તે નીચેના શ્લોકમાં જણાવેલ લક્ષણવાળું ગળણું રાખવા તેઓ પોતાના ભક્તોને ઉપદેશ આપે છેઃ—

> षट्त्रिंशदङ्गुलायामं विंशत्यङ्गुलविस्तृतम् ।
> दृढं गलनकं कुर्याद् भूयो जीवान् विशोधयेत् ॥ १ ॥

ભાવાર્થ—છત્રીશ આંગળ લાંબું, અને વીશ આંગળના વિસ્તારવાળું મજબૂત ગળણું કરવું. તેમ તેનાથી વારંવાર જીવોની શુદ્ધિ કરવી. અર્થાત્ પાણી ગળીને જીવો બચાવવા. ૧

ખારા પાણીના જીવો મીઠા પાણીથી અને મીઠા પાણીના જીવો ખારા પાણીથી મરી જાય છે; માટે ભિન્ન ભિન્ન પાણીનું મિશ્રણ કરવું નહિ. તેમજ પાણીનો સંખારો પણ તેજ પાણીમાં નાખવો કે જેમાંથી તે પાણી લાવવામાં

ભાવાર્થ—હાસ્ય કરો, યથેષ્ટ પાન કરો, વિલાસ કરો, મોજ માણો, અને યથારૂચિ યથેષ્ટ ભોગો નિરંતર ભોગવો, જો કપિલ મુનિનો મત તમારા જાણવામાં આવી ગયો, તો તમે થોડાજ સમયમાં મોક્ષસુખ મેળવશો. વળી તેઓ જણાવે છે કેઃ—

पञ्चविंशतितत्त्वज्ञो यत्र तत्राश्रमे रतः ।
शिखी मुण्डी जटी वाऽपि मुच्यते नात्र संशयः ॥ ? ॥

ભાવાર્થ—સાંખ્યમતમાં માનેલાં પચ્ચીશ તત્ત્વોને જાણનાર; ગમે તે આશ્રમમાં આસક્ત હોય, તે શિખાધારી હોય, જટાધારી હોય અથવા મુંડ હોય, પરંતુ તે મુક્ત થાય, તેમાં સંશય નથી

ઉપર્યુક્ત બે શ્લોકોથી એમ સ્પષ્ટ સમજાય છે કે—મુક્તિના કારણભૂત કપિલનો મત પચ્ચીશ તત્ત્વોમાંજ રહેલો છે. ઈશ્વરવાદી અને નિરીશ્વરવાદી–એ બન્ને સાંખ્યાનુયાયિના ભેદોમાં તત્ત્વોની માન્યતા તો સમાનજ છે. એટલે પચ્ચીશ તત્ત્વોની બાબતમાં તો ભિન્નતા છેજ નહિ.

## ત્રણ પ્રકારનાં દુઃખો.

આ પ્રસંગે તે સાંખ્યમતના સ્વરૂપનો કંઇક વિશેષ ઉલ્લેખ કરવો આવશ્યક સમજાય છે. સાંખ્યમતાનુયાયિઓ આધ્યાત્મિક ૧, આધિભૌતિક ૨, અને આધિદૈવિક ૩, એમ ત્રણ

નામથી પણ ઓળખવામાં આવે છે. પ્રથમ તે મતનો પ્રચાર **કાશી** વગેરે પ્રદેશોમાં ઘણો હતો. તે સમયમાં તેમનાં તત્ત્વોની ચર્ચા પણ ઘણી ચાલતી હતી, પરંતુ કાલક્રમના કારણથી વર્ત્તમાન સમયમાં આ મતનો બહુ થોડો પ્રચાર રહ્યો છે. કેટલાક વિદ્વાનોની એવી માન્યતા છે કે, વેદાન્તિઓનું જોર થવાથી **સાંખ્યતત્ત્વની** ચર્ચા ઘણી ઓછી થઇ છે. વર્તમાનકાળમાં **સાંખ્યતત્ત્વોને** સમજાવવાવાળા અધ્યાપકો પણ વાસ્તવિક રીતે જોઇએ તેવા મળતા નથી. જો કે મિથ્યા આડંબરધારી કેટલાએક મુખથી એમ બોલે છે કે:—**સાંખ્યતત્ત્વોને** અમે સારી રીતે જાણીએ છીએ; પરંતુ અધ્યાપનકાળમાં પ્રતિપાદક શૈલીના અભાવે પાછળથી લજ્જાસ્પદ બને છે. એ અનુભૂત બીના છે. **સાંખ્યમતને** માનનારા લોકો હિંસોપદેશક વેદવાક્યોને બિલકુલ માન નહિ આપતાં ઘૃણાની દૃષ્ટિથી જુએછે. 'अग्निषोमीयं पशुमालभेत' ઇત્યાદિ વેદવાક્યો ઉપર ઉદાસીનતા ધારણ કરે છે. તથા તે લોકો 'મોક્ષનું કારણ ફક્ત તત્ત્વજ્ઞાન જ છે,' એવું માને છે ક્રિયાઓ ભલે ગમે તેવી હોય, પરંતુ જો હૃદયમાં પચ્ચીશ તત્ત્વનું જ્ઞાન થાય, તો અવશ્ય **મોક્ષ** મળી શકે, એવી તેમની માન્યતા છે. તેની પુષ્ટિમાં માઠરભાષ્યના પ્રાન્તભાગમાં કહેવામાં આવ્યું છે કે:—

हस पिब लल खाद मोद नित्यं भुङ्क्ष्व च भोगान् यथाभिकामम्।
यदि विदितं ते कपिलमतं तत् प्राप्स्यसि मोक्षसौख्यम्
चिरेण ॥ १ ॥

વિસર્પકુષ્ઠ ૧૧, એ અગીયાર લઘુકુષ્ઠનાં નામો છે. સામાન્ય રીતે જોતાં એ કુષ્ઠરોગની ઉત્પત્તિ સંનિપાતના કારણથી થાય છે. પરંતુ અવાંતર ભેદોનો પ્રાદુર્ભાવ વાતાદિ દોષોની પ્રબલતાથી થાય છે.

क्षय.

त्रिदोषो जायते यक्ष्मा गदो हेतुचतुष्टयात् ।
वेगरोधात् क्षयाच्चैव साहसाद् विषमासनात् ॥ १ ॥

ભાવાર્થ—ધાતુ વિગેરે વેગના આવેશને રોકવાથી, ધાતુઓના ક્ષયથી, સાહસ કરવાથી અને વિષમ રીતે આસનને સેવવાથી–એમ ચાર હેતુઓથી આ ત્રણ દોષવાળો ક્ષયરોગ ઉત્પન્ન થાય છે. આ ચાર મુખ્ય કારણો સિવાય બીજાં અવાન્તર કારણો પણ ઘણાં છે.

अपस्मार.

વાત, પિત્ત, શ્લેષ્મ અને સંનિપાત–એ ચાર કારણોના ભેદથી અપસ્મારના પણ ચાર ભેદો પાડવામાં આવ્યા છે. આ રોગનો જ્યારે ઉપદ્રવ થાય છે; ત્યારે પ્રાણી સદ્અસદ્ વિવેકથી વિકલ બની ભ્રમિ, મૂર્છા ઇત્યાદિ અનેક અવસ્થાઓ અનુભવે છે. ભ્રમિ અવસ્થાના આવેશથી મનની ઘણી નિર્બલતા માલૂમ પડે છે. અર્થાત્ કોઇ પણ કાર્યમાં મનની સ્થિરતા બિલકુલ રહેતી નથી. સંરંભ અવસ્થામાં અનેક પ્રકારના સંકલ્પો મનની અંદર થયા કરે છે. દ્વેષનું આધિક્ય યા ચીડ

પ્રકારે દુઃખો માને છે. અને એ દુઃખોથી પીડાયેલ જીવોને દુઃખનાશક હેતુઓમાં જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે.

## (૧) આધ્યાત્મિક દુઃખ.

આધ્યાત્મિક દુઃખના શારીરિક અને માનસિક—એમ બે ભેદો પાડવામાં આવ્યા છે. શારીરિક એટલે શરીર સંબંધી દુઃખો. તેનો વિસ્તાર આયુર્વેદ-વૈદક ગ્રંથોમાં આવતાં રોગનાં નામો, લક્ષણો તથા તેનાથી થતી પીડાઓનું વર્ણન જાણવાથી સ્પષ્ટ સમજાશે. અતએવ વિશેષ જિજ્ઞાસુઓને તે તે ગ્રંથોને તપાસી જોવાની જો કે ભલામણ કરૂં છું; તો પણ અહિં સંક્ષેપથી તેનું દિગ્દર્શન કરાવવું ઉચિત સમજું છું.

કુષ્ઠરોગ.

આચારાંગસૂત્રના ૨૩૫ મા પૃષ્ઠમાં જણાવવામાં આવ્યું છે કે—વાત, પિત્ત અને શ્લેષ્મની વિષમતાના કારણથી થતા જ્વર, શૂળ, અતિસાર, ક્ષય અને ખાંસી વગેરે રોગો એ શારીરિક દુઃખોમાં ગણાય છે. તથા વાતાદિ દોષે ની ઉત્કટતાથી અઢાર પ્રકારના કુષ્ઠ રોગ ( કોઢ ) થાય છે. તેમાંથી અરૂણોદુંબરકુષ્ઠ ૧, નિશ્યકુષ્ઠ ૨, જિહ્વાકુષ્ઠ ૩, કપાલકુષ્ઠ ૪, કાકનદકુષ્ઠ ૫, પાંડરિકકુષ્ઠ ૬, અને દદ્રુકુષ્ઠ ૭, એ સાત મહાકુષ્ઠ કહેવાય છે. કારણ કે—જ્યારે એની અંદર સર્વ ધાતુઓનો અનુપ્રવેશ થાય છે, ત્યારે ત અસાધ્ય બને છે. સ્થૂલારૂષ્કુષ્ઠ ૧. મહાકુષ્ઠ ૨, એકકુષ્ઠ ૩ ચર્મદલકુષ્ઠ ૪, પરિસર્પકુષ્ઠ ૫. સિધ્મકુષ્ઠ ૬, વિચર્ચિકાકુષ્ઠ ૭, કિટિભકુષ્ઠ ૮, પામાકુષ્ઠ ૯, શતારૂષ્કુષ્ઠ ૧૦,

વિસર્પકુષ્ઠ ૧૧, એ અગીયાર લઘુકુષ્ઠનાં નામો છે. સામાન્ય રીતે જોતાં એ કુષ્ઠરોગની ઉત્પત્તિ સંનિપાતના કારણથી થાય છે. પરંતુ અવાંતર ભેદોનો પ્રાદુર્ભાવ વાતાદિ દોષોની પ્રબલતાથી થાય છે.

क्षय.

त्रिदोषो जायते यक्ष्मा गदो हेतुचतुष्टयात् ।
वेगरोधात् क्षयाच्चैव साहसाद् विषमासनात् ॥ १ ॥

ભાવાર્થ—ધાતુ વિગેરે વેગના આવેશને રોકવાથી, ધાતુઓના ક્ષયથી, સાહસ કરવાથી અને વિષમ રીતે આસનને સેવવાથી—એમ ચાર હેતુઓથી આ ત્રણ દોષવાળો ક્ષયરોગ ઉત્પન્ન થાય છે. આ ચાર મુખ્ય કારણો સિવાય બીજાં અવાન્તર કારણો પણ ઘણાં છે.

अपस्मार.

વાત, પિત્ત, શ્લેષ્મ અને સંનિપાત—એ ચાર કારણોના ભેદથી અપસ્મારના પણ ચાર ભેદો પાડવામાં આવ્યા છે. આ રોગનો જ્યારે ઉપદ્રવ થાય છે; ત્યારે પ્રાણી સદ્અસદ્ વિવેકથી વિકલ બની ભ્રમિ, મૂર્છા ઇત્યાદિ અનેક અવસ્થાઓ અનુભવે છે. ભ્રમિ અવસ્થાના આવેશથી મનની ઘણી નિર્બલતા માલૂમ પડે છે. અર્થાત્ કોઈ પણ કાર્યમાં મનની સ્થિરતા બિલકુલ રહેતી નથી. સંરંભ અવસ્થામાં અનેક પ્રકારના સંકલ્પો મનની અંદર થયા કરે છે. દ્વેષનું આધિક્ય યા ચીડ

પ્રકૃતિપણું, યાદશક્તિની અત્યલ્પતા, મૂર્છા અથવા બેભાનપણું–એ સર્વ ચિન્હો અપસ્માર રોગના ઉદયથી થાય છે.

નેત્રરોગ.

ગર્ભાવસ્થામાં અથવા ઉત્પન્ન થયા પછી–એમ બંને પ્રકારે જીવોને આ રોગ ઉત્પન્ન થાય છે. ગર્ભમાં બાળકને જો દ્રષ્ટિ સુધી તેજ પ્રાપ્ત થયેલું ન હોય, તો તે બાળક જન્માંધ જન્મે છે. અને જો તે જ તેજ એક આંખમાં જ આવ્યું હોય, તો તે બાળક જન્મથી એકાક્ષ અર્થાત્ કાણું પેદા થાય છે. રૂધિર નામની ધાતુની સાથે તે તેજ મિશ્ર થએલું હોય, તો તે બાળક લાલનેત્ર વાળું થાય છે. પિત્તની સાથે અનુગત હોય, તો પીળાનેત્ર વાળું અને વાતાનુગત તેજથી વિકારીનેત્ર વાળું બાળક જન્મે છે.

ઉપર્યુક્ત ગર્ભાવસ્થામાં થતા નેત્રરોગ સિવાય ઉત્પન્ન થયા પછી પણ નીચેના શ્લોકમાં બતાવેલાં કારણોથી અનેક પ્રકારના આંખ સંબધિ રોગોનો પ્રાદુર્ભાવ જોવામાં આવે છે.

वातात् पित्तात् कफाद् रक्तादभिष्यन्दश्चतुर्विधः ।
प्रायेण जायते घोरः सर्वनेत्रामयकरः ॥ १ ॥

ભાવાર્થ—વાત, પિત્ત, કફ અને રૂધિર–એ ચાર કારણોથી ચાર પ્રકારે નેત્રમાં અભિષ્યંદ રોગની ઉત્પત્તિ થાય છે. કે જેના આલંબનથી સર્વ પ્રકારનાં આંખનાં દર્દો ઉદ્ભવે છે, માટે તે ભયંકર ગણાય છે. ૧

जडता.

જાડ્યરોગની ઉત્પત્તિથી શરીરના સર્વ અવયવો પરવશ-જડસ્વરૂપ વાળા બને છે. એ રોગની ઉદયાવસ્થામાં પ્રાણી બેહોશ-બેભાન-જડસમાન બની જાય છે.

गर्भाधाननी विकलता.

ગર્ભાધાનની વિકલતાથી એક પગ ન્હાનો ટૂંકો થાય છે, યા એકજ પગ થાય છે. બીજો પગ તો ફક્ત નામ માત્ર જ હોય છે. તથા હાથ વડે ઠુંઠો પેદા થાય છે.

गर्भे वातप्रकोपेन दौहृदे वाऽपमानिते ।
भवेत् कुब्जः कुणिः पङ्गुर्मूको मन्मन एव च ॥ १ ॥

ભાવાર્થ—ગર્ભમાં વાતના પ્રકોપથી અથવા ગર્ભવતીને ઉત્પન્ન થયેલા અભિલાષોની પૂર્તિ ન કરવાથી બાળક કુબડું, ઠુંઠું, પાંગળું, મૂંગું અને બોબડું પેદા થાય છે. ૧. ઇત્યાદિ અનેક પ્રકારની વિકલતા માત-પિતાના શોણિત તથા શુક્રગત દોષોથી થએલી જોવામાં આવે છે.

उदररोग.

વાત, પિત્ત ઇત્યાદિ કારણોના મળવાથી પેટમાં આઠ પ્રકારના રોગોનો પ્રાદુર્ભાવ થાય છે. જલોદર, બરોળ, ગાઠ, બદ્ધગુદા વગેરે રોગો પણ પૂર્વોક્ત કારણોથી પેદા થયેલા જોવાય છે.

પ્રકૃતિપણું, યાદશક્તિની અત્યલ્પતા, મૂર્છા અથવા બેભાનપણું-એ સર્વ ચિન્હો અપસ્માર રોગના ઉદયથી થાય છે.

नेत्ररोग.

ગર્ભાવસ્થામાં અથવા ઉત્પન્ન થયા પછી-એમ, બંને પ્રકારે જીવોને આ રોગ ઉત્પન્ન થાય છે. ગર્ભમાં બાલકને જો દૃષ્ટિ સુધી તેજ પ્રાપ્ત થયેલું ન હોય, તો તે બાળક જન્માંધ જન્મે છે. અને જો તે જ તેજ એક આંખમાં જ આવ્યું હોય, તો તે બાળક જન્મથી એકાક્ષ અર્થાત્ કાણું પેદા થાય છે. રૂધિર નામની ધાતુની સાથે તે તેજ મિશ્ર થએલું હોય, તો તે બાળક લાલનેત્ર વાળું થાય છે. પિત્તની સાથે અનુગત હોય, તો પીળાનેત્ર વાળું અને વાતાનુગત તેજથી વિકારીનેત્ર વાળું બાળક જન્મે છે.

ઉપર્યુક્ત ગર્ભાવસ્થામાં થતા નેત્રરોગ સિવાય ઉત્પન્ન થયા પછી પણ નીચેના શ્લોકમાં બતાવેલાં કારણોથી અનેક પ્રકારના આંખ સંબધિ રોગોનો પ્રાદુર્ભાવ જોવામાં આવે છે.

वातात् पित्तात् कफाद् रक्तादभिष्यन्दश्चतुर्विधः ।
प्रायेण जायते घोरः सर्वनेत्रामयकरः ॥ १ ॥

ભાવાર્થ—વાત, પિત્ત, કફ અને રૂધિર-એ ચાર કારણોથી ચાર પ્રકારે નેત્રમાં અભિષ્યંદ રોગની ઉત્પત્તિ થાય છે. કે જેના આલંબનથી સર્વ પ્રકારનાં આંખનાં દર્દો ઉદ્ભવે છે, માટે તે ભયંકર ગણાય છે. ૧

ભૂમિમાં ઘણા વખત સુધી જાનું પાણી રહ્યા કરતું હોય તથા સર્વ ઋતુમાં જ્યાં ઠંડ પડતી હોય તેવા પ્રદેશોમાં પ્રકટ થાય છે. એમ અનુભવિ વૈદ્યોનું માનવું છે.

મધુમેહ.

મધુમેહ, એ નામનો રોગ અસ્તિ–પુરૂષ ચિન્હમાં ઉત્પન્ન થાય છે. એ રોગની વિદ્યમાનતાથી પેશાબ મધની માફક મીઠો બની જાય છે. આ રોગ અસાધ્ય કહેવાય છે. જો કે સર્વ પ્રમેહો અર્થાત્ પરમીઆઓ પ્રાયઃ સર્વદોષોથી ઉત્પન્ન થાય છે; છતાં વાતાદિની પ્રબળતાથી તેના વીશ ભેદો પાડવામાં આવે છે. કફની ઉત્કટતાથી ૧૦ પ્રકારના પ્રમેહો, પિત્તની પ્રબળતાથી ૬ પ્રકારના તથા વાયુના વિશેષ વિકારથી ૪ પ્રકારના–એમ સર્વ મળી ૨૦ સંખ્યા થાય છે. દરેક પ્રમેહો જ્યારે અસાધ્ય અવસ્થાને આધીન બને છે, ત્યારે તે 'મધુમેહ' નામથી ઓળખાય છે. કારણ કે બીજા પ્રમેહોનો ઉપચારથી કદાચ આરામ થવાનો સંભવ રહે છે, પરંતુ મધુમેહની અવસ્થામાં પરિણમેલ પ્રમેહને કોઇ પણ ઉપચાર લાગુ નહિ પડતો હોવાથી અતિશય અસાધ્ય મનાય છે. માટે તેને જીવનયાત્રાની સમાપ્તિનો સૂચક જાણવો જોઇએ.

ઉપર દર્શાવેલ રોગો શારીરિક દુઃખમાં ગણાય છે. તેના અવાન્તર ભેદો હજારો થઇ શકે છે, પરંતુ આ ન્હાના ગ્રંથમાં તે વિષયનું વિશેષ વર્ણન કરવાનો અવકાશ ન હોવાથી વિસ્તારથી વિવેચન કરવાના વિચારપ્રવાહને અટકાવી હવે આગળ વધીશું.

मुखरोग.

મુખમાં સાતસ્થાન વિશેષના મળી પાંસઠ રોગોની ઉત્પત્તિ થાય છે. (૧) ઓષ્ઠસ્થાનમાં ૮, (૨) દંતના મૂળમાં ૧૫, (૩) દંતના બીજા પેટા ભાગમાં ૮, (૪) જિન્હામાં ૫, (૫) કંઠમાં ૧૭, (૬) સર્વસ્થાનમાં સાધારણ ૩, (૭) તાલુમાં ૯. એમ સર્વ મળી ૬૫ રોગો મ્હોઢાની અંદર પેદા થાય છે.

सोजा.

૧ વાતથી, ૨ પિત્તથી, ૩ શ્લેષ્મથી, ૪ સંનિપાતથી, ૫ રક્તથી, ૬ અભિઘાતથી. આ ૭ પ્રકારથી સોજાની ઉત્પત્તિ થાય છે.

भस्मक.

વાત-પિત્તની ઉત્કટતા તથા શ્લેષ્મની ન્યૂનતાના કારણથી ભસ્મક નામના રોગનો ઉદ્ભવ થાય છે.

पीठसर्पि.

ગર્ભના દોષથી પીઠસર્પિરોગ વાળું પણ બાળક પેદા થાય છે. તે રોગના કારણથી હાથમાં લાકડી વગેરે સાધન રાખ્યા સિવાય બિલકુલ ચાલી શકાતું નથી. વાત, પિત્ત તથા શ્લેષ્મના દોષથી પ્રથમ વક્ષઃસ્થળમાં ત્યાર પછી ઊરૂમાં, જંઘામાં એમ અનુક્રમે ધીરે ધીરે આ રોગ વધતો જાય છે. જ્યારે તે પગનું આલંબન લઈ સોજાપણાના સ્વરૂપને ધારણ કરે છે; ત્યારે તે 'શ્લીપદ' એવા નામથી ઓળખાય છે. આ રોગ પ્રાયે જે

ત્રણે પ્રકારનાં દુઃખોની સાથે ચૈતન્યશક્તિનો જે પ્રતિકૂળ સંબંધ, તેને 'અભિઘાત' નામથી ઓળખાવે છે. તે દુઃખોનો નાશ કરવા જીવોને તત્ત્વજિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. તે તત્ત્વો સંપૂર્ણ જગત્માં પચ્ચીશ જ છે. અધિક નથી, એવી તેમની માન્યતા છે. તત્ત્વનિરૂપણ આ વાત નામના બીજા પ્રસ્તાવમાં સ્પષ્ટ કરવામાં આવશે.

**પ્રથમ પ્રસ્તાવ સમાપ્ત.**

એવીજ રીતે આધ્યાત્મિક દુઃખોનો બીજો ભેદ **માનસિક દુઃખો** છે.

કામ, ક્રોધ, લોભ, મદ, માન, ઈર્ષ્યા, અભિનિવેશ, અને વિષયનું અદર્શન-ઇત્યાદિ કારણોથી મનમાં જે દુઃખ, સંતાપ, પીડા ઉત્પન્ન થાય તેને **માનસિક દુઃખો** એવા નામથી ઓળખવામાં આવે છે. શારીરિક અને માનસિક એ બન્ને પ્રકારનાં દુઃખોનો આન્તરિક ઉપાય સાધ્ય હોવાથી તેની આધ્યાત્મિકદુઃખમાં ગણના થાય છે.

(૨) આધિભૌતિક દુઃખ.

મનુષ્ય, પશુ, પક્ષી, સરીસૃપ અને સ્થાવર વગેરે નિમિત્તોથી જે કાંઇ પણ દુઃખો ઉત્પન્ન થાય છે, તેને આધિભૌતિક દુઃખ કહેવામાં આવે છે.

(૩) આધિદૈવિક દુઃખ.

યક્ષ, રાક્ષસ, ભૂત, પિશાચ અને ગ્રહ ઇત્યાદિ નિમિત્તોથી જે કાંઇ પણ દુઃખો અનુભવાય, તે આધિદૈવિક દુઃખના નામથી ઓળખાય છે. આ બન્ને પ્રકારનાં દુઃખો બાહ્ય ઉપાયોથી સાધ્ય છે, એમ મનાય છે.

## પ્રથમ પ્રસ્તાવનો ઉપસંહાર.

સાંખ્યમતાનુયાયિ લોકો મહત્તત્ત્વનું બીજું નામ જે બુદ્ધિતત્ત્વ કહે છે, તેની વૃત્તિરૂપ તથા રજોગુણના પરિણામ સ્વરૂપ આધ્યાત્મિક ૧, આધિભૌતિક ૨, આધિદૈવિક ૩, એ

પ્રભાવ સમજવો જોઇએ. જેથી મનુષ્યો દ્વેષ, દ્રોહ, માત્સર્ય, નિંદા, બન્ધન અને તાપ વગેરેનો અનુભવ કરેછે, તે રજોગુણનો પ્રતાપ કહી શકાય. તેમજ જેનાથી જીવો અજ્ઞાન, અભિમાન, આલસ્ય, દીનતા, ક્રિયાનો અભાવ, નાસ્તિકપણું, ખેદ, અને ઉન્માદ વગેરે દુર્ગુણોને સેવે છે, તે તમોગુણનુંજ પરિણામ છે. ઉપર બતાવેલ ત્રણગુણોથી સમસ્ત જગત્ વ્યાપ્ત છે, છતાં બ્રાહ્મ્ય, પ્રાજાપત્ય, સૌમ્ય, ઐન્દ્ર, ગાંધર્વ, રાક્ષસ, પિશાચ અને યક્ષ—આ આઠ પ્રકારની દેવસૃષ્ટિરૂપ ઊર્ધ્વલોકમાં સત્ત્વગુણની પ્રધાનતા કહેવામાં આવે છે. તથા અધોલોક-પશુ, પક્ષી, મૃગ, સરીસૃપ, સ્થાવર, નરક વગેરેની સૃષ્ટિમાં તમોગુણની મુખ્યતા મનાય છે. અને મનુષ્યોની રજોગુણની વિશેષતા માનવામાં આવેલી છે. પૂર્વોક્ત સત્ત્વાદિ ત્રણે ગુણોની સમાન અવસ્થાને સાંખ્યમતાનુયાયિ લોકો પ્રકૃતિતત્ત્વના નામથી ઓળખે છે. જો કે દેવ વગેરેની કોઇ એક સૃષ્ટિમાં સત્ત્વાદિ ગુણોમાંથી એકાદ ગુણની અધિકતા માલૂમ પડે છે; તો પણ પરસ્પર પ્રમાણની અપેક્ષાથી ત્રણે ગુણની સામ્યાવસ્થાને જ **પ્રકૃતિ** કહેવામાં આવે છે. પ્રકૃતિ, પ્રધાન, અવ્યક્ત વગેરે પર્યાયવાચી શબ્દો છે. આ પ્રકૃતિતત્ત્વને તેઓ નિત્ય માને છે. નિત્યનું લક્ષણ તેઓના મતમાં આ પ્રમાણે છેઃ—' अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वभावं नित्यम् ' અર્થાત્ જેનો કદાપિ નાશ કે ઉત્પત્તિ થતી નથી અને જે નિરંતર સ્થિર રૂપે જ રહે છે, તે નિત્ય કહેવાય. પ્રકૃતિની પણ આદિ-મધ્યાવસ્થા નથી, પ્રકૃતિના અવયવો નથી, તે સર્વસાધારણ તથા શબ્દાદિ પાંચ તન્માત્રાથી બિલકુલ ભિન્ન અને અવ્યય

## द्वितीयः प्रस्तावः ।

### સાંખ્યતત્ત્વોનું નિરૂપણ.

मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।
षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः॥३॥
( साङ्ख्यतत्त्वकौमुदि )

### પ્રકૃતિનું સ્વરૂપ. १

પ્રસાદ-મનનું પ્રસન્નપણું, બુદ્ધિપાટવ-બુદ્ધિનું તીક્ષ્ણપણું, લાઘવ-શરીરનું લઘુપણું, અનભિષ્વંગ-આસક્તિરહિતપણું, દ્વેષનો અભાવ અને પ્રીતિ-એ વિગેરે લક્ષણોથી સત્ત્વગુણ ઓળખાય છે. તાપ, શોષ-આંતરિક દ્વેષાદિ કારણોથી સૂકાવાપણું, ભેદ-હૃદયની ભિન્નતા, ચલચિત્તતા-ચિત્તનું અવ્યવસ્થિતપણું, સ્તંભ-મદાવસ્થા, ઉદ્વેગ-મનનો ખેદઇત્યાદિ ચિહ્નોથી રજોગુણ જાણી શકાય છે. દૈન્ય-દીનપણું, મોહ-મુંઝાવાપણું, મરણના જેવી અવસ્થા, બીભત્સપણું, અજ્ઞાન, જડતા, પ્રમાદ, ગૌરવ, રૌદ્ર-આકૃતિની ભયંકરતા-વિગેરે પ્રકારથી તમોગુણ ઓળખી શકાય છે.

જેથી મનુષ્યો આ જગતમાં સરલસ્વભાવી, નિરભિમાની અને સ્વસ્થચિત્તવાળા થઇ સત્ય, શૌચ, બુદ્ધિપાટવ અને શરીરલાઘવ વિગેરે ગુણોમાં કુશળતા મેળવે છે, તેને સત્ત્વગુણનો

શાલી છું. હું દર્શનીય છું, ઇત્યાદિ પ્રકારનું ભાન મમત્વબુદ્ધિને સૂચવે છે. અને તે અહંકારતત્ત્વ સિવાય થઇ શકે નહિ; માટે મમત્વ જ અહંકારતત્ત્વની સત્તાનો નિશ્ચાયક કહી શકાય.

## ઇંદ્રિયોનું સ્વરૂપ.

અહંકારતત્ત્વથી ૧૬ તત્ત્વોની ઉત્પત્તિ મનાય છે ૫ જ્ઞાનેંદ્રિય અને ૫ કર્મેન્દ્રિય-એ દસ અને એક અંતઃકરણ-એમ ૧૧ ઇંદ્રિયો માનવામાં આવે છે.

૧ સ્પર્શનેંદ્રિય-ચામડી. જેથી શીત, ઉષ્ણ સ્પર્શનો અનુભવ થાય છે. ૨ રસનેન્દ્રિય-જીભ, જેથી ખારો, મીઠો, ખાટો, કડવો, તીખો વગેરે રસ પારખી શકાય છે. ૩ ઘ્રાણેંદ્રિય-નાક, જેથી શુભ, અશુભ ( સારો-નરસો ) ગંધ જાણી શકાય છે. ૪ ચક્ષુરિંદ્રિય-આંખ. જેથી કાળો, પીળો, રાતો, લીલો ધોળો વિગેરે રૂપનો અનુભવ થાય છે. ૫ શ્રવણેંદ્રિય-કાન. જેથી તત, વિતત-શુષિર વંશ ભાષાત્મક વગેરે ( શુભ અશુભ ) શબ્દો સાંભળી શકાય છે. જ્યારે આ ઇંદ્રિયો પોતપોતાના વિષયોની ઓળખાણ કરાવે છે, ત્યારે જ તેને જ્ઞાનેન્દ્રિયના નામથી ઓળખાય છે.

સાંખ્યમત સિવાય બીજા કોઇ પણ મતમાં કર્મેન્દ્રિય માનેલ નથી. તેનું સ્વરૂપ આ પ્રમાણે માનવામાં આવ્યું છેઃ- ૧ પાયુ-ગુદા. મળને નિકળવાનું સ્થાન. ૨ ઉપસ્થ-સ્ત્રી-પુરૂષનું ચિહ્ન. ૩ વચન. ૪ હાથ. ૫ પગ. પાયુ-ગુદાદ્વારા મળનિ-

હોવાથી નિત્ય મનાય છે. દરેક આત્મા ઉપર આ પ્રકૃતિ નામના તત્ત્વને ભિન્ન ભિન્ન માને છે. તેથી જગતમાં જેટલા જીવો તેટલાં પ્રકૃતિતત્ત્વો કહીશકાય. આધુનિક સાંખ્યમતાનુયાયિ લોકો સમસ્ત જીવો ઉપર એક જ પ્રકૃતિતત્ત્વ છે. એમ જણાવે છે.

## મહત્તત્ત્વનું નિરૂપણ. ૨

પ્રકૃતિનું પ્રથમ પરિણામ મહત્તત્ત્વ છે અને તે બુદ્ધિતત્ત્વના નામથી પણ ઓળખાય છે. આપણી સમીપમાં રહેલી ગાયને જોઇ એમ કહેવામાં આવે કે–'આ ગાય છે. પણ ઘોડો નથી;' અથવા લાકડું દેખી 'આ લાકડું છે, માણસ નથી' આવી રીતે નિશ્ચય કરાવનાર અધ્યવસાયને બુદ્ધિતત્ત્વ અથવા મહત્તત્ત્વ નામ આપેલુંછે. બુદ્ધિતત્ત્વમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય-એ આઠ ગુણો માનવામાં આવે છે. આ આઠ ગુણોમાંથી પ્રથમના ચાર સાત્ત્વિક ગુણો અને અધર્મ વગેરે ચાર તામસ ગુણો છે

## અહંકાર. ૩

બુદ્ધિતત્ત્વથી અહંકાર ઉત્પન્ન થાયછે. અહંકાર, અભિમાન, દર્પ, ગર્વ, અભિનિવેશ, આગ્રહ, મદ, માન વિગેરે અહંકારના સમાનાર્થક શબ્દો છે. હું સાંભળું છું, હું સ્પર્શ કરૂં છું, હું સુગંધને ગ્રહણ કરૂં છું, હું આસ્વાદ લઉં છું, હું જોઉં છું, હું પોતે જ આને મારવાનો છું, હું અલ્પજ્ઞ છું, હું સર્વજ્ઞ છું, આને હું જલદી મારી નાંખીશ, હું સૌભાગ્ય-

## મહાભૂતનું સ્વરૂપ.

ઉપર બતાવેલ તન્માત્રાઓથી પાંચ મહાભૂતનો આવિર્ભાવ થાય છે. ૧ રૂપતન્માત્રાથી અગ્નિતત્ત્વ, ૨ રસતન્માત્રાથી જલતત્ત્વ, ૩ ગંધતન્માત્રાથી પૃથ્વીતત્ત્વ, ૪ સ્પર્શતન્માત્રાથી વાયુતત્ત્વ અને ૫ શબ્દતન્માત્રાથી આકાશ તત્ત્વ–એવી રીતે પાંચ મહાભૂતની ઉત્પત્તિ માનવામાં આવે છે.

## પ્રકૃતિ-વિકૃતિ–ગુણોનો સમાવેશ.

પ્રકૃતિતત્ત્વમાં કેવળ પ્રકૃતિપણું છે. તેમાં વિકૃતિપણું નથી. કારણ કે તે દરેકનું મૂળકારણ છે. બુદ્ધિતત્ત્વ વિગેરે સાત તત્ત્વોમાં પ્રકૃતિપણું અને વિકૃતિપણું–એમ ઉભય ધર્મો રહેલા છે.૧૧ ઇંદ્રિયો અને ૫ મહાભૂત. એ ૧૬ તત્ત્વોમાં કેવળ વિકૃતિપણું છે. પુરૂષતત્ત્વમાં આમાંથી કોઇપણ ધર્મ નથી. બુદ્ધિતત્ત્વ પ્રકૃતિતત્ત્વથી ઉત્પન્ન થએલ હોવાથી પ્રકૃતિની અપેક્ષાએ તેમાં વિકૃતિપણું છે; વળી અહંકારતત્ત્વનું પણ કારણ હોવાથી તેમાં પ્રકૃતિપણું પણ ગણી શકાય. અહંકારતત્ત્વ બુદ્ધિતત્ત્વથી પ્રકટ થએલ હોવાથી વિકૃતિપણું અને પાંચ તન્માત્રાનું કારણ હોવાથી એમાં પ્રકૃતિપણું પણ મનાય છે. પાંચ તન્માત્રા અહંકારથી ઉત્પન્ન થએલ હોવાથી તેમાં વિકૃતિપણું અને પાંચ મહાભૂતનું કારણ હોવાથી તેમા પ્રકૃતિપણું પણ મનાય છે. એવી રીતે ઉપર જણાવેલ સાત તત્ત્વોમાં ઉભયપણું છે. તથા ૧૧ ઇંદ્રિયો અને પાંચ મહાભૂત–એ ૧૬ તત્ત્વમાં કેવળ વિકૃતિપણું જ છે. કારણ કે તે તત્ત્વો કોઇના પણ કારણ રૂપે નથી.

ષ્કમણ વિગેરે ક્રિયા, ઉપસ્થ દ્વારા સંભોગ-મૂત્રાદિ ક્રિયા, વચનદ્વારા બોલવાની ક્રિયા, હાથદ્વારા ગ્રહણ કરવાની અને મૂકવા વગેરેની ક્રિયા તથા પગદ્વારા ચાલવું વિગેરે ક્રિયા -કર્મ થતું હોવાથી તે કર્મેન્દ્રિય કહેવાય છે. મનદ્વારા વિચાર કરવામાં આવે છે. મનને જ્ઞાનેંદ્રિયોની મધ્યમાં જ્ઞાનેંદ્રિયરૂપ અને કર્મેન્દ્રિયોની મધ્યમાં કર્મેંદ્રિયરૂપ ગણવામાં આવે છે. તેને દૃષ્ટાંતથી સ્પષ્ટ કરવામાં આવે છે. જેમ-કોઇ એક ગામમાં 'લાડુ વિગેરે ભોજન મળે છે.' એવું વાકય સાંભળતાં જ એક બાળકે વિચાર કર્યો કે—"જો તે ગામમાં જઈશ તો લાડવા, પેંડા અથવા દહીંવડાનું ભોજન મળશે. અથવા તો અમુક પ્રકારનું પણ ભોજન તો જરૂર મળશે." આવા પ્રકારનો જે અધ્યવસાય અંતઃકરણમાં થાય છે; તેનું કારણ કોઇ એક માનવું જોઇએ. અને તે મન યા અંતઃકરણ છે, કે જે અગીયારમી ઇંદ્રિયરૂપ ગણાય છે.

### તન્માત્રા-પરિચય.

જેમ અહંકારતત્ત્વથી ૧૧ ઇન્દ્રિયોનો પ્રાદુર્ભાવ કહેવાય છે. તેમ પાંચ તન્માત્રાની પણ ઉત્પત્તિ થાય છે. ૧ રૂપતન્માત્રા-શુકલ, નીલ, પીત વગેરે સૂક્ષ્મવર્ણરૂપ સમજવી. ૨ રસતન્માત્રા-મધુર, તિકત વિગેરે સૂક્ષ્મરસરૂપ જાણવી. ૩ ગન્ધતન્માત્રા-સૂક્ષ્મ ગંધાદિરૂપ સમજવી. ૪ સ્પર્શતન્માત્રા-શીત, ઉષ્ણ વગેરે સૂક્ષ્મસ્પર્શરૂપ જાણવી. ૫ શબ્દતન્માત્રા-સૂક્ષ્મ શબ્દરૂપ સમજવી. આવી રીતે અહંકારતત્ત્વથી ૧૧ ઇંદ્રિયો અને ૫ તન્માત્રાઓ મળી ૧૬ તત્ત્વો ઉત્પન્ન થાય છે.

નિર્લેપ છે, એમ પ્રથમ કહેલ છે. 'આ સ્થાનનો હું અધિકારી છું,' 'મ્હારે આ કર્તવ્ય છે'. એવો પ્રથમ અધ્યવસાય થાય છે. અને ત્યાર પછી પ્રવૃત્તિ કરવામાં આવે છે. આ વાત લોકપ્રસિદ્ધ છે. તેમાં પણ 'મારે કરવા લાયક છે' એવો જે નિશ્ચય,તે બુદ્ધિતત્ત્વનો અધ્યવસાય અથવા અસાધારણ વ્યાપાર સમજવો. કેમકે ચિત્તશક્તિની સમીપતાથી બુદ્ધિતત્ત્વમાં ( ચેતન્યશકિત નહિ હોવા છતાં પણ ) 'હું ચૈતન્યશાળી છું', એવો પ્રતિભાસ થાય છે.

" પુરૂષતત્ત્વ નિર્ગુણ હોવાથી અપરિણામી છે. તો તેને મોક્ષ કેવી રીતે મળી શકે ? ક્લેશ કર્મ વિપાક આશય વાસનારૂપ બંધનો અપરિણામિ પુરૂષમાં સંભવે નહિ, પુરૂષ અક્રિય હોવાથી તેને સંસાર પણ ઘટી શકે નહિ; પરંતુ પ્રકૃતિનેજ ઘટે. "

ઉપર પ્રમાણેની શંકાઓ અન્યદર્શનકારો કરે છે; ત્યારે તેનું સમાધાન કરતાં સાંખ્યવાદિઓ કહે છે કેઃ—

પ્રકૃતિજ, પુરૂષનું વિવિધ પ્રકારે આલંબન લેતી હોવાથી બંધાય છે, પરિભ્રમણ કરે છે. પુરૂષને કંઇ પણ નથી. છતાં ઉપચારથી બંધ, મોક્ષ, સંસાર વિગેરે કાર્યો પુરૂષમાંજ માનવામાં આવે છે. તેમાં દોષ ન ગણાય. જેમ રણસંગ્રામમાં સુભટ લોકો શત્રુઓની સાથે લડાઇ કરી પોતે ફતેહ મેળવે છે, પરંતુ જય-પરાજયનો વ્યવહાર ઉપચારથી રાજાનોજ મનાય છે. અને જય-પરાજયનું ફળ દેશ, કોષ વિગેરે વસ્તુઓનો

## પુરૂષતત્ત્વ.

પુરૂષતત્ત્વમાં કારણપણું કે કાર્યપણું નથી, માટે તેમાં પ્રકૃતિવિકૃતિપણું પણ નથી. તે તો કમલના પત્રની માફક નિર્લેપ, અમૂર્ત, ચૈતન્યસ્વરૂપ અને ભોક્તા છે. કોઇ પણ ક્રિયાનું કર્તૃપણું તેમાં નથી. આ આત્માને નિત્ય-શાશ્વત માનવામાં આવે છે. તેઓ, એમાં કૂટસ્થનિત્યપણું માને છે, પરિણામિનિત્યપણું માનતા નથી, તેમજ તેઓ આ આત્માને સર્વવ્યાપક, નિર્ગુણ અને સૂક્ષ્મ કહે છે.

## પ્રકૃતિ-પુરૂષનો સબંધ.

અંધ અને પંગુના સંબંધની માફક પ્રકૃતિ-પુરૂષનો સંયોગ માનવામાં આવે છે. અંધસમાન પ્રકૃતિ અને પંગુસમાન પુરુષ કહેવાય છે. આત્માની ચૈતન્યશક્તિમાં વિષયનું ભાન કરાવવાની અર્થાત્ પદાર્થોનો નિશ્ચય કરાવનારી શક્તિ નથી; પરંતુ બુદ્ધિતત્ત્વમાં ઇંદ્રિયો દ્વારા સુખ,દુઃખાદિક વિષયોનું પ્રતિબિંબ પડે છે. બુદ્ધિતત્ત્વને બંને તરફ મુખવાળા દર્પણના જેવું માનેલ હોવાથી ચૈતન્યશક્તિનું પણ તેમાં પ્રતિબિંબ પડે છે. તેજ કારણને લઇ ' હું સુખી ' ' હું દુઃખી ' વિગેરે આત્મામાં પ્રતિભાસ થાય છે. આત્મા બુદ્ધિતત્ત્વની સાથે પોતાનું ઐક્ય સમજીને 'હું સુખી' 'હું દુઃખી, 'હું જ્ઞાની' એમ માને છે. સારાંશ એટલોજ છે-કે બુદ્ધિતત્ત્વમાંજ સુખ-દુઃખાદિનું કર્તૃત્વ છે. આત્મામાં તો સુખ-દુઃખાદિનું ભાન ઉપચારથી માનવામાં આવે છે. કારણ કે આત્મા કમલપત્રની માફક

નિર્લેપ છે, એમ પ્રથમ કહેલ છે. 'આ સ્થાનનો હું અધિકારી છું,' 'મ્હારે આ કર્તવ્ય છે'. એવો પ્રથમ અધ્યવસાય થાય છે. અને ત્યાર પછી પ્રવૃત્તિ કરવામાં આવે છે. આ વાત લોકપ્રસિદ્ધ છે. તેમાં પણ 'મારે કરવા લાયક છે' એવો જે નિશ્ચય, તે બુદ્ધિતત્ત્વનો અધ્યવસાય અથવા અસાધારણ વ્યાપાર સમજવો. કેમકે ચિત્તશક્તિની સમીપતાથી બુદ્ધિતત્ત્વમાં ( ચૈતન્યશક્તિ નહિ હોવા છતાં પણ ) 'હું ચૈતન્યશાળી છું', એવો પ્રતિભાસ થાય છે.

" પુરૂષતત્ત્વ નિર્ગુણ હોવાથી અપરિણામી છે. તો તેને મોક્ષ કેવી રીતે મળી શકે ? કલેશ કર્મ વિપાક આશય વાસનારૂપ બંધનો અપરિણામિ પુરૂષમાં સંભવે નહિ, પુરૂષ અક્રિય હોવાથી તેને સંસાર પણ ઘટી શકે નહિ; પરંતુ પ્રકૃતિનેજ ઘટે. "

ઉપર પ્રમાણેની શંકાઓ અન્યદર્શનકારો કરે છે; ત્યારે તેનું સમાધાન કરતાં સાંખ્યવાદિઓ કહે છે કેઃ—

પ્રકૃતિજ, પુરૂષનું વિવિધ પ્રકારે આલંબન લેતી હોવાથી બંધાય છે, પરિભ્રમણ કરે છે. પુરૂષને કંઇ પણ નથી. છતાં ઉપચારથી બંધ, મોક્ષ, સંસાર વિગેરે કાર્યો પુરૂષમાંજ માનવામાં આવે છે. તેમાં દોષ ન ગણાય. જેમ રણસંગ્રામમાં સુભટ લોકો શત્રુઓની સાથે લડાઇ કરી પોતે ફતેહ મેળવે છે, પરંતુ જય–પરાજયનો વ્યવહાર ઉપચારથી રાજાનોજ મનાય છે. અને જય–પરાજયનું ફળ દેશ, કોષ વિગેરે વસ્તુઓનો

લાભ-ગેરલાભ શાજાનેજ થાય છે. તેમજ સંસાર, બંધ, મોક્ષ વિગેરે કાર્યો પણ પ્રકૃતિમાંજ છે. પુરૂષને તેવા પ્રકારનું જ્ઞાન નહિ હોવાથી પોતે પોતાની અંદર માની લે છે કે-'હું સંસારી છું' 'બદ્ધ છું' 'મુક્ત છું' વિગેરે. તેવી માન્યતાઓ પ્રકૃતિની સાથે અભેદભાવને લઈને થાય છે, તેમ સમજવું.

મહત્તત્ત્વ વિગેરે પ્રકૃતિના વિકારો જ્યારે પ્રકૃતિમાં લય અથવા તિરોભાવ અવસ્થાને પામે છે, ત્યારે પોતાના વ્યકત સ્વરૂપને છોડી અવ્યકત અવસ્થાને પ્રાપ્ત થાય છે; પરંતુ પ્રકૃતિ તો કૂટસ્થનિત્ય હોવાથી પોતાના સ્વરૂપનો બિલકુલ ત્યાગ કરતી નથી, કારણ કે પ્રકૃતિનું કોઇ કારણ નહિ હોવાથી તે અકારણ અને નિત્ય મનાય છે. તથા મહત્તત્ત્વ વિગેરે તત્ત્વોને, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ હોવાથી સકારણ અને અનિત્ય માનવામાં આવે છે. પ્રકૃતિ વ્યાપક, અક્રિય, નિરાલંબી અને એક છે. ત્યારે બુદ્ધિતત્ત્વ ( મહત્તત્ત્વ ) વગેરે તત્ત્વો અવ્યાપક, સક્રિય (અધ્યવસાય આદિ ક્રિયાવાળા), અનેક અને પ્રકૃતિમાં આશ્રિત છે. બુદ્ધિતત્ત્વાદિના અવાંતર ભેદો ત્રેવીશ હોવાથી તે અનેક મનાય છે. પરંતુ પ્રકૃતિનો કોઈ પણ અવાન્તર ભેદ નહિ હોવાથી તે એક મનાય છે. એ સિવાય પ્રકૃતિની સાથે મહત્તત્ત્વાદિમાં બીજી પણ ભિન્નતાઓ માનવામા આવે છે.

## પ્રકૃતિ-પુરૂષની ભિન્નતા.

પુરૂષ ( જીવાત્મા ) વિષયસુખાદિનો તથા તેના કારણભૂત પુણ્ય-પાપાદિકનો કર્તા છે. એવી અમારી માન્યતા નથી.

તૃણમાત્રને પણ વાળી શકવાને તે અસમર્થ છે. પોતાના સ્વભાવને લઇનેજ પ્રકૃતિ તે દરેક કાર્યોને કરે છે. પ્રકૃતિમાં સત્ત્વ વગેરે ગુણો હોવાથી તેને સગુણ માનવામાં આવે છે. અને પુરૂષ તે ગુણોથી રહિત હોવાથી નિર્ગુણ છે. પુરુષતત્ત્વમાં ભોક્તૃત્વ માનવામાં આવે છે. પરંતુ તે પણ પ્રકૃતિના વિકારરૂપ મનાય છે. સાક્ષાત્ માનવામાં આવતું નથી. ઉભયમુખ દર્પણના જેવા બુદ્ધિતત્ત્વમાં સુખ-દુઃખાદિનું સંક્રમણ થવાથી પ્રતિબિંબના અવલંબનથીજ નિર્મળ આત્મા બુદ્ધિના અધ્યવસાય રૂપે નિર્ણીત કરેલા પદાર્થોનો અનુભવ કરે છે. જેમ સ્ફટિક રત્ન પોતાની સમીપમાં રહેલ પુષ્પાદિના રંગયુક્ત બને છે, તેમ બુદ્ધિતત્ત્વમાથી સુખ-દુઃખાદિનું પ્રતિબિંબ આત્મામાં પડતુ હોવાથી તે પુરૂષ એમ સમજે છે કે—હું વિષયાદિનો ભોક્તા છું પુરુષનો ચૈતન્યધર્મ છે, પણ જ્ઞાન સ્વભાવ નથી. જ્ઞાનસ્વરૂપ તો બુદ્ધિનું છે.

## પ્રકૃતિ-પુરુષનો સંયોગ.

પ્રકૃતિ-પુરૂષનો સંયોગ અંધ-પંગુની માફક સમજવાનો છે. જેમ કોઇ અંધપુરૂષ અન્ય સમુદાય સાથે અમુક શહેર તરફ જવા નીકળ્યો. રસ્તામાં ચોર વગેરેના ઉપદ્રવથી સમુદાય ભિન્ન ભિન્ન થઇ ગયો. અંધ ત્યાંજ રહ્યો. તેટલામાં દૈવવશાત્ તે વનમાં કોઇ એક પાંગળાએ તે અંધને જોયો. વાતચીત ઉપરથી જણાયું કે આપણે એકજ સ્થળમાં જવાનું છે. લંગડાએ જણાવ્યું કે-હું ચાલી શકું નહિ. પરંતુ માર્ગ બતાવ-

લાભ-ગેરલાભ રાજાનેજ થાય છે. તેમજ સંસાર, બંધ, મોક્ષ વિગેરે કાર્યો પણ પ્રકૃતિમાંજ છે. પુરૂષને તેવા પ્રકારનું જ્ઞાન નહિ હોવાથી પોતે પોતાની અંદર માની લે છે કે–'હું સંસારી છું' 'બદ્ધ છું' 'મુક્ત છું' વિગેરે. તેવી માન્યતાઓ પ્રકૃતિની સાથે અભેદભાવને લઇને થાય છે, તેમ સમજવું.

મહત્તત્ત્વ વિગેરે પ્રકૃતિના વિકારો જ્યારે પ્રકૃતિમાં લય અથવા તિરોભાવ અવસ્થાને પામે છે, ત્યારે પોતાના વ્યકત સ્વરૂપને છોડી અવ્યકત અવસ્થાને પ્રાપ્ત થાય છે; પરંતુ પ્રકૃતિ તો કૂટસ્થનિત્ય હોવાથી પોતાના સ્વરૂપનો બિલકુલ ત્યાગ કરતી નથી, કારણ કે પ્રકૃતિનું કોઇ કારણ નહિ હોવાથી તે અકારણ અને નિત્ય મનાય છે. તથા મહત્તત્ત્વ વિગેરે તત્ત્વોને, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ હોવાથી સકારણ અને અનિત્ય માનવામાં આવે છે. પ્રકૃતિ વ્યાપક, અક્રિય, નિરાલંબી અને એક છે. ત્યારે બુદ્ધિતત્ત્વ ( મહત્તત્ત્વ ) વગેરે તત્ત્વો અવ્યાપક, સક્રિય (અધ્યવસાય આદિ ક્રિયાવાળા), અનેક અને પ્રકૃતિમાં આશ્રિત છે. બુદ્ધિતત્ત્વાદિના અવાંતર ભેદો ત્રેવીશ હોવાથી તે અનેક મનાય છે. પરંતુ પ્રકૃતિનો કોઈ પણ અવાન્તર ભેદ નહિ હોવાથી તે એક મનાય છે. એ સિવાય પ્રકૃતિની સાથે મહત્તત્ત્વાદિમા બીજી પણ ભિન્નતાઓ માનવામા આવે છે.

## પ્રકૃતિ-પુરૂષની ભિન્નતા.

પુરૂષ ( જીવાત્મા ) વિષયસુખાદિનો તથા તેના કારણભૂત પુણ્ય-પાપાદિકનો કર્તા છે. એવી અમારી માન્યતા નથી.

રણ કામનાઓથી વ્યાપ્ત છે, એવી ચેષ્ટાવાળાઓને જે બંધ થાય, તેને દાક્ષિણબંધ કહેવામાં આવે છે. ૩. જન્માન્તર પણ આ ત્રણ પ્રકારના બંધના પ્રતાપથી જ પ્રાપ્ત થાય છે આ સર્વ કાર્ય પ્રકૃતિનું જ સમજવાનું છે.

## પ્રમાણની માન્યતા

અર્થની ઉપલબ્ધિમાં જે કારણ હોય, તેને પ્રમાણ તરીકે માનવામાં આવે છે. તેના ત્રણ ભેદો છે. ૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન ૩ આગમ. બુદ્ધિતત્ત્વ પોતે જ ઇન્દ્રિયોદ્વારા ગમન કરી વિષયાકાર પરિણતિને ધારણ કરે, તેને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. અર્થાત્ બુદ્ધિની શ્રોત્રાદિ ઇંદ્રિયોદ્વારા શબ્દાદિ વિષયના અધ્યવસાયરૂપ જે પરિણતિ થાય, તે **પ્રત્યક્ષ** પ્રમાણ ગણાય છે. સાધનદ્વારા સાધ્યનો જેથી નિશ્ચય થાય. તેને **અનુમાન** પ્રમાણ કહેવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર છે. ૧ પૂર્વવત્, ૨ શેષવત્ ૩ સામાન્ય દ્દષ્ટાનુમાન.

પૂર્વવત્.

કાર્યદ્વારા કારણનો જેથી નિશ્ચય થાય, તે **પૂર્વવદનુમાન** છે, જેમ કે નદીનો વેગ, કાષ્ઠાદિનું વહન, ડોળાપાણીવાળું પૂર વિગેરે વરસાદની ઉત્પત્તિનાં કાર્યરૂપ ચિહ્નો જોઇ વરસાદરૂપ કારણનું અનુમાન કરવું. બુદ્ધિમાન પ્રેક્ષક વિલક્ષણ પાણીનું પૂર, લાકડાં તૃણ વિગેરેનું વહેવું, ડોળું પાણી ઇત્યાદિ ચિહ્નો જોવાથી સહેજે અનુમાન બાંધે કે-અહિં વરસાદ વરસેલો હોવો

વામાં અડચણ પડશે નહિ. અંધે જણાવ્યું કે—સારૂં થયું કે આપ જેવા માર્ગદર્શકનો આવા નિર્જન સ્થળમાં મને યોગ થયો. અન્યથા રખડતાં અહિંજ પ્રાણયાત્રા પૂરી થાત. જો કે માર્ગ દેખવાને હું અશક્ત છું. તથાપિ મ્હારામાં ભાર ઉઠાવવાની કુદરતી શક્તિ છે, માટે ખુશીથી આપ મ્હારી પીઠ ઉપર સ્વાર થઇ જાઓ. જેથી આપણે ઘણા આનંદપૂર્વક ઇચ્છિત સ્થળે પહોચી શકીએ. વિચારપૂર્વક નિશ્ચય કરી તેમ કર્યું; તેથી તે બને સુખી થયા. તેમજ અહિં પંગુસમાન જડ સ્વરૂપ પ્રકૃતિનું અવલંબન હોવાથી તેના વિકારરૂપ બુદ્ધિએ જાણેલા શબ્દાદિક વિષયોનું પોતાની અંદર પ્રતિબિંબ પડવાથી ચૈતન્યસ્વરૂપ પુરૂષ પોતે ખુશી થાય છે.

રાગ—દ્વેષ—મોહ ઇત્યાદિ સ્વભાવવાળી પ્રકૃતિને પણ વિવેકજ્ઞાનના અભાવથી પુરૂષ સુંદરસ્વરૂપવતી માનીને સંસારરૂપ કારાગૃહમાં બંધાય છે; પરંતુ વિવેકજ્ઞાન થયા પછી પ્રકૃતિની પ્રવૃત્તિ બંધ થવાથી પુરૂષ પોતાના સ્વરૂપમાં સ્થિર થાયછે. તેને મોક્ષાવસ્થા કહેવામાં આવે છે તે મોક્ષ જે બંધોના વિચ્છેદ થવાથી થાય છે, તે બધ ત્રણ પ્રકારના છે. ૧ પ્રાકૃતિક બંધ, ૨વૈકારિકબંધ અનેૈદાક્ષિણબંધ.તેમાં પુરૂષની બુદ્ધિએ પ્રકૃતિની ઉપાસના કરવાથી જે બંધ થાય તેને પ્રાકૃતિકબંધ કહેવામાં આવે છે. ૧ જીવાત્માના ભ્રમથી પ્રકૃતિના વિકારરૂપ બુદ્ધિતત્ત્વ, અહંકાર તત્ત્વ, પાંચતન્માત્રા વિગેરેની ઉપાસના કરવાથી જે બંધ થાય, તેને વૈકારિકબંધ કહેવામાં આવે છે. ૨ તથા પુરૂષતત્ત્વના બિલકુલ અજાણ, ઇષ્ટાપૂર્તિ કરનાર, જેનું અંતઃક-

સૂર્યાદિકના ગમનને માટે અનુમાન બાંધવું તે, જો કે આકાશમાં સૂર્યનું ગમન નેત્રથી સ્પષ્ટ જોવામાં આવતું નથી. કારણ કે સૂર્યનાં તીક્ષ્ણ કિરણો હોવાથી નેત્રને અવલોકન કરવાનું બની શકતું નથી, છતાં કાલાંતરે ઉદયાચલથી અસ્તાચલ ઉપર આવેલો સૂર્ય જોવાથી તેની ગતિનું અવશ્ય અનુમાન થાય છે આવા અનુમાનને **સામાન્યતો દૃષ્ટાનુમાન** કહેવામાં આવે છે. ૩

### આગમ પ્રમાણ.

સાંખ્ય લોકો આપ્તપુરૂષના વચનને આગમપ્રમાણ કહે છે. રાગ, દ્વેષ આદિ દોષોથી રહિત પુરૂષને આપ્તરૂપે સ્વીકારે છે. અને તેઓ કપિલ, સનત્કુમાર, ઈશ્વર, કૃષ્ણ વિગેરેને આપ્ત તરીકે ગણે છે. પરંતુ અન્ય બુદ્ધાદિને નહિ.

### સત્કાર્યવાદની માન્યતા.

સાંખ્યમતાનુયાયી લોકોમાં સત્કાર્યવાદ બહુજ દૃઢતાથી માનવામાં આવે છે. જેમ ઘડો એ માટીમાં રહેલો છે, તેથીજ ઘડાને ઇચ્છનાર મનુષ્ય માટીની તપાસ કરે છે. જો માટીમાં ઘડો ન હોય, તો તેને ચાહનાર મનુષ્ય માટીમાં કેમ તપાસ કરે ? રાખ વગેરેમાં કેમ તપાસ કરતો નથી ? આ ઉપરથી એમ સમજાય છે કે, ઘડો માટીની અંદરજ રહેલો છે જો કદાપિ કારણમાં કાર્યની સત્તા માનવામાં ન આવે અર્થાત્ અસત્‌થી પણ કાર્યની ઉત્પત્તિનો સ્વીકાર કરવામાં આવે, તો જે જેનાથી નથી બનતું, એવું પણ કાર્ય બનવું જોઇએ. જેમ ભસ્મ,

જોઇએ. કારણ કે આવા કામો આ કારણ સિવાય થઇ શકે નહિ. ઇત્યાદિ.

શેષવત્.

સમુદ્ર, તળાવ, નદી, કૂપ ઇત્યાદિ કોઇ પણ જલાશયના એક બિંદુમાત્ર જલના આસ્વાદનથી બાકીના સમસ્ત પાણીનું આપણે અનુમાન કરી શકીએ છીએ કે–આ પાણી ખારૂં યા મીઠું છે. કારણ કે આસ્વાદન કરેલું પાણી આવા પ્રકારનું છે, તો બીજું બાકીનું પાણી પણ તેવા પ્રકારનું જ હોવું જોઇએ. આવા અનુમાનને શેષવદનુમાન કહેવામાં આવે છે. ઉપરના દૃષ્ટાંત સિવાય આ દૃષ્ટાંતથી પણ સમજી શકાય તેમ છે. જેમ તપેલી વિગેરે વાસણમાં પકાવેલા ચોખામાંથી એક દાણો દબાવી જોવાથી જો તે કાચો હોય, તો બાકીના ચોખા કાચા. અને તે દાણો પાકો હોય, તો બાકીના ચોખા પણ પાકેલ હોવાનું અનુમાનથી સમજાય છે. કેમકે સમુદાયમાંથી એક આવો છે, તો બાકીના પણ તેવાજ હોય. એવી રીતે કારણ ઉપરથી કાર્યનું અનુમાન કરવું, તે **શેષવત્ અનુમાન. ૨**

સામાન્યતો દૃષ્ટાનુમાન.

ત્રિદંડ દેખવા થકી ત્રિદંડીનું અનુમાન કરવું, ભગવાં વસ્ત્ર સાથે પરિવ્રાજકનાં ચિહ્નો જોઈ પરિવ્રાજકનું અનુમાન કરવું, અથવા જેમ મનુષ્યાદિકની એક સ્થાનમાંથી બીજા સ્થાનની પ્રાપ્તિ, ગમનક્રિયા વિના સંભવતી નથી, તેજ પ્રમાણે

નિદ્રા ૪ અને સ્મૃતિ ૫, એમ પાંચ પ્રકારની માનવામાં આવી છે. પ્રમાણ તથા વિપર્યયનું સ્વરૂપ ઉપર કહેવાઇ ગયું છે. એટલે તે બેને છોડી બાકીના ત્રણ ભેદો જોઇએ.

विकल्प.

વસ્તુસત્તાની અપેક્ષા ન કરનાર અને કેવળ શાબ્દિક જ્ઞાનના વિષયભૂત પદાર્થને વિકલ્પ કહેવામાં આવે છે. જેમકે-પુરૂષનું ચૈતન્ય સ્વરૂપ છે, તથા બુદ્ધિતત્ત્વનું જ્ઞાનાદિ સ્વરૂપ છે. આ સ્થળે છઠ્ઠી વિભક્તિના પ્રયોગથી જો કે ભિન્નતા જણાવવામાં આવી છે; છતાં વસ્તુસ્થિતિનો વિચાર કરતાં પુરૂષ અને ચૈતન્યની તથા બુદ્ધિ અને જ્ઞાનની ભિન્નતા બિલકુલ નથી. તથાપિ, જે અધ્યવસાયથી ભેદ આરોપવામાં આવે છે તેને વિકલ્પ કહેવામાં આવે છે. ૩

निद्रा.

ઇંદ્રિયોના વિષયથી રહિત અવસ્થાને નિદ્રા શબ્દથી ઓળખવામાં આવે છે. આ સ્થળે કોઇના મનમાં શંકા ઉપજે કે, 'જ્યારે એ અવસ્થામાં કોઇ પણ વિષયની પ્રવૃત્તિ નથી; ત્યારે એને વૃત્તિરૂપે માનવાની શી જરૂર ? આનું સમાધાન એજ છે કે—' એ અવસ્થાના ઉત્તરકાળમાં આપણને એમ સ્મૃતિ થાય છે કે—' હું સુખપૂર્વક સૂતો હતો, અને આજે ઘણી સારી નિદ્રા આવી હતી ' એથી એને વૃત્તિ માનવામાં કાંઇ દોષ નથી.

અસ્થિ, રૂધિર, અને ઘાસ ઇત્યાદિ વસ્તુઓથી પણ સુવર્ણ, હીરા, માણેક, રત્ન વિગેરે વસ્તુની ઉત્પત્તિ થવી જોઇએ. પરંતુ જ્યારે એવી ઉત્પત્તિ આપણે જોતા નથી, ત્યારે સત્કાર્યવાદ જરૂર સ્વીકારવો જોઇએ.

આવીજ રીતે તેઓ કેવળ દ્રવ્યનેજ પદાર્થરૂપે સ્વીકારે છે. તેથી ભિન્ન ઉત્પાદ વિનાશયુક્ત પર્યાયોને માનતા નથી.

## વિપર્યયની માન્યતા.

અવિદ્યા ૧, અસ્મિતા ૨, રાગ ૩, દ્વેષ ૪, અને અભિનિવેશ ૫; આ પાંચને તેઓ વિપર્યયરૂપ માને છે. દુઃખમાં સુખની બુદ્ધિ, અનિત્યમાં નિત્યપણાની બુદ્ધિ, અને અનાત્મતામાં આત્મપણાની બુદ્ધિ તે અવિદ્યા ગણાય છે. દૃક્શક્તિ પુરૂષ અને દર્શનશક્તિ એટલે રજોગુણ તથા તમોગુણથી આવૃત થએલો સાત્વિક પરિણામ. એમાંથી ચૈતન્ય સ્વરૂપ દૃક્શકિત અને જડસ્વરૂપ દર્શનશકિત-એ બન્ને પરસ્પર ભિન્ન છે. છતાં તેમાં ઐકયનું અભિમાન કરવું, તે **અસ્મિતારૂપ** વિપર્યય છે. ૨. સુખાશય, તે રાગરૂપ વિપર્યય ૩ દુઃખાશય તે દ્વેષરૂપ વિપર્યય ૪. શરીર, વિષયાદિકથી મારે કદાપિ વિયોગ ન થાઓ એવા પ્રકારના વિચારને અભિનિવેશરૂપ વિપર્યય કહેવામાં આવે છે ૫.

**પાંચવૃત્તિઓ.**

અંતઃકરણની વૃત્તિ પ્રમાણ ૧, વિપર્યય ૨. વિકલ્પ ૩,

### બાહ્ય તુષ્ટિ.

અર્જન, રક્ષણ, ક્ષય, ભોગ, હિંસા વિગેરેમાં દોષ બતાવનાર હેતુઓથી ઉત્પન્ન થએલી અને શબ્દાદિક વિષયોમાં ઉદાસીનતા ધારણ કરનારી પાર ૧, સુપાર ૨, પારાપાર ૩, અનુત્તમાંભ ૪, ઉત્તમાંભ ૫, એ પાંચને બાહ્યતુષ્ટિ કહેવામાં આવે છે.

### સિદ્ધિઓ.

પ્રમોદ ૧, મુદિત ૨, મોદમાના ૩, એ નામની ત્રણ સિદ્ધિઓ આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક એ ત્રણ પ્રકારનાં દુઃખોનો વિઘાત કરવામાં મુખ્ય હેતુતાને ધારણ કરે છે.

શબ્દ ૧, ઊહ ૨, સુહૃત્પ્રાપ્તિ ૩, અધ્યયન ૪, દાન ૫. આ પાંચ સિદ્ધિઓ પૂર્વોક્ત ત્રણ પ્રકારના દુઃખનો નાશ કરવામાં ગૌણ હેતુ રૂપ છે. અધ્યયનાદિ સિદ્ધિઓનાં પર્યાય નામો તાર ૧, સુતાર ૨, તારાતાર ૩, રમ્યક ૪, સદામુદિત ૫. એ પ્રમાણે છે.

### કર્મયોની.

ધૃતિ ૧, શ્રદ્ધા ૨, સુખ ૩, વિવિદિષા ૪, વિજ્ઞપ્તિ ૫. એ પાંચ કર્મયોનિ છે.

આ પ્રમાણે સંક્ષેપથી સાંખ્યદર્શનનું સ્વરૂપ નિરૂપણ કરવામાં આવ્યું છે. વિશેષ જિજ્ઞાસુઓએ ષષ્ટિતંત્રના ઉદ્ધાર રૂપ માઠરભાષ્ય, સાંખ્યસપ્તતિ, સાંખ્યતત્ત્વ કૌમુદી, ગૌડપાદ, આત્રેયતંત્ર અને સાંખ્યપ્રવચન વિગેરે સાંખ્યમતપ્રતિપાદક ગ્રંથો અવલોકવા.

હવે ત્રીજા પ્રસ્તાવમાં સાંખ્યદર્શનની સમાલોચના કરવામાં આવશે. તે ઉપર બુદ્ધિમાનોનું ધ્યાન ખેંચવામાં આવે છે.

### બીજો પ્રસ્તાવ સમાપ્ત.

## સ્મૃતિ.

પ્રમાણોથી અનુભવેલા વિષયોનું કાલાન્તરે સંસ્કારદ્વારા જે સ્મરણ થાય, તેને સ્મૃતિ કહેવામાં આવે છે.

ઉપર્યુક્ત પાંચે પ્રકારની વૃત્તિનો નિરોધ અભ્યાસ તથા વૈરાગ્યદ્વારા થાય છે. સૃષ્ટિ ૧૪ પ્રકારની છે, તેનું નિરૂપણ પૂર્વે કરવામાં આવ્યું છે.

## ૨૮ પ્રકારની શક્તિ.

કાનથી સંભળાય નહિ તે બધિરતા ૧, આંખથી દેખાય નહિ તે અંધતા ૨, જિહ્વાથી સ્વાદનો અનુભવ ન થાય તે કુંઠતા ૩, ચામડીથી સ્પર્શાદિનું જ્ઞાન ન થાય તે જડતા ૪, નાસિકાથી ગન્ધનો અનુભવ ન થાય તે અજિઘ્રતા ૫, મુખથી બોલાય નહિ તે મૂકતા ૬, હાથની વિકલતા તે કૌણ્ય ૭, પગથી ચાલવામાં વિકલતા તે પંગુતા ૮, નપુંસકપણું તે ક્લીબતા ૯, મલત્યાગમાં ક્લિષ્ટતા તે ઉદાવર્ત્તતા ૧૦, ચિત્તની વિકલતા તે મત્તતા ૧૧ એ પ્રમાણે ૧૧ ઇંદ્રિયોની વિકલતા વિનાની અવસ્થા તે ૧૧ પ્રકારની શક્તિ, ૯ પ્રકારની તુષ્ટિ, ૮ પ્રકારની અણિમાદિ સિદ્ધિ—એ સર્વ મળી શક્તિના ૨૮ ભેદો સમજવા.

## આધ્યાત્મિક શક્તિરૂપ તુષ્ટિ.

આગળ જણાવેલી ૪ શક્તિઓને આધ્યાત્મિકશક્તિના નામથી કહેવામાં આવે છે. ૧ અંગશક્તિ અર્થાત્ પ્રકૃતિશક્તિ, ૨ સલિલ અથવા ઉપાદાનશક્તિ, ૩ ઓઘ અથવા કાલશક્તિ, ૪ વૃષ્ટિ અથવા ભાગ્યશક્તિ.

તથા 'અમૂર્ત ચિત્શક્તિનું પ્રતિબિંબ બુદ્ધિતત્ત્વમાં પડે છે' એવું કથન પણ તત્ત્વવિચારકોની વિચારશ્રેણિમાં વિરૂદ્ધ ભાસે છે. કેમકે પ્રતિબિંબનું પડવું જ્યાં જ્યાં જોવામાં આવ્યું છે; ત્યાં ત્યાં મૂર્ત્ત વસ્તુમાં મૂર્ત્તવસ્તુનું જ હોય છે. જેમ મૂર્ત્ત ચંદ્ર, સૂર્યાદિનું પ્રતિબિંબ મૂર્ત્ત જલમાં જોવામાં આવે છે. આવીજ રીતે સર્વત્ર જોવાય છે. તેથી વિપરીત અમૂર્ત વસ્તુનું પ્રતિબિંબ અમૂર્ત વસ્તુમાં પડે છે, એ કથન બુદ્ધિમાનોને અમાન્ય છે. જ્યાં સુધી મૂર્ત્તપરિણામ ન થાય, ત્યાં સુધી પ્રતિબિંબ ન પડે અને 'ચિત્શકિત મૂર્ત્ત છે' એવું તો કહી શકાય તેમ નથી. ચિત્શકિતમાં મૂર્ત્તપણું પ્રત્યક્ષ વિરૂદ્ધ છે. 'માતા વન્ધ્યા સમાન' ન્યાયની તુલના જેવું બને છે. પ્રસવ ધર્મવાળી સ્ત્રીને જ 'માતા' શબ્દથી કહેવામાં આવે છે. અને એથી વિપરીત સ્વભાવવાળી સ્ત્રીને વંધ્યા કહેવામાં આવે છે. જે વ્યક્તિમાં માતૃપદનો વ્યવહાર કરવામાં આવે તેને અવશ્ય પુત્ર હોવો જોઇએ. કારણ કે પુત્ર વિના માતા કહી શકાય નહિ. અને 'માતા' ના પદથી વિભૂષિત થએલી સ્ત્રીને વંધ્યા કહેવી જેમ વિરૂદ્ધ છે, તેમજ સ્વપરનો બોધ કરાવનારી શકિતને ચિત્શકિત અને તેથી વિપરીતને જડ કહેવામાં આવે છે. છતાં ચિત્શકિત પણ કહેવી અને તેને સ્વપરનો બોધ કરાવવામાં અસમર્થ માનવી, એ (માતા વન્ધ્યા ન્યાયની જેમ) પ્રત્યક્ષવિરૂદ્ધ છે.

જ્યાં સુધી ચિત્શકિત સ્વસ્વરૂપનો ત્યાગ કરી પરિણામાન્તરને પ્રાપ્ત ન કરે, ત્યાં સુધી તેમાં સુખ-દુઃખાદિનો

# तृतीयः प्रस्तावः

## સાંખ્યતત્ત્વોની સમાલોચના.

પ્રથમ પ્રસ્તાવમાં ષડ્દર્શનોનાં સામાન્યરૂપે નામ તથા વિશેષરૂપે સાંખ્યમતના આચારનું નિરૂપણ કરવામાં આવ્યું. બીજા પ્રસ્તાવમાં તે જ સાંખ્યમતના માનેલા પદાર્થોનું સંક્ષેપથી વિવેચન કર્યું. હવે આ ત્રીજા પ્રસ્તાવમાં તે સાંખ્યલોકોએ માનેલ મુખ્ય મુખ્ય પદાર્થોની સમાલોચના કરીશું.

સાંખ્યમતને માનનારા લોકો ચૈતન્યસ્વરૂપવાળા પુરૂષને આત્માના નામથી ઓળખાવે છે. પુરૂષનું ચૈતન્ય સ્વરૂપ છે, એ તરફ બુદ્ધિમાનોએ વિચારવાનું છે. 'ચિત્ યા ચૈતન્યશક્તિ વિષયનું બિલકુલ ભાન કરાવતી નથી' આ કથન કોઈપણ બુદ્ધિમાન્ મનુષ્યના મનોમંદિરમાં નિવાસ કરી શકે તેમ નથી. કેમકે चिति ધાતુ સંજ્ઞાન અર્થમાં પ્રવર્તે છે, અને તે જ ધાતુ ઉપરથી चित् શબ્દ चेतनं चित् અથવા चित्यतेऽनयेति चित् એવી વ્યુત્પત્તિથી બને છે. આ વ્યુત્પત્ત્યર્થથી સહુ કોઈ સમજી શકે તેમ છે કે 'જે પદાર્થોનું જ્ઞાન કરાવવામાં સમર્થ હોય તેને જ ચિત્શક્તિ કહેવામાં આવે છે.' તેનાથી વિપરીત અર્થમાં રહેનારને ચિત્શક્તિ કહી શકાય નહિ. જેમ ઘટ પોતે જડ હોવાથી બીજી વસ્તુઓનો અવબોધ કરાવી શકતો નથી; તેમ જેથી બીજા પદાર્થોનો બોધ ન થાય તેને ચિત્શક્તિનું નામ આપવું નિરર્થક છે.

અમૂર્ત પુરૂષનું જડસ્વરૂપ અમૂર્ત બુદ્ધિમાં પ્રતિબિંબ કેવી રીતે પડી શકે ? એ સંબંધમાં બહુ વિચારવાની આવશ્યકતા છે.

'અચેતન્યસ્વરૂપ બુદ્ધિતત્ત્વમાં ચૈતન્ય જેવો પ્રતિભાસ થાય છે' એવા કથનથી એમ સૂચિત થયું કે-બુદ્ધિમાં આરોપિત ચૈતન્ય છે. પરંતુ વાસ્તવિક નથી. આરોપ એ વાસ્તવિક અર્થક્રિયા કરવામાં સમર્થ ન હોય એ સુવિદિત જ છે. જેમ કે-અતિશૂરતા આદિ ગુણવડે કોઇ પણ પુરૂષમાં સિંહપણાનો આરોપ કરવામાં આવે તો પણ તેનાથી વાસ્તવિક સિંહની જેમ ભીતિ અને જીવભક્ષણ વિગેરેની ક્રિયાઓ થતી નથી, તેમજ બુદ્ધિતત્ત્વમાં પણ આરોપિત ચૈતન્યથી વાસ્તવિક પ્રતિભાસ ઘટી શકે નહિ. તેથી ચિતૃશકિતમાં વિષયપરિચ્છેદકતા માનવી ઉચિત છે.

જડસ્વરૂપ બુદ્ધિતત્ત્વમાં જો વિષયપરિચ્છેદકતા નથી તો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય વિગેરે ધર્મો પણ કેવી રીતે ઘટી શકે, તે વિચારવાનું છે. મધ્યસ્થ દૃષ્ટિએ વિચારતાં જણાય છે કે-ધર્મ વિગેરે આઠ ગુણો આત્મામાં રહેલા છે, પરંતુ સાંખ્યાભિમત જડસ્વરૂપ બુદ્ધિતત્ત્વમાં નહિ.

'બુદ્ધિતત્ત્વથી અહંકારતત્ત્વ ઉત્પન્ન થાય છે.' એ માન્યતા પણ યુક્ત નથી, કારણકે-'અહંકાર' એ જીવાત્માનો કથંચિત્ ધર્મ હોવાથી અચેતન બુદ્ધિતત્ત્વથી તેની ઉત્પત્તિ માનવી એ અઘટિતઘટનારૂપ છે.

'શબ્દાદિતન્માત્રાથી આકાશ ઉત્પન્ન થાય છે' એ

વ્યપદેશ પણ ન કરી શકાય. જ્યારે તે પરિણામાન્તરને પામે, ત્યારે તેમાં સક્રિયત્વ આવવાથી, જેમ પુષ્પાદિકના સંયોગે સ્ફટિકમાં પ્રતિબિંબોદય માલૂમ પડે છે, તેમજ તેવા પ્રકારનો ચિત્શક્તિમાં પરિણામાન્તર માનવાથી પ્રતિબિંબોદય ઘટી શકે. પરંતુ તેમ માનવાથી ચિત્શક્તિમાં કર્તૃત્વ અને સાક્ષાત્ ભોક્તૃત્વ અનિચ્છાએ પણ અવશ્ય સ્વીકારવાની ફરજ પડે છે. કદાચ તેઓ સાંખ્યમતવાદી એમ કહેવાનું સાહસ કરે કે 'અમો ચિત્શક્તિમાં પ્રતિબિંબનો ઉદય વાસ્તવિક રીતે માનતા નથી પરંતુ ઉપચારથી માનીએ છીએ.' તો તે યુક્તિયુક્ત નથી. કારણ કે–વાસ્તવિક તત્ત્વચિન્તા ચાલતી હોય ત્યારે ઉપચારનું બાનું કાઢી બચાવ કરવો તે ઉચિત લેખી શકાય નહિ. અને એમ માનવામાં પણ સુખ–દુઃખાદિક સંવેદનના આધારનો જ અભાવ થવાનો પ્રસંગ આવશે. કારણ કે–બુદ્ધિતત્ત્વને તમો ઘટની જેમ જડ માનો છો. ચિત્શક્તિમાં વિષયની પરિચ્છેદકતા આપ સ્વીકારતા નથી. તો પછી સુખ–દુઃખાદિક સંવેદનનો આધાર કોણ? નિરૂપાયે 'ચિત્શક્તિ પોતેજ વિષયનો નિશ્ચય કરાવવામાં સમર્થ છે, બુદ્ધિ ચિત્શક્તિરૂપ છે, જડ નથી.' એમ સ્વીકારવું જોઇએ.

જડસ્વરૂપ બુદ્ધિતત્ત્વથી વિષયોના નિશ્ચયની સિદ્ધિનો મનોરથ આકાશપુષ્પસમાન ગણાય. 'જો કે બુદ્ધિ પોતે અચેતન છે, છતાં ચિત્શક્તિસાન્નિધ્યથી ચૈતન્યયુક્ત છે, એવો પ્રતિભાસ થાય છે.' આ કથન યુક્તિશૂન્ય હોવાથી પ્રતિભાશાલિ પુરૂષોથી ગ્રાહ્ય થઇ શકે તેમ નથી. ચૈતન્યશક્તિમાન

પવું તે ઉચિત નથી. કલ્પના કરવામાં યુક્તિવિરૂદ્ધ, લોકવિરૂદ્ધ અને સ્વાનુભવવિરૂદ્ધ સર્વથા ત્યાજ્ય ગણાય છે.

'પ્રકૃતિને જ બન્ધ અને મોક્ષ હોઇ શકે પરંતુ પુરૂષને હોઇ શકે નહિ.' એ માન્યતા પણ યુક્તિશૂન્ય હોવાથી આદરણીય નથી. અનાદિકાળથી ભવપરંપરાની સાથે જોડાયલી પ્રકૃતિની સાથે પુરૂષતત્ત્વના વિવેકાગ્રહરૂપ સંબંધ સિવાય બીજો કોઇ બન્ધ છે જ નહિ.

'દરેક કાર્યની ઉત્પત્તિમાં પ્રકૃતિ કારણ છે' એ કથન ઉપરથી કર્મના નામાન્તર તરીકે તેને સ્વીકારવામાં કોઇ દોષ નથી. કારણ કે પ્રકૃતિ ( કર્મ ) સર્વ કાર્યમાં સાક્ષાત્ અથવા પરંપરાએ કારણભૂત છે. અને તેને જડ માનવામાં આવે છે.

પૂર્વના પ્રસ્તાવમાં જણાવેલ ત્રણ પ્રકારના બંધની કલ્પના તે કલ્પનારૂપ જ છે. છતાં વિચારપૂર્વક નીચે જણાવેલી યુક્તિથી માનવામાં દોષનો અવકાશ નથી.

આત્મબુદ્ધિથી પ્રકૃતિની ઉપાસના કરવી તે અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિરૂપ હોવાથી તેનો મિથ્યાદર્શનરૂપ બંધમાં સમાવેશ થાય છે. એજ પ્રમાણે પ્રાકૃતિક બંધનો સમાવેશ પણ મિથ્યાદર્શનરૂપ બંધમાં કરી શકાય. એવી રીતે બંધસિદ્ધિ પુરૂષમાં માનવામાં દોષ નથી, તેથી સંસાર પણ પુરૂષમાં માનવામાં બાધ નથી. બન્ધ અને મોક્ષનું અધિકરણ સમાન જ હોઇ શકે. કેમકે જે બંધાયેલ હોય તે જ મુક્ત થાય. આ ઉપરથી પુરૂષને જ બન્ધ અને મોક્ષ માનવો યોગ્ય છે.

માન્યતા પણ યુક્તિશૂન્ય હોવાથી ગ્રાહ્ય નથી. દરેક વાદિઓ નિઃસંકોચપણે આકાશને નિત્ય માને છે. તેની પણ ઉત્પત્તિ માનવી અને જેનાથી ઉત્પત્તિ માનવી, તે શબ્દને જ આકાશનો ગુણ માનવો, આ કથન પ્રત્યક્ષવિરૂદ્ધ છે. કારણ કે–'કારણ પોતેજ પોતાથી ઉત્પન્ન થયેલા કાર્યનો ગુણ બની જાય' એવી અપૂર્વ ઘટના સાંખ્ય સિવાયના બીજા કોઇ દર્શનમાં જોવામાં આવતી નથી. તેથી એવી અયુક્ત માન્યતાઓને બુદ્ધિશાલિ લોકો કેવી રીતે માની શકે ?

'વાગ્ ૧, હસ્ત ૨, પાદ ૩, પાયુ ૪ અને ઉપસ્થ ૫, એ પાંચ ઇંદ્રિયો છે,' એવી માન્યતા પણ યુક્ત નથી. કારણ કે–એવી રીતે ઇંદ્રિયોની કલ્પના કરવામાં આવે તો તેની સંખ્યાનો બિલકુલ નિયમ રહેશે નહિ. દંત વિગેરેને પણ ઇંદ્રિયો માનવાની ફરજ પડશે. દાંત પોતે ચાવીને અન્નાદિ વસ્તુ જીભને આપે નહિ તો તે કેવી રીતે સ્વાદ લઇ શકે ? તેથી અન્નાદિની ચર્વણક્રિયામાં ઉપકારક દાંતને ઇંદ્રિય માનવાનો પ્રસંગ આવશે. ઓષ્ઠ પણ દાંતનો ઉપઘાત ન થવામાં અને પ વર્ગાદિ અક્ષરોને ઉચ્ચારવામાં સહાયક હોવાથી તેને પણ ઇંદ્રિયરૂપ માનવો જોઇએ. આંખની પાંપણ પણ આંખને ઉપઘાતથી રક્ષક હોવાથી ઇંદ્રિય માનવી જોઇએ. એવી રીતે જે કોઇ દ્વારા જે કાંઇ ક્રિયાઓ કરવામાં આવે તે સર્વને ઇંદ્રિયરૂપ માનવામાં તેનો નિયમ રહે નહિ. તેથી સર્વ દર્શનકારોની માન્યતા પ્રમાણે રૂપાદિ વિજ્ઞાનમાં કારણભૂતને ઇંદ્રિય સ્વીકારવી તે ઇષ્ટ છે, પરંતુ ક્રિયાની ઉત્પત્તિમાં કારણભૂતને ઇંદ્રિયનું નામ આ-

સાંખ્યલોકો પ્રકૃતિથી ૨૩ તત્ત્વોની ઉત્પત્તિ માંને છે. તે પણ વિચારણીય છે. એ ૨૩ તત્ત્વો પ્રકૃતિની સાથે અભેદ સંબંધ ધરાવે છે. તો એ તત્ત્વોમાં જેમ કાર્યતા માનવામાં આવે છે, તેમજ પ્રકૃતિમાં પણ કાર્યતા કેમ ન મનાય? કારણકે-જેની સાથે જેનો સર્વથા અભેદ સંબંધ માનવામાં આવે તેના જે ધર્મો હોય, તે પણ તેમાં માનવા જોઇએ. જો મહત્તત્ત્વાદિમાં રહેલ કાર્યત્વ પ્રકૃતિમાં ન માનમામાં આવે તો 'પ્રકૃતિની સાથે મહત્તત્ત્વાદિનો સર્વથા અભેદ સંબંધ છે.' એ માન્યતા ભૂલભરેલી જ ગણાય. પ્રકૃતિમાં સર્વથા કારણતા જ અને મહત્તત્ત્વાદિમાં સર્વથા કાર્યતા માનવાથી વ્યાઘાત થવાનો પ્રસંગ આવે છે.

'મહત્તત્ત્વાદિ વ્યક્તિથી હેતુમત્ત્વ વિગેરે નિમિત્તથી પ્રકૃતિને વિપરીતસ્વરૂપવાળી માનવી.' એવી સાંખ્યલોકોની માન્યતા યુક્તિવિકલ હોવાથી મનમાં પ્રમોદ આપતી નથી. કેમકે મહત્તત્ત્વાદિ પદાર્થોને એક તરફથી પ્રકૃતિની સાથે સર્વથા અભિન્ન માનવા અને બીજી તરફથી મહત્તત્ત્વાદિને પ્રકૃતિથી વિપરીતસ્વરૂપવાળી કહેવી, એ પ્રત્યક્ષ વિરૂદ્ધ છે. જગતમાં ભિન્નસ્વભાવવાળા પદાર્થોને વિપરીતધર્મયુક્ત માનવામાં આવે છે. જેમ માતાથી વંધ્યા. એવું અહિં બિલકુલ નથી.

સત્ત્વ, રજસ્ અને તમોગુણની પરસ્પર ભિન્નતાનો પરિચય કરાવનાર એક નિમિત્ત હોવું જોઇએ. તેવું કોઇ પણ નિમિત્ત સાંખ્યદર્શનમાં માનવામાં આવતું નથી. તો પછી

"પ્રકૃતિ ભિન્ન સ્વભાવવાળી છે અને પુરૂષ પણ પોતે ભિન્ન સ્વભાવવાળો છે; એવા પ્રકારનું વિવેકજ્ઞાન થવાથી જ્યારે પ્રકૃતિ પોતાની પ્રવૃત્તિથી વિરામ પામે છે ત્યારે પુરૂષ જે અવસ્થામાં રહે તે મોક્ષ કહેવાય છે." આવું સાંખ્ય લોકોનું કથન સહૃદય માનવોના મનોમંદિરમાં નિવાસ કરી શકતું નથી.

પ્રકૃતિનો સ્વભાવ પ્રવૃત્તિ કરવાનો જ છે. તો તેને ઉદાસીનતા ધારણ કરવાનું શું પ્રયોજન છે ? જો પ્રત્યુત્તરમાં એવું જણાવવામાં આવે કે–'પ્રકૃતિની પ્રવૃત્તિમાં તો પુરૂષાર્થ કારણ છે, પુરૂષાર્થ તે વિવેકજ્ઞાન છે. વિવેકજ્ઞાન થવાથી પોતાનું કાર્ય બજાવી કૃતાર્થ થએલી હોવાથી જેમ નટી નાટકનો પાઠ ભજવી વિરામ પામે છે; તેમ જ પ્રકૃતિ પણ પોતાનો પ્રવૃત્તિમય સ્વભાવ દર્શાવી કૃતકૃત્ય થવાથી વિરામ પામે છે.' તો તેવું કથન વિચારશીલ વિદ્વજ્જનસમૂહમાં આદર પામશે નહિ. કારણ કે-જડસ્વરૂપ પ્રકૃતિમાં આવા પ્રકારનું વિવેકજ્ઞાન ક્યાંથી સંભવી શકે કે 'હું આ પુરૂષને મ્હારો પ્રવૃત્તિમય સ્વભાવ દર્શાવી નિવૃત્ત થાઉં.' ? એવી વિચારશક્તિ પુરૂષમાં અવશ્ય ઘટી શકે, પરંતુ જડમાં કદાપિ સંભવે નહિ. છતાં 'તુષ્યતુ દુર્જનઃ' એ ન્યાયથી માનવામાં આવે તો જેમ નટી નાટક બતાવી નિવૃત્ત થયા પછી પણ પ્રેક્ષકોના આગ્રહથી પુનઃ પ્રેક્ષણ પ્રદર્શિત કરે છે. તેમજ વિવેકજ્ઞાન થયા પછી પણ પ્રકૃતિ પુનઃ પ્રવૃત્તિ કેમ ન કરે ? કેમકે તેનો પ્રવૃત્તિમય સ્વભાવ વિદ્યમાન છે. માટે તેમ નહિ સ્વીકારતાં 'સમસ્ત કર્મનો ક્ષય તે મોક્ષ' એવું સ્વીકારવામાં દોષનો અવકાશ નથી.

તત્ત્વાદિનો કાર્યકારણભાવ ત્યારેજ માની શકાય કે જ્યારે તેમાં [1]અન્વય-વ્યતિરેક ઘટી શકે. પરંતુ એવો અન્વય-વ્યતિરેક ત્યાં હોવાનો અનુભવ કોઇ વ્યક્તિના જાણવામાં નથી; તેથી તે બન્નેની કાર્યકારણભાવની સાંખ્યલોકોની કલ્પના વ્યર્થ છે.

પ્રકૃતિને સર્વથા નિત્ય માનવાથી તેમાં ક્રમથી અથવા યુગપત્ કોઇ રીતે અર્થક્રિયાનો સંભવ રહેતો નથી, તેથી તેમાં કારણતા માની શકાય નહિ.

સાંખ્યલોકોનો સત્કાર્યવાદ પણ વિચારણીય છે. તેઓએ કારણમાં માનેલી કાર્યસત્તા સર્વથા તેમાં વિદ્યમાન છે, કે કોઇ એક ધર્મનો આશ્રય કરીને રહેલી છે? એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેઓ પ્રથમ પક્ષનું પ્રતિપાદન કરે તો આગળ જણાવેલ દોષ ઉપસ્થિત થવાનો પ્રસંગ આવે છે. તે આ પ્રમાણે—

જો દૂધમાં દહિં પોતાના સર્વ રૂપ, રસ વિગેરે ગુણથી વિદ્યમાન હોય; તો ખટાઇ વિગેરે ( દહિં બનાવવાની સામગ્રી ) ની અપેક્ષા રહેતી નથી. તથા જો ઘટો પોતાના કંબુગ્રીવાદિ

૧ જેની વિદ્યમાનતામાં જેની વિદ્યમાનતા જોવામા આવે તે અન્વય, અને જેના અભાવમાં જેનો અભાવ જણાય તે વ્યતિરેક સમજવો. જેમ મૃત્તિકા, દંડ, ચક્ર, કુંભકાર વિગેરે કારણ સામગ્રીની સંપૂર્ણરીત્યા વિદ્યમાનતા હોય ત્યારે ઘટ વિગેરે કાર્યની સત્તા દૃષ્ટિગોચર થાય છે, તે અન્વય. જ્યારે કારણસામગ્રીની ન્યૂનતા યા અભાવ, ત્યારે ઘટાદિ કાર્યનો અભાવ જોવાયછે, વ્યતિરેક તે સમજવો.

ભિન્નતાપ્રતિપાદક હેતુના અભાવે સમસ્ત જગત્ એકસ્વભાવી મનાવાનો પ્રસંગ કાં ન આવે ?

સાંખ્યલોકો ઉપરના કથનનું આવી રીતે સમાધાન કરે કે-' પ્રસાદ, તાપ, દૈન્ય વિગેરે ભિન્નતાપ્રતિપાદક નિમિત્તો અમારે ત્યાં મનાય છે. તેથી ઉપર્યુક્ત દોષનો અવકાશ નથી. ' તો તે વચન પણ વ્યાજબી નથી. કારણ કે સત્ત્વાદિ ગુણોની સાથે અભિન્નતા ધારણ કરનારી પ્રકૃતિ સત્ત્વાદિગુણરૂપ છે. એમ માનવામાં શી હાનિ ?

' ઊર્ધ્વલોક યા દેવસૃષ્ટિ ૮ પ્રકારની સત્ત્વગુણરૂપ છે, અધોલોક અથવા પાંચ પ્રકારના તિર્યંચ, નારકી વિગેરે તમોગુણ રૂપ છે અને મનુષ્યલોક રજોગુણમય છે. ' આવું સાંખ્યલોકોનું કથન સમુચિત નથી. કારણ કે પ્રકૃતિની સાથે અભિન્નતા ધરાવનારા એ ત્રણે ગુણો જ્યાં જ્યાં પ્રકૃતિ હોય ત્યાં ત્યાં અવશ્ય સાથે રહેવાના. એથી અમુક સ્થળે અમુક જ ગુણ છે અને બીજા ગુણો નથી જ. એમ કહી શકાય નહિં. હાં, થોડે ઘણે અંશે માનવામાં વાંધો નથી.

વ્યક્ત મહત્તત્ત્વાદિ અવ્યક્ત પ્રકૃતિની સાથે અભિન્ન હોવાથી પરસ્પર પ્રકૃતિનો વ્યવહાર મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વનો વ્યવહાર પ્રકૃતિમાં થવો જોઇએ.

જેમ લોકમાં જેનો જેની સાથે અન્વય-વ્યતિરેક હોય, ત્યાં જ કાર્યકારણભાવ મનાય છે; તેમજ પ્રકૃતિની સાથે મહ-

જણાતી અવસ્થામાં તેનાથી વિલક્ષણ સ્વરૂપવાળું દહિં તેમાં છે, એમ કોઇ પ્રેક્ષાવાન્ માની શકે નહિ. અને દધિનાં શિખંડ, રાઇતું, કઢી, વિગેરે કાર્યોની ઇચ્છા ધરાવનાર મનુષ્ય તેનાથી કાર્ય સાધી શકે નહિ. દૂધનાં કાર્યો દૂધપાક, માવો વિગેરે દૂધથી જ સધાય છે અને દહિંના કાર્યો દહિંથી.

સાંખ્યલોકો તરફથી કદાચ એમ કહેવામાં આવે કે– 'કારણમાં કાર્ય તિરોહિતરૂપે રહે છે અને તેવા પ્રકારની કારણસામગ્રી મળવાથી કાર્યની અભિવ્યક્તિ થાય છે એવું અમો માનીએ છીએ; તેથી કારણની નિરર્થકતા થતી નથી.' એ પ્રત્યુત્તર તરફ વિકલ્પ ઉત્પન્ન થાય છે કે–' કાર્યની અભિવ્યક્તિ કારણમાં સદ્‌ભાવથી છે, યા અસદ્‌ભાવથી ?' પ્રતિવાદી તરફથી પ્રથમ પક્ષને માન અપાય, તો કારણના વ્યાપારનું પ્રયોજન રહે નહિ. બીજો પક્ષ માનવામાં આવે કે–' અસદ્‌ભાવથી કાર્યની અભિવ્યક્તિ થાય છે ' તો આકાશપુષ્પ વિગેરે અસદ્‌ભૂતથી પણ કાર્યની સત્તાનો પ્રસંગ આવશે.

સત્કાર્યવાદને સર્વથા માનવા જતાં મોક્ષનો પણ અભાવ થશે. કારણ કે આપે સ્વીકારેલ મિથ્યાજ્ઞાનથી થતો બંધ તે નિત્ય હોવાથી, સર્વ જીવો બંધાવસ્થામાં મસ્ત હોવાથી મુક્તિ ન મેળવી શકે એ સ્વાભાવિક છે. ' મિથ્યાજ્ઞાનરૂપ આવરણના નાશથી મોક્ષ થવામાં હાનિ નથી. ' એમ પ્રતિપક્ષ તરફથી સમાધાન કરવામાં આવે તો તે પણ યોગ્ય નથી. કેમકે જ્યાં સુધી પૂર્વસ્વરૂપનો ત્યાગ ન કરવામાં આવે, ત્યાં સુધી

આકાર, જલધારણ આદિ ક્રિયા વિગેરે સર્વ ગુણથી માટીમાં વિદ્યમાન હોય; તો પછી દંડ, ચક્ર, કુંભકાર વિગેરે કારણ સામગ્રીની તે કાર્યપરત્વે બિલકુલ આવશ્યકતા રહેતી નથી. કારણ કે-જે વસ્તુ સર્વ આકારથી વિદ્યમાન હોય તેમાં ઉત્પત્તિ થવાનો વ્યવહાર કેમ થઈ શકે ? જેમ પ્રકૃતિ યા પુરૂષતત્ત્વ પોતાના સર્વ આકારથી સર્વદા વિદ્યમાન હોવાથી તેમાં ઉત્પત્તિનો વ્યવહાર કરવામાં આવતો નથી. તેમજ ઘટ વિગેરેમાં પણ બનવું જોઇએ. આ બન્ને તત્ત્વો પણ પોતાના સ્વરૂપથી નિરંતર વિદ્યમાન હોવાથી કોઇ રીતે એમાં ઉત્પત્તિના વ્યવહારનો અવકાશ નથી. ' જે વસ્તુ પોતાના સ્વરૂપથી વિદ્યમાન હોય તેને અમુકથી ઉત્પન્ન થઇ એમ માનવું. એ વ્યવહાર વિરૂદ્ધ છે.'

બીજો પક્ષ ગ્રહણ કરવામાં આવે તો સ્યાદ્વાદ (અનેકાંત) શૈલી માનનાર મનુષ્યોને હાનિ નથી. કારણ કે તેઓ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ દ્રવ્યરૂપે ( મૃતિકારૂપે તિરોભાવથી ) માટીમાં ઘડો હોવાનું સ્વીકારે છે, પરંતુ કંબુગ્રીવાદિ પર્યાયરૂપ ઘડાની સત્તા માટીમાં નથી એમ કહે છે. કિંતુ તે માન્યતા એકાંતવાદિ (સાંખ્ય ) ને ઇષ્ટ નથી. તેથી તેઓથી માની શકાય નહિ. નીચેનો વિકલ્પ સાંખ્યવાદિને પ્રશ્નરૂપે પૂછી શકાય કે-' જે સ્વરૂપથી દહિં દૂધમાં વિદ્યમાન છે, તે સ્વરૂપ દૂધથી ભિન્ન છે અથવા અભિન્ન ( એક ) જ છે ? ' તેના જવાબમાં જો ભિન્નતાનો પક્ષ માનવામાં આવે, તો કારણમાં કાર્યની સત્તા માનવી વ્યર્થ થઇ જશે. જો બીજો પક્ષ માનવામાં આવે. તો કારણની નિરર્થકતા સાથે વ્યવહારનો નાશ થાય છે. દૂધરૂપે

બુદ્ધિતત્ત્વમાં નહિ માનતાં ચેતનની અંદર જ માનવા જોઇએ, જ્ઞાનને જડબુદ્ધિતત્ત્વનો ધર્મ માનવો અને આત્માને નિર્ગુણ ક્રિયાશૂન્ય જણાવવો તે ઉચિત નથી. મૂલતત્ત્વો જ્યાં સુધી યુક્તિરૂપ કસોટીથી શુદ્ધ પરીક્ષિત ન થાય, ત્યાં સુધી તેને સત્યતત્ત્વરૂપે સ્વીકારવાનું કોઇ પણ બુદ્ધિમાન્ કબૂલ રાખી શકે નહિ. માટે કદાગ્રહનો ત્યાગ કરી મધ્યસ્થદૃષ્ટિથી સત્ય સંશોધન કરવાની સન્મતિ સર્વ સજ્જનોને પ્રાપ્ત થાઓ. એવી ઇચ્છાપૂર્વક આ **સાંખ્યદર્શનસમાલોચના** નામનો **તત્ત્વાખ્યાન** ગ્રંથનો ત્રીજો પ્રસ્તાવ સમાપ્ત કરવામાં આવે છે.

## ત્રીજો પ્રસ્તાવ સમાપ્ત.

આવરણનો તિરોભાવ અથવા આવિર્ભાવ થયો; એમ કેમ માની શકાય ? એથી મુક્તાવસ્થા શબ્દમાં જ રહેશે.- અથવા 'દરેક જીવો મુક્ત છે.' એમ માનવું પડશે. કેમકે પ્રકૃતિ-પુરૂષના વિવેકખ્યાતિરૂપ તત્ત્વજ્ઞાનને આપે મોક્ષના કારણરૂપે માનેલ છે. તે નિત્ય હોવાથી દરેક જીવોને મુક્ત કાં ન કહી શકાય ?

સત્કાર્યવાદિના અભિપ્રાય પ્રમાણે જગતમાં અપ્રાપ્ય તથા હેયવસ્તુના અભાવથી, સર્વ લોકોની હિતપ્રાપ્તિમાં પ્રવૃત્તિ અને અહિતથી નિવૃત્તિ એ સર્વ પ્રવૃત્તિ નિવૃત્તિનો અવકાશ નહિ રહેતો હોવાથી ચેષ્ટાશૂન્યતા સર્વત્ર વ્યાપી જવી જોઇએ.

સર્વથા સત્કાર્યવાદની માન્યતાના નિરાકરણમાં સેંકડો યુક્તિઓ છે. પરંતુ તે આ લઘુગ્રંથમાં સંપૂર્ણરીત્યા દર્શાવી શકાય નહિ. વિશેષ જિજ્ઞાસુઓએ अनेकान्तजयपताका, सम्मतितर्क, स्याद्वादरत्नाकरावतारिका ઇત્યાદિ ગ્રંથો અવલોકવા.

હવે સિંહાવલોકન ન્યાયથી બુદ્ધિના સુખ, દુઃખ વિગેરે ગુણો ઉપર વિચાર કરવામાં આવે છે. સુખ વિગેરે ગુણો ચૈતન્યની સાથે એકાધિકરણમાં હોવા જોઇએ. સર્વત્ર એવું જોવામાં આવે છે કે-જે ચૈતન્યવાળા હોય તેજ સુખાદિગુણવાળા હોય છે. જ્યાં ચૈતન્ય ન હોય ત્યાં સુખ વિગેરે ગુણો પણ જોવામાં આવતા નથી. જેમ કાષ્ઠ, સ્તંભ, ઇંટ વિગેરેમાં ચૈતન્ય નહિ હોવાથી સુખાદિ ગુણો પણ નથી હોતા. આથી સુખાદિને જડસ્વરૂપ

વસ્તુ શુદ્ધ ગણાય એવી માન્યતાને લીધે અદ્યાપિ તેઓ માંસ ખાવામાં પણ સંકોચ કરતા નથી. મનુષ્ય, અશ્વ, શ્વાન, માર્જાર વિગેરે દશ પ્રકારના જીવોના માંસને અપવાદ તરીકે ત્યજી બીજાં સર્વ પ્રકારનાં માંસનું તેઓ ભક્ષણ કરે છે. વર્ત્તમાનકાળમાં કોઇ કોઈ તો ઉંદરના અથાણાં કરી ખાવામાં પણ તેઓને ઘૃણા ઉપજતી નથી. માંસ ખાવાની તો તેઓની સામાન્ય પદ્ધતિ થઇ પડી છે. રંગુન, ચીન, બ્રહ્મદેશ વિગેરે દેશોમાં પરિભ્રમણ કરનારાઓને એ પ્રત્યક્ષ જોવામાં આવે છે. ત્યાં મુસાફરી કરી આવેલા મુસાફરો એ બીના આબેહૂબ વર્ણવે છે. બનારસની પાસે આવેલા સારનાથ નામના સ્થળમાં એક બૌદ્ધસ્તૂપ છે. અને ત્યાંના ગુરૂકુળમાં કેટલાક બૌદ્ધ ભિક્ષુઓ રહે છે. તેમના પરિચયથી પણ વિશેષ માહિતી મળી શકે છે.

તેઓ દિવસમાં એક વખત ભોજન કરે છે. ત્રીજા પ્રહરમાં પાનક ( શરબત, સાકર, ઠંડાઈ, ફ્રુટ વિગેરે ) વાપરે છે. રાત્રિમાં ક્ષુધા યા તૃષા લાગે તો દ્રાક્ષ વિગેરે વાપરવામાં આવે છે. મનની ઇચ્છાનુસારે શયન, સ્થાન, ભોજનાદિ કરવાથી ધ્યાન પણ મનોભીષ્ટ થઇ શકે છે. એવી એ લોકોની માન્યતા છે.

તે લોકોને બ્રહ્મચર્ય વિગેરે પોતાની ક્રિયામાં બહુ દૃઢ રહેવાનું બુદ્ધદેવનું ફરમાન છે. ૧ બુદ્ધ પ્રરૂપિત ધર્મ, ૨ બુદ્ધદેવ અને ૩ સંઘ ( ભિક્ષુ, ઉપાસક, ઉપાસિકા ) એ ત્રણ વસ્તુને રત્નત્રય નામથી ઓળખવામાં આવે છે.

## चतुर्थः प्रस्तावः

### બૌદ્ધતત્ત્વોનું નિરૂપણ.

આ ચોથા પ્રસ્તાવમાં અનુક્રમે બૌદ્ધદર્શનનું નિરૂપણ કરવામાં આવે છે. તેમાં પ્રથમ બૌદ્ધોના આચારનું સ્વરૂપ બતાવી તેમના માનેલા પદાર્થોનું પ્રતિપાદન કરીશું.

બૌદ્ધ સાધુઓ ' ભિક્ષુ ' ના નામથી ઓળખાય છે. તેઓ ક્ષુરમુંડન કરાવે છે. પોતાના હાથમાં ચિહ્નરૂપ પંખો અથવા ચામર રાખે છે. કેટલાક કમંડલુ પણ રાખે છે. તેઓની પાસે ચામડાનું આસન હોય છે. પીળા રંગથી રંગેલું વસ્ત્ર તેઓ ગળાથી પગની પાની સુધી આવે તેવા લાંબા પનાનું પહેરે છે. શૌચક્રિયાને તેઓ આવશ્યક ગણે છે. તેઓની ખાનપાનની પદ્ધતિ સર્વ દર્શનકારોથી વિલક્ષણ પ્રકારની છે. કોમળ શય્યામાં વિનોદથી શયન કરવું. પ્રાતઃકાળે શય્યામાંથી ઊઠયા પછી પેયા ( રાબડી ) વિગેરે પેય વસ્તુનું પાન કરવું. મધ્યાહ્ન સમયે ભિક્ષા માટે ભ્રમણ કરવું. ગૃહસ્થોને ઘરે ભિક્ષા માટે જતાં ઘર બહાર ઉભા રહી પાત્ર નીચે મૂકવું. પછી જે કાંઇ વસ્તુ ગૃહસ્થો તરફથી આહાર માટે આપવામાં આવે, તે સર્વ પાત્રમાં પડેલી વસ્તુનો ઉપભોગ કરવો. કદાચ કોઇ માંસ લાવી આપે તો તે પણ સ્વીકારવું. પાત્રમાં આવેલી

કહેવાય છે. સારાંશ એજ કે સાધુઓને મોક્ષમાર્ગમાં જે સહાયક હોય તે સત્ય અને પદાર્થોના યથાવસ્થિત (સત્ય) સ્વરૂપના ચિંતનમાં જે ઉપકારિ થાય, તે પણ સત્ય કહી શકાય. આર્યનું સત્ય તે આર્યસત્ય. દુઃખ ૧, સમુદય ૨, માર્ગ ૩, નિરોધ ૪. એ ચાર તત્ત્વોને આર્યસત્યના નામથી ઓળખવામાં આવે છે.

## પરિચય.

દુઃખના કારણભૂત વિજ્ઞાન વિગેરે પાંચ સ્કંધોને **દુઃખતત્ત્વ** માનવામાં આવ્યું છે. જ્યારે તે પાંચ સ્કંધોને તૃષ્ણા સહાયક થાય–તૃષ્ણાની પ્રબળતા થાય, ત્યારે તેને **સમુદય** કહેવામાં આવે છે. કેમકે, જેથી પાંચ સ્કંધ સ્વરૂપ દુઃખનો ઉદય તે જ **સમુદય** છે. 'સર્વ પ્રકારના સંસ્કારો ક્ષણિક છે.' એવી વાસના તે **માર્ગ**. તથા ક્ષણિક સંસ્કાર વિષયક માર્ગને અટકાવનાર અર્થાત્ વાસનાવિષયક ચિત્તસંતતિનો રોધ કરવો તે **નિરોધ** મોક્ષ કહેવાય છે.

## ૧ દુઃખતત્ત્વ.

**સ્કંધોનું સ્વરૂપ.**

એક સ્થાનથી બીજે સ્થાને જવામાં તથા વિવક્ષિત ભવથી ભવાંતરમાં ગમનશીલ અચેતન અથવા પરમાણુ પરિચયરૂપ અચેતન હોય તેને સ્કંધ કહેવામાં આવે છે. તેના પાંચ ભેદો છે.આ પાંચ પ્રકારના સ્કંધો દુઃખના કારણ હોવાથી

બૌદ્ધસંઘના ઉપદ્રવને હરનારી બૌદ્ધશાસનની રક્ષિકા તારાદેવી મનાય છે. બૌદ્ધશાસનમાં વિપશ્યી ૧, શિખી ૨, વિશ્વભૂ ૩, કકુચ્છંદ ૪, શાકયસિંહ, ૫, કાંચન ૬, કાશ્યપ ૭, એ સાત સર્વજ્ઞ દેવ કહેવાય છે.

બુદ્ધદેવોની મૂર્ત્તિના કંઠમાં ત્રણ રેખા હોય છે. અને તે મૂર્ત્તિ પદ્માસનવાળી હોય છે. કેટલીક મૂર્ત્તિઓ પર કપડાનો આકાર પણ હોય છે. ઉપર્યુક્ત દેવોનાં બુદ્ધ, તથાગત સુગત, ધર્મધાતા વિગેરે પર્યાયનામો છે.

બૌદ્ધસાધુઓને ભિક્ષુ, સૌગત, શાકયસુત, શૌદ્ધોદનિસુત, તાથાગત, શૂન્યવાદી, ક્ષણિકવાદી વિગેરે પર્યાય નામોથી પ્રદર્શિત કરવામાં આવે છે.

બૌદ્ધ ગ્રંથોના પ્રણેતા ધર્મોત્તર, ધર્મકીર્ત્તિ, પ્રજ્ઞાકર, દિઙ્નાગ વિગેરે પ્રસિદ્ધ છે.

હવે બુદ્ધ ભગવાને પ્રરૂપેલ તત્ત્વોના નિરૂપણ ઉપર આવીએ.

### આર્યસત્ય.

બુદ્ધદેવે દુઃખાદિ ચાર તત્ત્વો, કે જેનું બીજું નામ આર્ય સત્ય છે, તેની પ્રરૂપણા કરી છે. હેય–ત્યાગ કરવા લાયક એવી સર્વ વસ્તુથી દૂર રહેનારને આર્ય કહેવામાં આવે છે. સત્– સાધુ અથવા પદાર્થ તે બન્નેને જે હિતકારિ હોય, તે સત્ય

ગોત્રવડે કાશ્યપ છે, યાચકવૃત્તિ કરે છે, ઇત્યાદિ કલ્પનાઓ જે જ્ઞાનમાં થાય તે **સંજ્ઞાસ્કંધ.**

પુણ્ય, પાપ વિગેરે ધર્મસમુદાયને **સંસ્કારસ્કંધ** કહેવામાં આવે છે, પૂર્વે અનુભવેલ વિષયના સ્મરણમાં જે ઉદ્‌બોધક હોય, તે પણ **સંસ્કારસ્કંધ** કહેવાય છે.

પૃથ્વી, અપ્, તેજસ્, વાયુ, આકાશ એ પાંચ ધાતુ તથા રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ–એ વિગેરેને **રૂપ-સ્કંધ** કહેવામાં આવે છે.

आत्मानो अस्वीकार.

આ ઉપર જણાવેલ પાંચ સ્કંધોથી ભિન્ન સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, ધર્મ, અધર્મ વિગેરે ધર્મોના આધારભૂત **આત્મા** નામનો પદાર્થ બૌદ્ધમતમાં માન્યો નથી. આત્માની સત્તા ( હોવાપણું ) સ્વીકારવામાં પ્રત્યક્ષ પ્રમાણ ઉપયોગમાં આવી શકતું નથી, કેમકે પ્રત્યક્ષ પ્રમાણ તો ઇંદ્રિયસંબદ્ધ વિષયોને ગ્રહણ કરે છે, આત્મા અરૂપી હોવાથી તેનું પ્રત્યક્ષ કેવી રીતે હોઇ શકે ? એથી પ્રત્યક્ષ-પ્રમાણથી આત્મા સિદ્ધ થઇ શકતો નથી. તેમજ અનુમાન-પ્રમાણથી પણ આત્મા સિદ્ધ થતો નથી, કેમકે આત્માને જણાવનાર કોઇપણ અવ્યભિચારી ( દોષ વિનાનું ) ચિહ્‌ન મળતું નથી. પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ સિવાય બીજું

કારણમાં કાર્યનો ઉપચાર માની દુખઃરૂપ કહેવાય છે. એથી ભિન્ન આત્મા નામનો સ્કંધ બૌદ્ધમતમાં માનવામાં આવેલ નથી. ૧ **વિજ્ઞાનસ્કંધ**, ૨ **વેદનાસ્કંધ**, ૩ **સંજ્ઞાસ્કંધ**, ૪ **સંસ્કારસ્કંધ**, ૫ **રૂપસ્કંધ**. એ પાંચ પ્રકારના સ્કંધો છે.

રૂપવિજ્ઞાન, રસવિજ્ઞાન, ગંધવિજ્ઞાન, સ્પર્શવિજ્ઞાન અને શબ્દવિજ્ઞાન ઇત્યાદિ નિર્વિકલ્પ જ્ઞાનને **વિજ્ઞાનસ્કંધ** કહેવામાં આવે છે. અર્થાત્ બાળક અથવા મૂંગા મનુષ્યના જેવું જે પ્રથમ આલોચનાજ્ઞાન થાય છે, તે નિર્વિકલ્પ **વિજ્ઞાનસ્કંધ** કહેવાય છે.

પૂર્વે કરેલ કર્મથી દુઃખસ્વરૂપ, સુખરૂપ તથા ઉભયરૂપ જે વેદનાનો અનુભવ તે **વેદનાસ્કંધ** કહેવાય છે. જેમ બુદ્ધદેવને એક દિવસ ભક્તોને ત્યાં ભિક્ષા માટે પરિભ્રમણ કરતાં પગમાં કાંટો વાગ્યો, ત્યારે તેમણે ભિક્ષુઓને જણાવ્યું કે–' આ ભવથી ૯૧ મા ભવમાં મેં એક પુરૂષને માર્યો હતો, તેજ કર્મના વિપાકથી હું વિંધાયો છું.' એવી રીતે સર્વત્ર કર્મવિપાક સમજવો. આવા પ્રકારની દુઃખાદિસ્વરૂપવાળી વેદના તે **વેદનાસ્કંધ.**

જેમાં નામ, જાતિ,ગુણ,ક્રિયા વગેરેની કલ્પના થઇ શકે, એવા સવિકલ્પજ્ઞાનને **સંજ્ઞાસ્કંધ** કહેવામાં આવે છે. જેમ આ ' દેવદત્ત ' નામનો મનુષ્ય છે, એ બ્રાહ્મણ જાતિનો છે,

ચિહ્ન છે. આ મારો શત્રુ છે, હું તેને અવસર મેળવી મારી નાખીશ, આ વ્યક્તિએ મારૂં બહુ ખરાબ કર્યું છે; વિગેરે જે વિચારવું, તે સર્વ દ્વેષનાં ચિહ્નો છે. આવા સર્વ વિચારો જે રાગાદિ દૂષણગણની ઉદયાવસ્થામાં ઉદ્‌ભવે છે અને જેના પ્રતાપથી જીવો અનેક પ્રકારની ચેષ્ટાઓ કરે છે; તેનું નામ જ **સમુદયતત્ત્વ** છે.

## ૩. માર્ગતત્ત્વ.

સર્વ પદાર્થો ક્ષણિક છે, ક્ષણવારમાં વિનશ્વર થવાના સ્વભાવવાળા છે; આવા પ્રકારની વાસના, તેને જ માર્ગતત્ત્વ સમજવું.

**क्षणिकवादनुं समर्थन.**

પોતાના કારણથી ઉત્પન્ન થતા પદાર્થો શું વિનશ્વર સ્વભાવવાળા ઉત્પન્ન થાય છે? અથવા અવિનશ્વર-નિત્ય-સ્વભાવવાળા ઉત્પન્ન થાય છે? આ બે પક્ષ સિવાય કોઈ ત્રીજો પક્ષ થઈ શકે તેમ નથી.

જે અર્થક્રિયાકારિ હોય, તે જ પદાર્થ કહેવાય છે. નિત્ય અથવા અમુક સમય સુધી સ્થાયિ માનવામાં આવતા પદાર્થોમાં તે અર્થક્રિયાકારિત્વ ક્રમથી કે એક સાથે એ બંનેમાંથી એક પણ રીતે ઘટી શકતું નથી; પરંતુ ક્ષણિકવાદમાં જ તે ઘટિ શકે છે.

કોઇ પ્રમાણુ નથી કે જેના દ્વારા આત્માને ભિન્ન પદાર્થરૂપે સ્વીકારવામાં આવે. તેથી આત્મા છેજ નહિ.

વિશેષ પૂર્વમાં જણાવેલા પાંચ સ્કંધો પણ ક્ષણિક (ક્ષણમાત્ર અવસ્થાયિ) હોવાથી પ્રતિક્ષણે બદલાતા જાય છે; એથી તે સ્કંધો નિત્ય નથી, તેમ સ્વલ્પ સમય સુધી સ્થિર રહે છે એમ પણ ન કહી શકાય. એ સ્વરૂપ માર્ગતત્ત્વના નિરૂપણ પ્રસંગે સ્પષ્ટ થશે. એ પ્રમાણે ઉપર બતાવેલ પાંચ સ્કંધોને દુઃખતત્ત્વ કહેવામાં આવે છે.

## ૨ સમુદયતત્ત્વ.

જેથી રાગ, દ્વેષ, મોહ, મત્સર, કામ, ક્રોધ, માન, માયા વિગેરે દૂષણોના સમુદાયનો પ્રાદુર્ભાવ થાય, તેને **સમુદયતત્ત્વ** કહેવામાં આવે છે. આ દૂષણગણની ઉદયાવસ્થામાં જીવો અનેક પ્રકારની ચેષ્ટાઓ કરે છે. આ મ્હારૂં છે, આ પારકું છે, સ્ત્રી, પુત્ર, પુત્રી, કુટુંબ, ધન, વસ્ત્ર, ઘર, માલ મીલકત વિગેરે સર્વ વસ્તુઓમાં મમત્વબુદ્ધિ થાય; તે સમુદયતત્ત્વના કાર્યરૂપ રાગનું ચિહ્ન છે. હું તે સર્વનો સંબંધી છું, મારા સિવાય તેઓને લગારમાત્ર ચાલે તેમ નથી, તે સર્વમાં મારી જ સત્તા છે. આવું કથન એ સમુદયતત્ત્વના કાર્યરૂપ અભિમાનથી થાય છે. તથા પરસ્ત્રી, પરધન, પરકુટુંબ વિગેરેમાં જે અન્યત્વબુદ્ધિ, પોતાની વસ્તુ ઉપર સ્વત્વની બુદ્ધિ, અન્ય સર્વ મારાથી ભિન્ન છે, તેઓ પારકા હોવાથી મારા કાર્યમાં આવવાના નથી; એ વિગેરે જે સ્વકીય-પરકીય વસ્તુનો વિચાર-તે મહામોહનું

પૂર્વ સ્વભાવનો ત્યાગ કરનાર જ અનિત્ય કહેવાય છે. આવી જ સ્થિતિ પદાર્થ માત્રની અનિત્યતાને ટેકો આપે છે.

' સહકારિ કારણો આવીને નિત્ય પદાર્થમાં કોઇ પણ જાતનો અતિશય વિશેષ ઉત્પન્ન કરવામાં શક્તિમાન્ થતાં નથી. ' એવો પક્ષ માન્ય કરવામાં આવે તો વંધ્યાપુત્રની જેવાં નિરર્થક સહકારિ કારણો માનવાની આવશ્યકતા રહેતી નથી. આવી રીતે પ્રથમ ક્રમિક પક્ષથી પદાર્થમાં અનિત્યતા કદાપિ સિદ્ધ થઇ શકતી નથી.

હવે 'નિત્ય પદાર્થ સર્વ અર્થક્રિયાઓ એક સાથે કરે છે.' એવો બીજો પક્ષ માનવામાં આવે તો, પ્રથમ ક્ષણમાં સર્વ અર્થક્રિયાઓ સમાપ્ત કરવામાં આવેલ હોવાથી, બીજા ક્ષણમાં કાંઇ પણ ક્રિયા બાકી રહેલી નહિ હોવાને લીધે શૂન્યતા થવાની. આવી રીતે પ્રથમ ક્ષણમાં અર્થક્રિયા કરવાનો સ્વભાવ અને બીજા ક્ષણમાં શૂન્યસ્વભાવ-એમ સ્વભાવભેદ થતો હોવાથી પદાર્થ અનિત્ય થઇ જાય છે. કારણ કે સ્વભાવભેદ થવો એ અનિત્યનું લક્ષણ છે,

કદાચ એમ કહેવામાં આવે કે ' તેજ ક્રિયાઓને વારંવાર કરે છે. ' તો પિષ્ટપેષણ ન્યાયવત્ વારંવાર કરવાના પ્રસંગને લીધે નિવૃત્તિનો બિલકુલ અભાવ થવાનો. આવા દોષોથી નિત્ય પદાર્થ માનવામાં ક્રમથી અથવા યુગપત્ એ બેમાંથી એક પણ રીતે અર્થક્રિયા ઘટી શકતી નથી; તેથી ' સર્વ પદાર્થો નિત્ય છે. ' એવી માન્યતા ભૂલ ભરેલી છે.

સામાન્ય નિયમ એવો છે કે-પોત પોતાની અર્થક્રિયા કરવામાં સમર્થ હોય, તે જ વાસ્તવિક રીતે સત્પદાર્થ કહી શકાય. પદાર્થ નિત્ય હોવા છતાં અર્થ ક્રિયા કરવામાં પ્રવૃત્તિમાન્ થાય છે; એમ કથન કરનારને પૂછવું જોઇએ કે-તે નિત્ય પદાર્થ અનુક્રમે અર્થ ક્રિયા કરે છે અથવા યુગપત્-એકી સાથે સર્વ અર્થ ક્રિયાઓ કરે છે. ? પ્રથમ પક્ષ યુક્તિ રહિત હોવાથી માની શકાશે નહિ, કેમકે જે સમયે તે નિત્ય પદાર્થ પ્રથમ અર્થ ક્રિયા કરવા પ્રયત્ન કરે, તે સમયે બીજી અર્થ ક્રિયા કરવાનો સ્વભાવ તેમાં છે કે નહિ; ? જો બીજી અર્થ ક્રિયા કરવાનો સ્વભાવ તે સમયે છે, એમ સ્વીકારવામાં આવે તો પછી અનુક્રમે અર્થ ક્રિયા કરવાનું બીજું શું પ્રયોજન છે ? તે વિચારણીય થઇ પડશે. કદાચ એમ સમાધાન કરવામાં આવે કે-સહકારિ બીજાં કારણો ન મળવાથી તે નિત્ય પદાર્થ ભવિષ્યમાં થનારી બીજી અર્થક્રિયાઓ કરવામાં અસમર્થ છે. તો ઉપર્યુક્ત કથન ઉપર શંકા ઉદ્ભવે છે કે-તે સહકારિ કારણો નિત્ય પદાર્થમાં શું કાંઇ વિશેષ અતિશય ઉત્પન્ન કરે છે કે જેથી તેની વિદ્યમાનતામાં જ તે અર્થક્રિયા સાધી શકે અને તેના અભાવમાં ન કરી શકે ? પ્રત્યુત્તર એવો આપવામાં આવે કે-નિત્ય પદાર્થમાં સહકારિ કારણો અતિશય વિશેષ ઉત્પન્ન કરે છે. સહકારિ કારણોથી ઉત્પન્ન થયેલ અતિશય વિશેષ નિત્ય પદાર્થના પૂર્વના સ્વભાવનો પરિત્યાગ કરાવે છે કે કેમ, ? તેના પ્રત્યુત્તરમાં, પરિત્યાગ કરાવે છે, એમ કહેવામાં આવે તો તેથી અમારા પક્ષની જ પુષ્ટિ થશે. કેમકે પોતાના

'તે સ્વભાવ પ્રથમ બિલકુલ ન હતો તે અંત્યાવસ્થામાં કયાંથી આવ્યો ?' તેના સમાધાનમાં એમ કહેવામાં આવે કે-'એનો સ્વભાવ જ એવા પ્રકારનો છે કે કેટલાક સમય સુધી સ્થિર રહીને પછી વિનાશ પામે છે.' તો આ ઉપરથી એવો આશય સહેજ સ્ફુરી આવે છે કે-મુદ્ગર વિગેરે ઘટનાશક સામગ્રીની સદ્ભાવદશામાં પણ કેટલાક સમય સુધી સ્થિર રહી તે પદાર્થો પાછળથી નષ્ટ થઇ જાય છે. એથી એવો પણ ભાવ નીકળે છે કે "ઘડા ઉપર સેંકડો પ્રહારો કરવા છતાં પણ ઘડો બિલકુલ ફૂટવો ન જોઇએ, સર્વદા તેની તેજ સ્થિતિમાં રહેવો જોઇએ. આથી 'ઘડો નષ્ટ થયો.' એવા જગત્પ્રસિદ્ધ વ્યવહારનો લોપ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે."

ઉપર્યુક્ત યુક્તિઓથી પદાર્થો નિત્ય છે, અથવા અનિત્ય છે. એ બેમાંથી એક પણ પક્ષ સમુચિત નથી, પરંતુ 'સર્વ પદાર્થો ક્ષણિક છે.' એ યુકિતયુકત હોવાથી માનવું [1]ઉચિત છે. સર્વ પદાર્થો ક્ષણિક છે, આત્મા નામનો પદાર્થ છે જ નહિ; આવા પ્રકારની પૂર્વ વિજ્ઞાનથી ઉત્પન્ન થયેલી જે વાસના, તે જ વાસનાયુક્ત ક્ષણની પરંપરાથી ઉત્તરોત્તર જ્ઞાનમાં ઉત્તરોત્તર સંસ્કારનું જે આવવું, તે જ **માર્ગતત્ત્વ** છે. સારાંશ એજ છે કે—પૂર્વ વિજ્ઞાનથી ઉત્પન્ન થયેલા સંસ્કારો તેના ઉત્તર વિજ્ઞાનમાં બીજા નવા સંસ્કારો ઉત્પન્ન કરાવી તત્કાલ સ્વયં નષ્ટ થઇ જાય છે, એવી જ રીતે ઉત્તરોત્તર એક બીજામાં

૧ આ ક્ષણિકવાદનું નિરાકરણ આગળ 'બૌદ્ધ લોકોના પદાર્થોની સમાલોચના' નામના પ્રસ્તાવમાં થશે.

હવે અનિત્ય પક્ષનું આલંબન કરી સ્થિરવાદનું નિરાકરણ કરીએ.

વિનશ્વર સ્વભાવવાળા પદાર્થો પોતાના કારણથી ઉત્પન્ન થાય છે, તે પદાર્થો ક્ષણિક જ ઉત્પન્ન થાય છે. કારણ કે જે પદાર્થો પોતાની ઉત્પત્તિના બીજા ક્ષણમાં જો સ્વયમેવ નાશ ન પામે, તો તેનો નાશક બીજો કોણ હોઇ શકે ? એથી ઉત્પત્તિને જ બીજા ક્ષણમાં નાશના હેતુભૂત માનવી જોઇએ.

સ્થિરવાદીઓ કદાચ આ પ્રમાણે કહે કે–"મુદ્‌ગર વિગેરે ઘટનાશક સામગ્રી મળે ત્યારે જ ઘટનો નાશ થાય છે, પરંતુ તે સામગ્રી અનિત્ય હોવાથી ઘટ વિગેરે પદાર્થો ક્ષણિક છે, એમ કહી શકાય નહિ. 'વિનાશક કારણ સામગ્રીનો સમુદાય એકત્ર મળે ત્યારે વસ્તુનો નાશ થાય અને જ્યાં સુધી તેવો સમુદાય એકત્ર ન મળે ત્યાં સુધી તે પદાર્થો સ્થિર રહે.' એવી માન્યતા ઉચિત ગણી શકાય." તો તેનો પ્રત્યુત્તર આ પ્રમાણે આપી શકાય છેઃ—મુદ્‌ગર વિગેરે ઘટનાશક સામગ્રીની સદ્‌ભાવદશામાં ઘટનો જે અંત્ય નાશ સ્વભાવ માનવામાં આવે છે, તે જ સ્વભાવ ઘટની ઉત્પત્તિ દશામાં વિદ્યમાન છે કે નહિ ? જો સ્વભાવની વિદ્યમાનતા સ્વીકારવામાં આવે તો તેથી અમારા સિદ્ધાંતને વિશેષ પુષ્ટિ મળે છે કે ઉત્પત્તિના બીજા ક્ષણમાં પદાર્થો નષ્ટ થાય છે. કદાપિ એમ કહેવામાં આવે કે— "અંત્યાવસ્થામાં માનેલો વિનશ્વર સ્વભાવ તે તેની ઉત્પત્તિની અવસ્થામાં બિલકુલ નથી.' તો પ્રશ્નને અવકાશ મળે છે કે–

શરીર સમજવું. પૂર્વની યુક્તિ-પ્રત્યુક્તિથી આયતનોને પણ ક્ષણિક માનવામાં આવે છે. આથી અધિક બીજો કોઇ પદાર્થ જગત્માં છે જ નહિ. મુક્તિનું સ્વરૂપ-પૂર્વે જણાવ્યું તે જ છે.

## પ્રમાણો.

प्रत्यक्ष प्रमाण.

અવિસંવાદિ જે જ્ઞાન તે જ **પ્રમાણ** કહેવાય; વિસંવાદિ જ્ઞાનને કદાપિ પ્રમાણ કહી શકાય નહિ. જે જ્ઞાનમાં અવિસંવાદપણું હોય તે જ જ્ઞાન અર્થની પ્રાપ્તિ કરાવવામાં સમર્થ થાય છે. બીજાં જ્ઞાનો નિરર્થક છે. બૌદ્ધોએ ૧ પ્રત્યક્ષ અને ૨ અનુમાન-એમ બે પ્રમાણો માનેલાં છે.જે જ્ઞાનમાં નામ, જાતિ વિગેરેની કાંઇ પણ કલ્પના થઇ શકે નહિ તે જ જ્ઞાનને **પ્રત્યક્ષ પ્રમાણ** કહેવામાં આવે છે. ' આ દેવદત્ત છે ' એ નામકલ્પના; ' આ ગાય છે,' 'આ ક્ષત્રિય છે,' 'આ બ્રાહ્મણ છે,' એ જાતિકલ્પના; ' આ શુકલ છે ' એ ગુણકલ્પના; ' આ દંડિ છે. ' એ દ્રવ્યકલ્પના; ' આ પાચક છે ' એ ક્રિયાકલ્પના. ઇત્યાદિ કલ્પનાઓ બિલકુલ જ્યાં થઇ શકે નહિ, તે જ્ઞાનને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. પદાર્થમાં શબ્દ નથી અથવા પદાર્થ પોતે શબ્દરૂપ નથી. તો એમ જાણવું જોઇએ કે-પદાર્થના પ્રતિભાસમાં શબ્દનો પ્રતિભાસ ન થાય એજ વાસ્તવિક છે. સ્થિર ઘટ, પટ વિગેરે બાહ્ય વસ્તુઓને ગ્રહણ કરાવવામાં સમર્થ સવિકલ્પજ્ઞાનને પ્રમાણરૂપે સ્વીકારવું તે વાસ્તવિક નથી, પરંતુ છીપ જોવાથી રૂપાનું ભાન અથવા દૂરથી દોરી

નવા નવા સંસ્કારો ઉત્પન્ન કરાવીને પૂર્વ પૂર્વના સંસ્કારો નષ્ટ થાયે છે. તેથી સ્મરણ વિગેરે કોઇ પણ કાર્યની અનુપપત્તિ પણ થઇ શકતી નથી. જેમ એક કપડાના આખા તાકા ઉપર કસ્તૂરી મૂકવાથી તેની વાસના અંતિમ પટ સુધી બરાબર ચાલી જાય છે; તેમજ સંસ્કારોનું પણ અનુવર્ત્તન સમજવું. આવું બૌદ્ધ લોકોનું માનવું છે.

## ૪. નિરોધતત્ત્વ.

પૂર્વમાં જણાવેલ સર્વ વાસનાઓ તથા દુઃખસમુદયરૂપ તત્ત્વો એ સર્વથી ચિત્તને મુક્ત કરાવવું તે જ **નિરોધતત્ત્વ** છે. સર્વ પ્રકારના ક્લેશથી ચિત્તની નિર્મુક્તાવસ્થા, તેને મોક્ષ પણ કહેવામાં આવે છે.

આ દુઃખાદિ ચાર તત્ત્વરૂપી આર્યસત્યનું અહિં કરેલું નિરૂપણ તે સૌત્રાંતિક નામના બૌદ્ધમત સંબંધિ છે. એમ જાણવું.

सामान्य तत्वो

બૌદ્ધમતના અવાંતર ભેદોનું પ્રતિપાદન નહિ કરતાં સામાન્યરીત્યા બૌદ્ધમતનાં તત્ત્વોની વિચારણા કરવામાં આવે તો જણાશે કે તેઓ ૧૨ તત્ત્વો માને છે. ૫ ઇંદ્રિયો, ૫ પંચેંદ્રિયના શબ્દાદિ વિષયો, માનસતત્વ, અને ધર્મતત્ત્વ, એ બાર તત્ત્વોને ૧૨ આયતન એવી સંજ્ઞા આપવામાં આવેલી છે. તેમાંથી ધર્મ એ સુખાદિ સ્વરૂપવાળો છે. અને તેનું આયતન

છે જ નહિ, ત્યારે શા હેતુથી સર્વ કોઇને બાહ્ય પદાર્થનું ભાન થાય છે ? ' તો તેનું સમાધાન આ જ છે કે–અનાદિ કાળની અસત્ય વાસનાઓની પ્રવૃત્તિથી જ બાહ્ય પદાર્થોનો પ્રતિભાસ થાય છે, પરંતુ આકાશકુસુમવત્ બાહ્ય પદાર્થો બિલકુલ છે જ નહિ. જેમ કહ્યું છે કે—

" बाह्यो न विद्यतेऽर्थो यथा बालैर्विकल्प्यते ।
वासनालुठितं चित्तमर्थाभासे प्रवर्त्तते ॥ १ ॥ "

ભાવાર્થઃ—" જેવી રીતે અજ્ઞાનિ લોકોથી બાહ્ય પદાર્થોની કલ્પના કરાય છે, તેવા પ્રકારનો બાહ્ય પદાર્થ કોઇ છે જ નહિ, પરંતુ અનાદિ કાળની મિથ્યા વાસનાથી વાસિત થયેલું ચિત્ત અર્થભાસમાં પ્રવર્ત્તે છે. વાસ્તવિક પદાર્થ બિલકુલ નહિ હોવા છતાં મનમાં એવી કલ્પનાઓ થયા કરે છે. "

કોઇ વાદી એવી શંકા કરે કે–" ક્ષણવિનાશી પરમાણુઓનું સ્વરૂપ પ્રત્યક્ષથી કેમ માલૂમ પડી શકે ? " તેનો પ્રત્યુત્તર આટલો જ બસ થશે કે–પ્રત્યક્ષ પ્રમાણથી સમીપમાં રહેલી વસ્તુનું વર્ત્તમાનકાળ સંબંધિ સ્વરૂપ માલૂમ પડે છે, ભૂત, ભાવિ કાળનું સ્વરૂપ માલૂમ પડતું નથી.

અનુમાન પ્રમાણ.

સુપરિચિત ત્રણ પ્રકારના સ્વરૂપવાળા હેતુથી પરોક્ષ વસ્તુનું જ્ઞાન કરવું તે **અનુમાન** કહેવાય છે. જેમ લોકોમાં છત્ર વિગેરે ચિન્હો જોવાથી રાજાનું અનુમાન કરવામાં આવે

**દેખવાથી સર્પનું ભાન થવું, એવા પ્રકારની ભ્રાંતિરૂપ જ્ઞાનથી રહિત નિર્વિકલ્પજ્ઞાનને જ પ્રમાણરૂપ સ્વીકારવું જોઇએ. પ્રત્યક્ષ પ્રમાણ ૪ પ્રકારનાં છે. ૧ ઇંદ્રિયપ્રત્યક્ષ, ૨ માનસ પ્રત્યક્ષ, ૩ સ્વસંવેદ્યપ્રત્યક્ષ, અને ૪ યોગિપ્રત્યક્ષ.**

બાહ્ય વસ્તુના આલંબનદ્વારા ચક્ષુ વિગેરે પાંચ ઇંદ્રિયોના આશ્રયથી જે જ્ઞાન ઉત્પન્ન થાય તેને **ઇંદ્રિયપ્રત્યક્ષ** કહેવામાં આવે છે. ઇંદ્રિય પ્રત્યક્ષના ક્ષણમાં ઘટ, પટ વિગેરે પદાર્થો ભાસ્યા પછીના ક્ષણને સાથે મેળવી ઇંદ્રિયજ્ઞાનરૂપ ઉપાદાન કારણદ્વારા જે મનોવિજ્ઞાન ઉત્પન્ન થાય, તેને **માનસપ્રત્યક્ષ** કહેવામાં આવે છે. બૌદ્ધલોકો પોતાના સંતાનવર્તિ ઉપાદાન કારણરૂપ જ્ઞાનને **સમનંતર** એવા નામથી ઓળખાવે છે. ચિત્ત વસ્તુમાત્રને ગ્રહણ કરનાર જ્ઞાન, ચૈત્ત વસ્તુવિશેષને ગ્રહણ કરાવનાર તથા સુખ, દુઃખ, ઉપેક્ષા સ્વરૂપી ક્ષણિક પદાર્થોના સ્વરૂપના પરિચાયક જ્ઞાનને **સ્વસંવેદ્યપ્રત્યક્ષ** કહેવામાં આવે છે.

ભૂતાર્થ ( પ્રમાણથી નિર્ણીત થયેલા પદાર્થો ) ની ભાવના ( વારંવાર મનમાં મનન કરવું ) ના પ્રકર્ષથી ઉત્પન્ન થયેલ અતીન્દ્રિયજ્ઞાનને **યોગિપ્રત્યક્ષ** કહેવામાં આવે છે.

પૂર્વમાં જણાવેલ પ્રત્યક્ષ પ્રમાણથી પણ ક્ષણિક પરમાણુઓ જ કેવળ તાત્ત્વિકરીત્યા વિષયીભૂત થઇ શકે છે, પરંતુ ઘટ, પટ વિગેરે સ્થૂલ બાહ્ય પદાર્થો છે જ નહિ. કદાચ કોઇ વાદી શંકા કરે કે–' જ્યારે ઘટ, પટ વિગેરે બાહ્ય પદાર્થો

અગ્નિના કાર્ય ઉષ્ણ-સ્પર્શની અહિં વિદ્યમાનતા છે. આવાં સ્થળોમાં **વિરૂદ્ધકાર્યોપલબ્ધિ** કહી શકાય.

આ સ્થાનમાં ધૂમાડો બિલકુલ સંભવતો નથી, કેમકે ધૂમનું કારણ અગ્નિ અહિં છે જ નહિ. આવાં સ્થળોમાં **કારણાનુપલબ્ધિ** હેતુ માની શકાય.

આ સ્થળમાં ધૂમની ઉપલબ્ધિનાં કારણોનો અભાવ હોવાથી ધૂમ ન હોઈ શકે, તેથી અહિં ધૂમાડો બિલકુલ નથી. આવાં સ્થાનોમાં **સ્વભાવાનુપલબ્ધિ** હેતુ માનવામાં આવે છે.

આ વૃક્ષ હોવું જોઇએ, કારણ કે એ સીસમ છે; જ્યાં જ્યાં સીસમપણું હોય ત્યાં ત્યાં વૃક્ષત્વ પણ રહેલું જ હોય છે. ઇત્યાદિ સ્થાનોમાં **સ્વભાવહેતુ** કહેવામાં આવે છે.

આવી જગ્યાએ અગ્નિ હોવો જોઇએ, કારણ કે અગ્નિનું કાર્ય ધૂમાડો અહિં પ્રત્યક્ષ છે. આવાં સ્થળોમાં **કાર્યહેતુ** કહી શકાય.

૧ વિરૂદ્ધોપલબ્ધિ, ૨ સ્વભાવાનુપલબ્ધિ, ૩ સ્વભાવ-એ ત્રણ પ્રકારના હેતુઓને સાધ્ય સાથે તાદાત્મ્ય નિમિત્તથી અવિનાભાવ નામનો સંબંધ છે. તથા ૧ વિરૂદ્ધકાર્યોપલબ્ધિ, ૨ કારણાનુપલબ્ધિ, ૩ કાર્ય, એ ત્રણ પ્રકારના હેતુઓને સાધ્ય સાથે તદુત્પત્તિ નિમિત્તથી અવિનાભાવ સંબંધ માનવામાં આવે છે.

છે, તેમજ કોઇ સ્થળે પ્રાપ્ત થયેલ ત્રણ સ્વરૂપવાળાં ધૂમ વિગેરે ચિહ્નોથી પરોક્ષ રહેલ અગ્નિ વિગેરે પદાર્થોનો નિર્ણય કરવામાં આવે તેનેજ **અનુમાનપ્રમાણ**ના નામથી ઓળખવામાં આવે છે. આ અનુમાન પ્રમાણ બે પ્રકારનું છે. ૧ સ્વાર્થાનુમાન અને ૨ પરાર્થાનુમાન.

જેમાં પોતે સ્વયમેવ ત્રણ રૂપવાળા હેતુથી અગ્નિ વિગેરે પરોક્ષ વસ્તુનો નિર્ણય કરે, તેને **સ્વાર્થાનુમાન** કહેવામાં આવે છે. અને જેમાં બીજા પુરૂષને ત્રણ રૂપવાળો હેતુ સારી રીતે સમજાવી પ્રતિજ્ઞા, હેતુ, દૃષ્ટાંતાદિ દ્વારા પરોક્ષ રહેલી અગ્નિ વિગેરે વસ્તુઓનો નિર્ણય કરાવવામાં આવે તેને **પરાર્થાનુમાન** કહેવામાં આવે છે.

અનુમાનના કારણભૂત હેતુઓ ત્રણ પ્રકારના છેઃ— ૧ અનુપલબ્ધિહેતુ ૨ સ્વભાવહેતુ અને ૩ કાર્યહેતુ. એમાંથી અનુપલબ્ધિના ચાર પ્રકાર છેઃ—૧ વિરૂદ્ધોપલબ્ધિ, ૨ વિરૂદ્ધ-કાર્યોપલબ્ધિ, ૩ કારણાનુપલબ્ધિ, ૪ સ્વભાવાનુલબ્ધિ. આ બાબતો અનુક્રમે દૃષ્ટાંતથી તપાસીએ છે.

આ સ્થળે શીતળ સ્પર્શવાળો ( હિમ વિગેરે પદાર્થ ) ન હોવો જોઇએ, કેમકે તેનાથી વિરૂદ્ધ ઉષ્ણ પદાર્થ અગ્નિની અહિં સત્તા છે. આવાં સ્થળોમાં **વિરૂદ્ધોપલબ્ધિ** જાણવી.

આ ઠેકાણે શીત સ્પર્શ ન હોઇ શકે, કેમકે તેના વિરોધિ.

રૂપ સમજવું. જેમ મોટા તળાવમાં અગ્નિનો અભાવ જ્યાં
ચોક્કસ છે તો ત્યાં ધૂમાડો કયાંથી હોઇ શકે ? જ્યાં અગ્નિ
હોય ત્યાં મૂલથી ધૂમાડો પણ ન જ હોય. જે હેતુમ
ઉપર જણાવેલ ત્રણ રૂપમાંથી એકાદ ઓછું હોય તે હેતુ સત્
કહી શકાય નહિ.

બૌદ્ધમતમાં તર્ક અને પ્રત્યભિજ્ઞાને પ્રમાણરૂપે સ્વી
કારેલ નથી. પદાર્થના નિર્ણયનેજ પ્રમાણનું ફળ માનવામ
આવે છે. વાસનારૂપ કર્મપર્યાયો તત્ત્વરૂપે માન્યા છે. દ્રવ્ય તે
બિલકુલ છેજ નહિ. વસ્તુના સ્વસત્ત્વને ફક્ત સ્વરૂપ તરીકે
માનવામાં આવેલ છે, પરસત્ત્વને તો બિલકુલ માન્યું નથી.

૧ વૈભાષિક, ૨ સૌત્રાંતિક, ૩ યોગાચાર,
માધ્યમિક એવા બૌદ્ધોના મૂળ ચાર ભેદો છે. વૈભાષિ
મતમાં "સર્વ પદાર્થો ચાર ક્ષણ સુધી સ્થિર રહે છે, જાતિ
ઉત્પત્તિ સ્વયં પદાર્થને પેદા કરે છે, સ્થિતિ સ્વયં વસ્તુને
સ્થિરતા પ્રાપ્ત કરાવે છે, જરા સ્વયં વસ્તુને જીર્ણ કરે છે
વિનાશ સ્વયં વસ્તુનો વિનાશ કરે છે. આ સિવાય બીજુ
કોઇ વસ્તુની ઉત્પત્તિ, સ્થિતિ, જીર્ણતા કે વિનાશ કરી શકતુ
નથી ?" એવી માન્યતા છે. તથા તે મતમાં આત્માને પુદ્ગલ
એવા નામથી ઓળખવામાં આવે છે. એક સામગ્રીથી ઉત્પન્ન
થયેલ અર્થ સહભાવિ નિરાકાર બોધને પ્રમાણરૂપે માનવામ
આવે છે. આટલી બાબતોમાં વિશેષતા છે.

સૌત્રાંતિક મતમાં પાંચ સ્કંધોની માન્યતા, આત્મ

હેતુમાં ૧ **પક્ષધર્મતા**, ૨ **સપક્ષવિદ્યમાનતા**, ૩ **વિપક્ષમાં અવિદ્યમાનતા** એ ત્રણ રૂપ તો અવશ્ય હોવાં જોઇએ. ધર્મિ=પર્વતાદિ પક્ષમાં હેતુના સદ્ભાવને **પક્ષધર્મતા** કહેવામાં આવે છે. આ સદ્ભાવ હેતુમાં પ્રત્યક્ષ અથવા અનુમાનથી રહેલ હોય છે. જ્યાં કોઇ પર્વતાદિ ધર્મિમાં ધૂમાડો જોવાથી હેતુનો સદ્ભાવ જણાય ત્યાં પ્રત્યક્ષ હેતુ સદ્ભાવ કહેવાય. તથા શબ્દમાં કાર્યત્વ હોવાથી શબ્દ અનિત્ય છે. આ સ્થળે શબ્દરૂપ ધર્મિમાં કાર્યત્વરૂપ હેતુનો સદ્ભાવ અનુમાનથી કહી શકાય.

દષ્ટાંતમાં હેતુના સદ્ભાવને સપક્ષવિદ્યમાનતા કહેવામાં આવે છે. જેમકે આ પર્વત અગ્નિવાળો છે, ધૂમાડો હોવાથી, દ્રષ્ટાંત રસોડું જાણવું. પ્રથમ રસોડામાં ધૂમ અને અગ્નિનો નિશ્ચય પ્રત્યક્ષ અનુભવમાં આવ્યા પછી આપણને એવો નિર્ણય થાય છે કે–' જ્યાં જ્યાં ધૂમાડો હોય ત્યાં ત્યાં અગ્નિ હોવો જોઇએ. ' આવા પ્રકારની વ્યાપ્તિ ગ્રહણ કર્યા પછી પર્વતમાં દૂરથી ફક્ત ધૂમાડાને જોઇ તે ઉપરથી અગ્નિ હોવાનું અનુમાન કરીએ છીએ. કારણ કે–અગ્નિ સિવાય ધૂમાડો હોતો નથી. આવી રીતે કાર્યને જોઇ કારણનું અનુમાન કરવામાં આવે છે. અહિં દ્રષ્ટાંતભૂત રસોડામાં ધૂમાદિ હેતુનો સદ્ભાવ એજ **સપક્ષવિદ્યમાનતા** છે.

જ્યાં સાધ્યના અભાવનો નિર્ણય ત્યાં હેતુના અભાવનો નિર્ણય કરવો, તેજ **વિપક્ષમાં અવિદ્યમાનતા**

બૌદ્ધમતનું સંક્ષેપથી નિરૂપણ કરવામાં આવ્યું. વિશેષ જિજ્ઞાસુઓએ તે મતમાં માનેલા તર્કભાષા, હેતુબિંદુ, પ્રમાણવાર્તિક, તત્ત્વસંગ્રહ, ન્યાયબિંદુ, કમલશીલ, ન્યાયપ્રવેશક વિગેરે બૌદ્ધમતપ્રતિપાદક તર્કગ્રંથો અવલોકવા એથી જિજ્ઞાસાની તૃપ્તિ થશે.

ચતુર્થ પ્રસ્તાવ સમાપ્ત.

તત્ત્વનો અસ્વીકાર એ વિગેરે પૂર્વમાં આજ પ્રસ્તાવમાં આર્ય-સત્યના વિવેચનમાં કહેવાઇ ગયું છે. તથા અતીત અધ્વા ૧, અનાગત અધ્વા ૨, સહેતુક વિનાશ ૩, આકાશ ૪, અને પુદ્ગલ-બીજા લોકોએ કલ્પેલ નિત્યત્વાદિ ધર્મયુક્ત કાલ્પનિક આત્મા નામનો પદાર્થ ૫. એ પાંચ વસ્તુઓ માનેલી છે. બાહ્ય અર્થ તો નિરંતર અપ્રત્યક્ષ છે, પરંતુ જ્ઞાનાકાર હોવાથી એની સત્તા માનવામાં આવે છે. સાકાર બોધ એ પ્રમાણ, સંસ્કારો પ્રતિક્ષણ વિનાશસ્વભાવિ, અન્યાપોહ એ શબ્દાર્થ વિગેરે તેઓની માન્યતા છે. તદુત્પત્તિ અને તદાકાર એ બેથી વસ્તુનો નિર્ણય થાય છે, તથા નૈરાત્મ્યની વાસનાથી જ્ઞાન-સંતાનના ઉચ્છેદને આ મતમાં મોક્ષ કહેવામાં આવે છે.

યોગાચાર અથવા યોગાચાર્યના મતમાં—સમસ્ત જગત્‌ને વિજ્ઞાનરૂપે માનવામાં આવ્યું છે. વિજ્ઞાન સિવાય બીજો કોઈ પદાર્થ માનવામાં નહિ આવતો હોવાથી આ મતને જ્ઞાનાદ્વૈત પણ કહેવામાં આવે છે. જ્ઞાનસંતાન અનેક છે, સાકાર બોધ પ્રમાણ છે, વાસનાના પરિપાકથી નીલ, પીત વિગેરેનો પરિભાસ પણ થાય છે, સર્વ વાસનાઓનો આધાર તે આલયવિજ્ઞાન. આલયવિજ્ઞાનની વિશુદ્ધિ તે મોક્ષ, એવી આ મતમાં વિશેષ માન્યતા છે. તે સંક્ષેપથી દર્શાવી છે.

માધ્યમિક મતમાં સમસ્ત જગત્ શૂન્ય છે. પ્રમાણ, પ્રમેય પણ સ્વપ્નવત્ છે. શૂન્યતાનો સારી રીતે પ્રતિભાસ પણ શૂન્યની ભાવનાથી થાય છે. એ વિગેરે વિશેષ માન્યતાઓ છે.

લોકો વિજ્ઞાનસંતાનને વિજ્ઞાનથી ભિન્ન માનો છો કે વિજ્ઞાનરૂપ જ માનો છો ? ' તે પ્રશ્નનો પ્રત્યુત્તર એવો મળે કે-' ભિન્ન માનીએ છીએ ' તો તેથી આત્માની જ માન્યતા થઇ જાય છે, કેમકે જેને અમો આત્મા નામથી ઉચ્ચારીએ છીએ, તેને તમોએ ' વિજ્ઞાનસંતાન ' એવા નામથી ઓળખાવ્યો છે. એથી અમોને તો ઇષ્ટ છે; પરંતુ આપના મતમાં પાંચ સ્કંધથી ભિન્ન છટ્ઠો પદાર્થ માનેલ નહિ હોવા છતાં આ વિજ્ઞાનસંતાન ( આત્મા )ને જૂદો ઓળખાવતાં છટ્ઠો પદાર્થ માનવાથી તે મતથી તમો દૂર જાઓ છો. તેથી તે ભિન્નપક્ષ તમારાથી સ્વીકારી શકાય નહિ.

હવે બીજો પક્ષ ' વિજ્ઞાનથી વિજ્ઞાનસંતાન જૂદો નથી. ' એમ કહેવામાં આવે, તો જે દોષો વિજ્ઞાનસ્કંધમાં આપવામાં આવેલાછે; તે દોષો તેનાથી અભિન્ન વિજ્ઞાનસંતાનમાં પણ આવે એ સ્વાભાવિક છે. બૌદ્ધ લોકો તેનું સમાધાન આવી રીતે કરે કે-'વિજ્ઞાનનો પૂર્વક્ષણ પોતે જ ઉત્તરક્ષણમાં પોતાના સંસ્કારો ઉત્પન્ન કરાવ્યા પછી નષ્ટ થાય છે; તેથી વિજ્ઞાનને ક્ષણિક માનવાથી સુખ, દુઃખાદિના અનુભવનો અભાવ થઇ શકે નહિ, તો તે ઉપર એવો પ્રશ્ન સહજ ઉદ્ભવે કે-સંસ્કારો વિજ્ઞાનથી ભિન્ન છે કે અભિન્ન ? જો ભિન્ન કહેશે, તો પૂર્વના વિજ્ઞાન-ક્ષણથી સંસ્કારો પેદા કરાવી શકાય નહિ. કેમકે જો ભિન્ન વ્યક્તિથી સંસ્કારો પેદા થાય તો ગર્દભાદિના સંસ્કારો ઉષ્ટ્રાદિમાં પણ આવવા જોઇએ. આવી રીતે સ્વસંસ્કાર (વાસના) નો સંક્રમ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે, એથી સંસારના વ્યવહારોનું પરાવર્ત્તન થઇ જશે. ધૂર્ત્ત, ચોર, વ્યભિચારિ,

# पांचमो प्रस्ताव.



## બૌદ્ધદર્શનની આલોચના.

ચોથા પ્રસ્તાવમાં બૌદ્ધલોકોના આચારનું પ્રતિપાદન કર્યા પછી બાદ્ધોના મંતવ્ય પદાર્થો, મુખ્ય ચાર ભેદો વિગેરે સંક્ષેપથી નિરૂપણ કરી આ છટ્ઠા પ્રસ્તાવમાં તે લોકોના મુખ્ય મુખ્ય મંતવ્ય પદાર્થોની સમાલોચના કરવામાં આવે છે.

'દુઃખસ્વરૂપ પાંચ સ્કંધો સિવાય આત્મા નામનો કોઇ પદાર્થ નથી.' આવી બૌદ્ધ લોકોની માન્યતા યુક્તિસંગત નથી, કારણ કે એવી રીતે આત્માનો અસ્વીકાર કરવાથી હું સુખી, હું દુઃખી, હું જ્ઞાની, હું અજ્ઞાની, હું શરીરાધિષ્ઠિત છું ઇત્યાદિ આબાલગોપાલ પ્રસિદ્ધ સ્વસંવિદિત સુખ-દુઃખાદિનો અનુભવ કોને થાય છે ? એ પ્રશ્ન વિચારણીય થઇ પડશે. કદાચ એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેઓ તરફથી એમ જણાવવામાં આવે કે-' પાંચ સ્કંધમાંથી વિજ્ઞાનસ્કંધ સુખ, દુઃખ વિગેરે અનુભવનો કર્તા છે. ' તો તે યુક્ત નથી. કેમકે-સુખ, દુઃખ વિગેરેના અનુભવને અને વિજ્ઞાનને પણ તમોએ ક્ષણિક માનેલ હોવાથી તે બંને જ્યારે નષ્ટ થઇ જાય છે ત્યારે મૂર્છિત થયેલ મનુષ્યની જેમ મૂર્છિત વિજ્ઞાનસ્કંધ સુખ, દુઃખ વિગેરેનો અનુભવ કરે એમ માની શકાય નહિ. બૌદ્ધ લોકો તેનું સમાધાન કરે કે-' વિજ્ઞાનસંતાન એક હોવાથી સુખ, દુઃખાદિકનો અનુભવ કરાવી શકે.' તો તેમને પૂછવું જોઇએ કે-'આપ

તેમજ બુદ્ધદેવે ઉચ્ચારેલ છે કે—

" इत एकनवतेः कल्पे शक्त्या मे पुरुषो हतः ।
तेन कर्मविपाकेन पादे विद्धोऽस्मि भिक्षवः ! " ॥१॥

ભાવાર્થઃ—" આ ( કલ્પ ) થી ૯૧ મા કલ્પમાં મ્હેં શક્તિવડે પુરૂષને હણ્યો હતો, તે કર્મના વિપાકથી હે ભિક્ષુઓ ! હું પગમાં વિંધાયો છું. ૧ " તથા—

" कृतानि कर्माण्यतिदारुणानि तनूभवन्त्यात्मनिगर्हणेन ।
प्रकाशनात् संवरणाच्च तेषामत्यन्तमूलोद्धरणं वदामि॥१॥"

ભાવાર્થઃ—" પોતે કરેલાં અત્યંત દારૂણ કર્મો પોતાની ( આત્માની ) નિંદા કરવાથી અલ્પ થઇ જાય છે, તે કર્મોને પ્રકાશ કરવાથી અને રોકવાથી તે ( કર્મો ) નો મૂલથી ઉદ્ધાર થાય છે, એમ હું કહું છું. ૧ " આ વિગેરે વાક્યો આત્મતત્ત્વ માન્યા સિવાય ઉચ્ચારી શકાય નહિ-તે ( વાક્યો ) ઘટી શકે નહિ. તેથી પણ આત્મપદાર્થ સ્વીકારવાની આવશ્યકતા છે.

પાંચ સ્કંધોની માન્યતા પણ આત્મતત્ત્વ માન્યા સિવાય અમાન્ય થાય છે.

" अस्ति ह्यालोचनाज्ञानं प्रथमं निर्विकल्पकम् ।
बाल-मूकादि-विज्ञानसदृशं शुद्धवस्तुजम् ॥ १ ॥ "

ભાવાર્થઃ—"શુદ્ધ વસ્તુથી ઉત્પન્ન થયેલ, બાલક-મૂંગા

મદ્યમાંસભક્ષક, નિંદકર્મતત્પર નીચ મનુષ્યોની વાસનાઓ સરલ, આર્યશિરોમણિ, સ્વદારસંતોષિ, દયાળુ, ધર્મનિષ્ઠ ઉત્તમ પુરૂષોમાં અને એવા ઉત્તમ જનોની વાસનાઓ નીચ જનોમાં સંક્રમી જવાથી જગત્‌નો વ્યવહાર વિરૂદ્ધજ થઇ જવો જોઇએ. તેથી સંસ્કારોને વિજ્ઞાનથી ભિન્ન માનવાની ઇચ્છા થઇ શકશે નહિ.

હવે 'વિજ્ઞાનક્ષણથી વાસનાઓ ભિન્ન નથી.' એવો બીજો પક્ષ સ્વીકારવામાં આવે તો વિજ્ઞાનક્ષણને જેમ ક્ષણિક કહેવામાં આવે છે, તેમ વાસનાઓ પણ ક્ષણિક હોવાથી વિજ્ઞાનની સાથે જ નષ્ટ થવી જોઇએ. ઉત્તરક્ષણમાં તે વાસનાઓની પણ સ્થિતિ નહિ રહેવાથી સુખ દુઃખ વિગેરેનો અનુભવ પણ કોને કયાંથી થઇ શકે ? એ પ્રશ્ન વિચારના વિષયમાં જ રહે છે. આવી રીતે બૌદ્ધમતમાં સુખ, દુઃખાદિના અનુભવની ઘટના ઘટતી નહિ હોવાથી પાંચ સ્કંધથી ભિન્ન આત્મા નામના પદાર્થનો સ્વીકાર કરી યથેષ્ટ માર્ગે પ્રવૃત્તિ કરવી જોઇએ.

આત્મતત્ત્વને સ્વીકાર્યા સિવાય શબ્દાદિક પાંચ વિષયના અનુભવની પ્રવૃત્તિ ઉત્તર કાલમાં જ્યારે સ્વવિષયથી બીજે નથી; ત્યારે હું અનુભવ કરૂં છું, હું યાદ કરૂં છું, હું મનન કરૂં છું, હું આ ઘટને જાણું છું, આવા પ્રકારની પ્રતીતિનો પણ અભાવ થઇ જશે. પાંચ સ્કંધથી ભિન્ન આલયવિજ્ઞાનને તે પ્રતીતિના નિમિત્તરૂપ માનવામાં આવે તો નામાંતરથી આત્મતત્ત્વ સ્વીકાર્યુંજ ગણી શકાય.

તત્ત્વની શી જરૂર? સંસારની ઉત્પત્તિ અને વિનાશ શા હેતુથી? એ વિષય વિચારણીય થઇ પડશે.

બૌદ્ધલોકો ચિત્તની નિષ્કલેશાવસ્થા–કલેશથી તદ્દન રહિત અવસ્થાને મોક્ષ માને છે. અહિં ચિત્તશબ્દથી (સંજ્ઞાન-અર્થવાળા 'ચિત્' ધાતુ ઉપરથી આધાર કારકમાં 'ત' પ્રત્યયવડે બનેલો હોવાથી ) આત્માને ગ્રહણ કરવામાં આવે તો કોઇ પ્રકારની હાનિ નથી પણ ઇષ્ટસિદ્ધિ છે. ચિત્તશબ્દથી કદાચ મન લેવામાં આવે અને દ્રવ્યમન, ભાવમન એ બે પ્રકારમાંથી દ્રવ્યમન સ્વીકારવામાં આવે, તો તે અનુચિત ગણાશે; કેમકે દ્રવ્યમન પુદ્ગલ હોવાથી જડ છે, જડમાં નિષ્કલેશાવસ્થારૂપ મોક્ષ માની શકાય નહિ; જ્યાં પ્રથમ સકલેશાવસ્થા હોય ત્યાં તેનો નિરોધ કરવાથી નિષ્કલેશાવસ્થા ઉચિત ગણી શકાય, એથી ચિત્ત શબ્દનો અર્થ દ્રવ્યમન કરવામાં ઉપર્યુકત કથન અયુકત થઇ જાય છે.

ચિત્તશબ્દનો **ભાવમન** એવો અર્થ સ્વીકારવામાં આવે તો ભાવમન ઉપયોગરૂપ હોવાથી તથા ઉપયોગ એ આત્માથી કથંચિત્ અભિન્ન હોવાથી આત્માને નિષ્કલેશાવસ્થારૂપ મોક્ષ હોઇ શકે, પરંતુ બૌદ્ધમતમાં માનેલા ચિત્તને તો નિષ્કલેશા-વસ્થારૂપ મોક્ષ કદાપિ મળી શકે નહિ.

વિજ્ઞાનસ્કંધરૂપ ચિત્તની નિષ્કલેવશાસ્થાને જો મોક્ષ કહેવામાં આવે તો તે પણ યુકત નથી, એ વિષયમાં પ્રથમ લખાઇ ગયું હોવાથી અહિં ફરીથી તેનો ઉલ્લેખ કરવાની

વિગેરેના વિજ્ઞાન જેવું નિર્વિકલ્પ પ્રથમ આલોચનાજ્ઞાન હોય છે. ૧ ” આ કથનથી બૌદ્ધમતમાં નિર્વિકલ્પજ્ઞાનને જ વિજ્ઞાન-સ્કંધ, વેદનાસ્કંધને જ સુખ-દુઃખાદિરૂપ, સંજ્ઞાસ્કંધને સવિકલ્પજ્ઞાનરૂપ, અને સંસ્કારસ્કંધને સ્મૃતિના કારણભૂત વાસના રૂપ માનવામાં આવે છે. અહિં વિચારવાની આવશ્યકતા છે કે- વિજ્ઞાનસ્કંધ એ નિર્વિકલ્પજ્ઞાનરૂપ હોવાથી તે **દર્શન** કહી શકાય અને **સંજ્ઞાસ્કંધ** એ સવિકલ્પજ્ઞાનરૂપ હોવાથી **અપાય** વિગેરે ભેદવાળું **જ્ઞાન** કહી શકાય. એવી રીતે તે બંને (જ્ઞાન-દર્શન) આત્માના ગુણો જ છે. **વેદનાસ્કંધ** સુખ-દુઃખાદિરૂપ માનવામાં આવે છે. તે સુખાદિ પણ આત્માના ગુણો છે. **સંસ્કાર** પણ સ્મૃતિના કારણરૂપ મનાતો હોવાથી તે પણ આત્માનો ગુણ કહી શકાય. આવી રીતે આ ચારે સ્કંધો આત્માના ગુણરૂપ હોવાથી તે સ્કંધો ( ગુણો ) આત્મા ( ગુણિ ) રૂપ આધાર સિવાય રહી શકે નહિ એ સ્વાભાવિક છે. ‘ ગુણ છતાં આધેય નથી ’ એમ કહી પોતાની મંદમતિ પ્રકાશિત કરવામાં આવે તો તે પદાર્થ કહી શકાશે નહિ. ગુણરૂપ સ્કંધોનો કોઇ આધાર ન હોવાથી તે ( સ્કંધો ) અવસ્તુ ઠરે અને એથી સમુદાયતત્ત્વ પણ અવસ્તુરૂપ લેખી શકાય. એવી રીતે સંસારનું મૂળ બીજ અન્ય કોઇ નહિ રહેવાથી સંસારની ઉત્પત્તિનો ઉચ્છેદ થવાનો. તેથી તે સંસારની નિવૃત્તિ વિગેરે માટે માનેલ **માર્ગ** **નિરોધ** તત્ત્વોની પણ આવશ્યકતા રહેતી નથી; કેમકે જ્યારે ‘ સર્વ સંસ્કારો ક્ષણિક છે, ’ એવી વાસનાઓને રોકવા માટે માનવામાં આવતા નિરોધ

જો પ્રથમ પક્ષ ક્ષણક્ષયિ સ્વીકારવામાં આવે તો કારણ ક્ષણિક હોવાથી કાર્યની ઉત્પત્તિના ક્ષણમાં તેનો અભાવ છે તેથી કારણની પ્રવૃત્તિ થયા વિના 'અમુક કાર્યનું આ કારણ છે,' એમ કહી શકાશે નહિ. કેમકે એ કારણને સ્થિર માનવામાં આવે તોજ તેનાથી કાર્ય થઇ શકે, પરંતુ તે સ્થિરતા તો બૌદ્ધમતમાં માનેલી નહિ હોવાથી વસ્તુમાં કાંઇ પણ ઉપકાર કર્યા સિવાય તે કારણ થઇ શકે નહિ અને કારણ વિના કાર્ય બની શકે નહિ. એવી રીતે ક્ષણિક અનિત્યપક્ષ માનવામાં કાર્ય–કારણનો લોપ–ઉચ્છેદ થઇ જાય છે.

કદાચ એમ સમાધાન કરવામાં આવે કે–' પૂર્વક્ષણ કારણ છે, ઉત્તરક્ષણ કાર્ય છે. એવી માન્યતાથી કાર્ય–કારણનો ઉચ્છેદ થતો નથી.' તો તે કથનમાં વિકલ્પ ઉદ્ભવે છે કે–પૂર્વક્ષણ પોતે નાશ પામીને ઉત્તરક્ષણને ઉત્પન્ન કરે છે? અથવા નાશ પામ્યા વિના ઉત્તરક્ષણને ઉત્પન્ન કરે છે? તેનો ઉત્તર આવો મળે કે ' પૂર્વક્ષણ નાશ પામી ઉત્તરક્ષણરૂપ કાર્ય ઉત્પન્ન કરે છે.' તો તે યુક્ત નથી. કોઇ પણ કાર્ય પોતાના કારણના વિનાશ થયા પછી થઇ શકે નહિ, બીજરૂપ કારણ નષ્ટ થયા પછી અંકુરરૂપ કાર્ય બની શકતું નથી. એ આબાલગોપાળ સર્વ કોઇ સમજી શકે તેમ છે. તેથી ઉપર્યુક્ત પ્રથમ પક્ષ આદરણીય થઇ શકે નહિ.

' પૂર્વક્ષણરૂપ કારણ હયાતી ધરાવી ઉત્તરક્ષણ રૂપ કાર્ય '

આવશ્યકતા જણાતી નથી. આ સર્વ કારણોથી આત્માનો સ્વીકાર કર્યા સિવાય બૌદ્ધમતમાં મુકિતનો પણ અભાવ થઇ જશે.

પૂર્વના પ્રસ્તાવમાં સર્વ પદાર્થને ક્ષણિક માનવામાં બૌદ્ધલોકોની જે યુકિતઓ દર્શાવી છે, તે વિચારતાં અયુક્ત જણાય છે. પદાર્થને નિત્ય અથવા અનિત્ય (અમુક ક્ષણ સુધી સ્થાયિ) માનવામાં બૌદ્ધલોકો તરફથી 'ક્રમથી અથવા યુગપદ્ અર્થક્રિયાકારિત્વ ઘટી શકતું નથી' એવો જે દોષ દર્શાવવામાં આવે છે; તે દોષ પદાર્થોને ક્ષણિક માનવાથી પણ થાય છે. તે આવી રીતે-ક્ષણિક પદાર્થો અર્થક્રિયા કરવામાં પ્રવૃત્ત થાય ત્યારે ક્રમથી અથવા યુગપત્ કોઈ પણ પ્રકારે સહકારિ કારણોની અપેક્ષા રાખીને જ પ્રવૃત્ત થાય એ સ્વાભાવિક છે. કારણ કે ઘટ વિગેરે વસ્તુને બનાવતાં કુંભારને પણ માટીની સાથે ચક્ર, દંડ, જલ વિગેરે સહકારિ કારણોની જરૂર અપેક્ષા રહે છે. પરંતુ પદાર્થોને ક્ષણિક માનવામાં સહકારિ કારણોને વસ્તુમાં કાંઇ અતિશય ઉત્પન્ન કરવાનો ક્ષણ મળતો નહિ હોવાથી (પરસ્પર ઉપકાર્ય-ઉપકારકતા નષ્ટ થવાથી) સહકારિ કારણો નિરર્થક થાય છે. અને તેથી (કારણોના અભાવથી) કાર્યની ઉત્પત્તિનો પણ અભાવ થવાનો.

'અનિત્ય કારણોથી ઉત્પન્ન થતા હોવાથી પદાર્થો ક્ષણિક છે.' એ કથન પર પ્રશ્નનો અવકાશ રહે છે કે-" સર્વ પદાર્થો ક્ષણક્ષયી છે, અથવા પરિણામી અનિત્ય છે ?

कृतकार्यनाश दोष.

કેટલાક બૌદ્ધો વિજ્ઞાનક્ષણુની પરંપરાને જ આત્મા માને છે, પરંતુ આત્માને મોતીના સમૂહમાં પરોવેલા દોરાની માફક એકાન્વયિ જ્યારે બિલકુલ માનતા નથી ત્યારે જે જ્ઞાનક્ષણુ વડે સારી અથવા ખરાબ ક્રિયાઓ કરી હોય તનું ફળ તે પૂર્વ-વિજ્ઞાન ક્ષણુ નાશ પામવાથી નષ્ટ થાય છે. જે ઉત્તરવિજ્ઞાન-ક્ષણુને તે ક્રિયાઓનું ફળ ભોગવવું પડે છે, તેણે તો તે ક્રિયાઓ કરી નથી છતાં ફલોપભોગ કરવો પડે છે તેથી તેને અકૃતાગમ થાય; એ દોષની ઉત્પત્તિ છે.

भवभंग दोष.

પૂર્વજન્મના કરેલા કર્મને અનુસારે પરલોકની પ્રાપ્તિ થાય છે, પરંતુ બૌદ્ધમતમાં તો ઉપર જણાવ્યા પ્રમાણે પૂર્વ વિજ્ઞાનક્ષણુનો બિલકુલ નાશ થવાથી કરેલાં કર્મનો ફલોપભોગ કરનાર જન્માંતરમાં ગતિ કરનાર કોઈ પણ પ્રાણિ નહિ હોવાથી સંસારનો ઉચ્છેદ થવાનો પ્રસંગ આવશે.

मोक्षभंग दोष.

ક્ષણિકવાદિ બૌદ્ધલોકોના મતમાં જ્યારે આત્માને સ્વીકારવામાં આનાકાની છે, ત્યાં પરલોકના સુખ વાસ્તે કોણ પ્રયત્ન કરે ? દુઃખી પ્રથમજ્ઞાનક્ષણુ બીજા જ્ઞાનક્ષણુના સુખ માટે ચેષ્ટા કરે એ કેમ માની શકાય ? સ્વયં દરિદ્ર બીજાને ધનવાન્ શી રીતે બનાવી શકે ? સ્વયં દુઃખી દેવદત્ત ચૈત્રને સુખી કરે એ વ્યવહારવિરૂદ્ધ ઘટના છે.

ઉત્પન્ન કરે છે. ’ એવો બીજો પક્ષ સ્વીકારવામાં આવે તો બૌદ્ધમતનો મૂળ સિદ્ધાંત ( ક્ષણિકવાદ ) જ નષ્ટ થઈ જાય છે. એથી પોતાને અનિષ્ટ પરિણામ આવવાથી પૂર્વક્ષણનો સ્થિરવાદરૂપ બીજા પક્ષને માની શકાશે નહિ.

કદાચ ધૃષ્ટતાથી આ પ્રમાણે કહેવાનું સાહસ કરે કે– ‘ ત્રાજવું ઉંચું કરવાથી જેમ એક કાલમાંજ એક પલ્લું નમતું અને બીજું ઉંચું રહે છે, તેમજ આ બંને પણ એક કાલમાં બને છે. અર્થાત્ વિનાશ પામતો પૂર્વક્ષણ ઉત્તરક્ષણરૂપ કાર્યને ઉત્પન્ન કરતો જાય છે. ’ તો તેથી પણ કાર્યસિદ્ધિ થઈ શકે તેમ નથી. સર્વ કોઈ સમજે છે કે–ઉત્પાદ અવસ્થાની અપેક્ષાથી વિનાશ–અવસ્થા ભિન્ન હોય છે, છતાં જ્યારે એ બન્ને અવસ્થાઓને એક કાળમાં માનવામાં આવે ત્યારે તે અવસ્થાવાળા પૂર્વોત્તરક્ષણોને પણ નિરૂપાયે એક કાળમાં માનવા પડશે, કારણ કે ધર્મિ ન હોય તો અવસ્થારૂપ ધર્મ કયાંથી હોય ? અને એવી રીતે ક્ષણોનો એક કાળ માનવાથી ક્ષણિકવાદ અસિદ્ધ થાય છે. ઉત્પાદ અને વિનાશ એ બંને અવસ્થાઓને ક્ષણના ધર્મો ન માનવામાં આવે તો ક્ષણ અવસ્તુ થઈ જશે. ધર્મિ સિવાય ધર્મ ન જ રહી શકે એ જગત્પ્રસિદ્ધ નિયમ છે.

આવી રીતે ક્ષણિકવાદ માનવાથી વ્યવહારની અનુપપત્તિ થાય છે, તેમજ ૧ કૃતકાર્યનાશ, ૨ અકૃતાગમન, ૩ ભવભંગ, ૪ મોક્ષભંગ, ૫ સ્મૃતિભંગ એ વિગેરે ઘણા દોષો પ્રકટે છે.

શબ્દનો અર્થ છે. જે બંધાયેલ હોય તે જ મુક્ત થઇ શકે એ ભાવાર્થ છે. ક્ષણિકવાદમાં બંધ અન્યક્ષણને અને મુક્તિ બીજા ક્ષણને એવી અયુક્ત ઘટના ઉપસ્થિત થાય છે. એથી બૌદ્ધમતમાં મોક્ષના અભાવ રૂપ દોષ આવે છે.

સ્મૃતિભંગદોષ.

પ્રથમ વિજ્ઞાનક્ષણથી અનુભવેલા અર્થનું સ્મરણ બીજા વિજ્ઞાનક્ષણને થાય એવી બૌદ્ધ લોકોની માન્યતા બુદ્ધિશાલિ પુરૂષોના અંતઃકરણમાં પ્રવેશ કરી શકતી નથી. બીજાએ અનુભવેલા પદાર્થનું સ્મરણ બીજાને થાય, એ વ્યવહારથી તદ્દન વિરૂદ્ધ છે. એવી રીતે બીજાએ અનુભવેલા પદાર્થોનું સ્મરણ બીજાને થાય, તો સંપૂર્ણ જગતના સમસ્ત જીવોએ અનુભવેલા પદાર્થોનું એક જીવને પણ સ્મરણ થવાનો પ્રસંગ આવે; પરંતુ તેમ બની શકતું નથી. તેથી આ અમુક દેવદત્ત અથવા અન્ય છે. એવી પ્રત્યભિજ્ઞા કેવી રીતે થઇ શકે ? કદાચ બૌદ્ધ લોકો તરફથી એવો ખુલાસો મળે કે–' એકના અનુભવનું બીજાને સ્મરણ થાય એવું અમે માનતા નથી, કિંતુ પૂર્વક્ષણો તથા ઉત્તરક્ષણો ( ભિન્ન છતાં ) કારણ કાર્યરૂપ હોવાથી તેનાથી સ્મૃતિનો નિર્વાહ કરવામાં આવે છે. ભિન્નસંતાનવાળા જ્ઞાનક્ષણોનો પરસ્પર કાર્યકારણભાવ અમોએ માનેલો નહિ હોવાથી એકના અનુભવનું બીજાને સ્મરણ થાય, એવો દોષ લાગતો નથી. ' પરન્તુ આ ખુલાસાથી બચાવ થઇ શકતો નથી, કેમકે કારણકાર્યભાવ માનવા છતાં પણ પૂર્વક્ષણો અને ઉત્તરક્ષણોની

જ્ઞાનક્ષણનું દુઃખ તો વિનાશિજ્ઞાનક્ષણની સાથે વિલીન થઇ જાય, સંતાનને વાસ્તવિક કહી શકાશે નહિ, સંતાનને વાસ્તવિક માનવ માં આત્માનો સ્વીકાર થઇ જાય છે. એ વિગેરે કારણોથી મોક્ષ કોને મળે ? એ જ પ્રશ્ન અદ્ધર લટકે છે.

'સંપૂર્ણ વાસનાનો ઉચ્છેદ થતાં વિષયાકાર ઉપદ્રવ્યના અભાવમાં વિશુદ્ધજ્ઞાનનો ઉત્પાદ એ જ મોક્ષ છે.' એવી બૌદ્ધોની માન્યતા મનન કરતાં મનસ્વિ માનવોના મનોમંદિરમાં માનનીય થઇ શકતી નથી.

કદાચ વિશુદ્ધજ્ઞાનની ઉત્પત્તિરૂપ ભાવનાના પ્રચયને મોક્ષનું કારણ માનવામાં આવે તો તે પણ યુકત કહી શકાય નહિ, કેમકે ભાવનાનો પ્રચય પણ સ્થિર એકાશ્રયમાં જ ઘટી શકે અને વિજ્ઞાનક્ષણમાં સ્થિરતા માનવી એ બૌદ્ધ લોકોને અનિષ્ટ છે.

સકળ જ્ઞાનક્ષણોમાં સ્વાભાવિક અને સદૃશ્ય શક્તિના આરંભનું સામર્થ્ય કદાચ હોઇ શકે પરંતુ અસદૃશ્ય શક્તિના આરંભનું સામર્થ્ય તેમાં અસંભવિત છે. સકળ જ્ઞાનક્ષણો પૂર્વે સ્વયં નષ્ટ થઇ ગયા, પરંતુ આ અપૂર્વ જ્ઞાનક્ષણ ઉત્પન્ન થયો. સંતાન પણ એક નથી. બંધ અને મોક્ષ એક અધિકરણમાં રહેનાર હોવાથી વિષયની ભિન્નતાના કારણથી કેવી રીતે રહી શકે ? અને એથી મુક્તિ પણ કોને મળે ? પ્રયત્ન પણ, કોને માટે કરવામાં આવે ? કારણ કે બંધનો વિચ્છેદ એ મોક્ષ

'ઉત્પત્તિ સ્વયં વસ્તુને ઉત્પન્ન કરે છે; સ્થિતિ સ્વયં વસ્તુને સ્થાપન કરે છે, જરા સ્વયં વસ્તુને જીર્ણ કરે છે, વિનાશ સ્વયં વસ્તુનો વિનાશ કરે છે, ચાર ક્ષણ સુધી વસ્તુ સ્થિર રહે છે, એવી અન્ય બૌદ્ધોની માન્યતા વિચાર કરતાં અસત્ય ભાસે છે. કેમકે વસ્તુની ઉત્પત્તિનાં કારણો વસ્તુથી ભિન્નરૂપે દૃષ્ટિગોચર થાય છે, ત્યારે ઉત્પત્તિને વસ્તુની ઉત્પત્તિના કારણ રૂપે કેમ માની શકાય ? માટીના આકારરૂપ પરિણામનો ત્યાગ કરી જલધારણ વિગેરે ક્રિયાઓ કરવામાં સામર્થ્યરૂપ પરિણામાંતરનું થવું એ ઘટની ઉત્પત્તિ છે. તેનાં કારણો માટી, દંડ, ચક્ર વિગેરે છે. અહિં જેવી રીતે ઘટની ઉત્પત્તિમાં ચક્ર વિગેરે કારણો છે અને ઘટાકાર પર્યાય કાર્ય છે; તેવીજ રીતે સર્વ વસ્તુઓમાં ઉત્પત્તિનાં કારણો ભિન્ન વિદ્યમાન હોવા છતાં ઉત્પત્તિને તેના કારણરૂપ માનવી એ બુદ્ધિની બલિહારી નહિ તો બીજું શું ! સ્થિરતામાં કાલાદિ સામગ્રી કારણરૂપ છે. વિનાશમાં યષ્ટિ વિગેરેના પ્રહાર, પુરૂષાર્થ વિગેરે સામગ્રી કારણ છે. ચાર ક્ષણની પછીના ઉત્તરક્ષણમાં પણ વસ્તુની સત્તાનો વ્યવહાર અવશ્ય થાય છે. એ સર્વના અનુભવનો વિષય છે. ત્યારે સ્થિતિ, જરા, વિનાશને જ તેના કારણરૂપ કલ્પવાનું સાહસ કોણ સ્તુત્ય કહી શકે ? ચાર જ ક્ષણ સુધી વસ્તુની સ્થિરતા કહેવી એ પણ પ્રતિપાદકની પ્રતિભાના અભાવનો પરિચય આપે છે.

બૌદ્ધોનું અભિમત તત્ત્વ ક્ષણિકવાદનું પ્રતિપાદન યુક્તિ-યુક્ત નહિં હોવાથી મતિયુક્ત મનુષ્યોને માન્ય થઇ શકે તેમ

ભિન્નતાનો નાશ થઇ શકે તેમ નથી, તેથી એ દોષ અવશ્ય ઉપસ્થિત જ રહે છે.

ક્ષણોની ભિન્નતા માનવા છતાં પણ કાર્યકારણભાવ વડે સ્મૃતિની ઉત્પત્તિ કરવામાં આવે તો આચાર્ય અને શિષ્યની બુદ્ધિનો તથા માતા અને પુત્રની બુદ્ધિનો કારણકાર્યભાવ હોવાથી ગુરૂએ અનુભવેલા પદાર્થોનું શિષ્યને તથા માતાએ અનુભવેલા પદાર્થોનું સ્મરણ પુત્રને થવું જોઇએ. ' એક સંતાનમાં કાર્યકારણભાવ હોય તો સ્મરણ થઇ શકે. ' એમ ઉપર્યુક્ત દોષનું સમાધાન કરવામાં આવે તો પ્રશ્નને અવકાશ મળે છે કે-તે સંતાન વિજ્ઞાનથી ભિન્ન છે કે અભિન્ન ? ; પ્રત્યુત્તરમાં અભિન્ન પક્ષ માન્ય રાખવામાં આવે તો ફક્ત જ્ઞાનક્ષણની જ પરંપરા બાકી રહે છે, તેમાં દોષોની પરંપરા કહેવાઇ ચૂકી છે. સંતાનને વિજ્ઞાનથી ભિન્ન કહેવામાં આવે અને તેને ક્ષણિક જાહેર કરવામાં આવે તો ચોરથી ભયભીત થયેલ મનુષ્ય ફરી ફરીને ચોરની પલ્લીનું શરણ સ્વીકારે, તેમ પુનઃ ક્ષણિકતા સ્વીકારવાથી દૂષિત થાય છે. ' વિજ્ઞાનથી ભિન્ન સંતાન અક્ષણિક છે. ' એમ સમાધાન કરે તો તે ' સંતાન ' એવા નામાંતરથી આત્માનો જ સ્વીકાર કરે છે. એવી રીતે બૌદ્ધમાં સ્મરણની ઉત્પત્તિ કોઇ રીતે થઈ શકતી નથી. સ્મરણના અભાવથી અનુભવનો પણ અભાવ થવાનો. ' इतः— ' ઇત્યાદિ બુદ્ધદેવનાં વાક્યની પણ સંગતિ થઇ શકશે નહિ.

તેમ નથી. આથી ઉત્પત્તિને વિનાશના કારણભૂત માનવી તે યુક્તિસંગત નથી, એ સિદ્ધ થાય છે.

વસ્તુસ્થિતિ વિચારવામાં આવે તો સમસ્ત જગત્ કથંચિત્ નિત્ય અને કથંચિત અનિત્ય છે. જેમ ઘડો પોતાના ઘટપર્યાયથી નષ્ટ થવા છતાં પણ મૃત્તિકારૂપ અન્વયિ દ્રવ્યને ત્યાગ કરતો નહિ હોવાથી પારિણામિક અનિત્ય પણ છે અને નિત્ય પણ છે. નિત્યનું લક્ષણ ' अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वभावरूपं ' એ યુક્ત નથી, પરંતુ ' तद्भावाव्ययं नित्यं ' એ યુક્તિ યુક્ત છે. એ આગળ ઉપર સ્પષ્ટ થશે. સકળ પદાર્થો નિત્યાનિત્ય છે. એ પણ યુક્તિપુરઃસર ' જૈનદર્શન ' ના પ્રતિપાદનમાં જણાવવામાં આવશે.

### योगाचार अथवा ज्ञानाद्वैतवादनी समालोचना

' જ્ઞાનમાત્ર જ વસ્તુ છે, અન્ય બાહ્ય વસ્તુ છે જ નહિ ' આવી યોગાચારની માન્યતાને વિચાર માર્ગમાં અલ્પ સમય સુધી સ્થાન આપીએ. યોગાચારના પ્રતિપાદક કહે છે-કે બાહ્ય પદાર્થો તે શું પરમાણુરૂપ છે, અથવા સ્થુલરૂપ છે ? ' બાહ્ય વસ્તુ પરમાણુરૂપ છે. ' એમ માનવામાં કોઇ પ્રમાણ નથી. પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા ' બાહ્યવસ્તુ પરમાણુરૂપ છે ' એમ પ્રત્યક્ષ જોઇ શકતા નથી. ' યોગિ લોકો પરમાણુને પ્રત્યક્ષ જુવે છે ' એ વચન શ્રદ્ધાગમ્ય હોવાથી સર્વ કોઇ સ્વીકારી શકે નહિ. હેતુ અને સાધ્યની વ્યાપ્તિ પ્રથમ કોઈ પણ સ્થળે નિર્ણીત કરી હોય તોજ અન્યત્ર હેતુને જોવાથી સાધ્યનું

નથી, એ પૂર્વે સંક્ષેપથી કહેવાઇ ગયું છે. કેટલાક બૌદ્ધોની એવી માન્યતા છે કે-'જાતિ ( ઉત્પત્તિ ) સ્વયં પદાર્થના નાશનું કારણ છે.' એ કથન અલ્પ સમય સુધી માન્ય રાખવામાં આવે તો, અભાવ ( નાશ ) નું કારણ ઉત્પત્તિ નિરંતર સમીપ હોવાથી કોઇ પણ સમયે કાર્યની ઉત્પત્તિ થઇ શકે જ નહિ. બૌદ્ધલોકો તરફથી તેનું સમાધાન એમ કરવામાં આવે કે-'ઉત્પત્તિના ઉત્તરકાળમાં કાર્યનો નાશ થાય છે.' તો એનો ભાવાર્થ એવો નીકળે કે-' ઉત્પત્તિ ક્રિયાના સમયમાં પદાર્થનો નાશ થતો નથી, ઉત્પત્તિ સ્વયં કાર્યનો નાશ કરતી નથી! તો પછી એનું નાશક બીજું કોણ કારણ છે? એ જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. ' હેતુ વિના પણ વસ્તુનો વિનાશ થાય છે.' એમ જો નિડરપણે કહેવામાં આવે તો વસ્તુવિનાશક મુદ્‌ગરાદિ વસ્તુની પ્રવૃત્તિ નિષ્ફળ થવી જોઇએ, સેંકડો પ્રહારથી પણ ઘટ વિગેરે વસ્તુનો વિનાશ ન થવો જોઇએ. કારણ કે-વિના કારણે જ વસ્તુનો વિનાશ થતો હોય તો પછી વસ્તુવિનાશક વસ્તુની પ્રવૃત્તિ વ્યર્થ ઠરે છે. ત્યારે એ મુદ્‌ગર વિગેરે વસ્તુવિનાશક સામગ્રી વસ્તુ સમીપે આવી શું ભાવાંતર કરે છે, કે અભાવ પેદા કરે છે? તે પ્રશ્નના ઉત્તરમાં ' ભાવાંતર પેદા કરે છે' એમ કહેવામાં આવે તો તે ઇષ્ટ જ છે. કેમકે અમો પણ સ્વીકારીએ છીએ કે-ઘડા ઉપર મુદ્‌ગરાદિનો પ્રહાર થવાથી ઘટપર્યાય પલટીને કપાલ ( ઘટખંડ ) ભાવાંતર-પર્યાયાંતર પ્રગટ થયો. ' અભાવ પેદા કરે છે.' એવો બીજો પક્ષ સ્વીકારવામાં આવે, તો તે પ્રત્યક્ષણાધિત હોવાથી માન્ય થઇ શકે

બીજા અવયવો વ્યર્થ થઇ જશે. ' પ્રત્યેક અવયવોમાં અવયવી રહે છે ' એમ કહેવાથી અવયવોની બહુલતા પ્રમાણે અવયવીની પણ બહુલતાનો પ્રસંગ આવશે. ' અવયવી અવયવમાં એક અંશથી રહે છે ' એવી માન્યતાથી અવયવી સાંશ બની જશે અને એથી અવયવીનો નિરંશરૂપે સ્વીકાર અસત્ય ઠરશે. અવયવીને સાંશ બનાવી તે અંશોને દેશથી અથવા સર્વથી ભિન્ન પક્ષ સ્વીકારવામાં અનવસ્થા દોષનો પ્રસંગ આવે છે. અભિન્ન પક્ષમાં તો અંશત્વ રહી શકે નહિ. એ પ્રમાણે સર્વ યુક્તિ પ્રમાણથી વિચારી જોતાં બાહ્ય અર્થની સિદ્ધિ થઇ શકતી નથી. આ કારણથી સંપૂર્ણ જગત્ જ્ઞાન રૂપ જ છે, એમ જ્ઞાનાદ્વૈત પક્ષ માનવામાં દોષનો અવકાશ રહેતો નથી. કારણ કે નીલ વિગેરે આકાર વડે સર્વનો પ્રતિભાસ થાય છે, પરંતુ બાહ્ય વસ્તુતો જડ રૂપ હોવાથી તેમાં પ્રતિભાસ કેવી રીતે હોઇ શકે ? ' જો બાહ્ય વસ્તુ બિલકુલ નથી તો આ ઘટ, પટ વિગેરે વસ્તુનો પ્રતિભાસ શાથી થાય છે ? ' એમ જો પ્રશ્ન પૂછવામાં આવે તો પ્રત્યુત્તરમાં જાણવું જોઇએ કે—" વિષયના વિના પણ અનાદિ કાળની મિથ્યા વાસનાઓથી આકાશપુષ્પના પ્રતિભાસની જેમ એવી પ્રતીતિ થાય છે."

ઉપર્યુક્ત જણાવેલ યોગાચારનું કથન યુક્તિયુક્ત કેટલે અંશે છે. તે નીચેના રહસ્યને વિચારવાથી સ્વયં સમજાઇ જશે ' ज्ञायतेऽनेनेति ज्ञानम्' અથવા ज्ञातिर्ज्ञानम्' એટલે જેના વડે પદાર્થ જણાય તે જ્ઞાન, અથવા જાણવું તે જ્ઞાન. જ્ઞાન એ

અનુમાન કરવામાં આવે છે. પરમાણુરૂપ બાહ્ય વસ્તુની સિદ્ધિમાં તેવી વ્યાપ્તિ જાણવામાં નહિ આવી હોવાથી અનુમાન પ્રમાણ પણ અનુપયોગિ થાય છે. એ બે પ્રમાણ સિવાય ત્રીજું પ્રમાણ તો કોઇ છે જ નહિ. જેના દ્વારા બાહ્ય વસ્તુને પરમાણુરૂપ સ્વીકારવાનું સાહસ કરવામાં આવે.

બાહ્ય વસ્તુને સ્થૂલરૂપ પણ સ્વીકારી શકાય તેમ નથી. કેમકે જ્યારે એક પરમાણુની પણ સિદ્ધિ થઇ શકતી નથી, ત્યારે અનેક પરમાણુના સમુદાયરૂપ અવયવિની સિદ્ધિ તો કયાંથી થઇ શકે ? અનેક પરમાણુ સિદ્ધ નહિ થઇ શકવાથી 'ઘટાદિરૂપ સ્થૂલ અવયવી છે.' એમ માની શકાય નહિ, એ સ્વાભાવિક છે.

'અનેક અવયવોના આધાર રૂપ અવયવી છે.' એમ કહી શકાશે નહિ. કેમકે પરસ્પર વિરોધી અવયવોથી એક સ્થૂલ ઘટાદિરૂપ અવયવી કેમ બની શકે ? કદાચ અવયવીની સિદ્ધિ કરવા માટે અવયવોને અવિરોધિ જણાવવામાં આવે તો પ્રત્યક્ષથી એક જ સ્થૂલ અવયવિમાં વ્યક્ત જણાતા રક્તત્વ, અરક્તત્વ, ચલત્વ, અચલત્વ વિગેરે વિરોધિ અવયવોનો અપલાપ કર્યો કહેવાશે.

અવયવોમાં અવયવી સંપૂર્ણતાથી રહે છે, કે દેશથી-અંશથી રહે છે ? એ પ્રશ્નનો પ્રત્યુત્તર 'સંપૂર્ણતાથી રહે છે' એવો મળે તો એક જ અવયવમાં અવયવી સંપૂર્ણ થવાથી

ક્રિયા શબ્દ હોવાથી ક્રિયાનું કર્મ અવશ્ય હોવું જોઇએ કારણ કે તે નિર્વિષય હોઇ શકે નહિ.

કદાચ એમ કહેવામાં આવે કે–' આકાશ પુષ્પાદિમાં નિર્વિષયક જ્ઞાન જોવામાં આવે છે.' તો જણાવવું જરૂરનું થઇ પડશે કે સત્ય પુષ્પનું જ્ઞાન થયા સિવાય આકાશ પુષ્પનું જ્ઞાન થઇ શકતું નથી તેથી તે એકાંતથી નિર્વિષયક કહી શકાય નહિ.

સ્વપ્નજ્ઞાન પણ અનુભવેલ અને જોએલ પદાર્થો સંબંધિ થતું હોવાથી નિરાલંબન કહી શકાય નહિ. ' જ્ઞાનના વિષયભૂત પદાર્થો ભ્રાંતિરૂપ છે ' એવું કથન અનુચિત લેખાય, કારણ કે–કોઈ અન્ય સ્થળે મુખ્ય અર્થ જોવામાં આવ્યો હોય અને તેનાથી વિપરીત પદાર્થ અન્યત્ર ઇંદ્રિયાદિની અપટુતાથી જાણવામાં આવે; જેમકે–છીપમાં રૂપાની ભ્રાંતિ થવી. સારાંશ એટલો જ કે–ઉત્તરકાળમાં બાધજ્ઞાન થતું હોય ત્યાંજ ભ્રાંતિ મનાય, પરંતુ વાસ્તવિક રીતે અર્થક્રિયા થતી હોય ત્યાં પણ ભ્રાંતિ માનવાની ભૂલ કરવામાં આવે, તો એ ભ્રાંતિ માનનારાજ ભ્રાંતિરૂપ ઠરવાથી તેમના વચન પર પણ ભ્રાંતિ થાય એ સહજ છે, એથી જ્ઞાનાદ્વૈતની સિદ્ધિમાં તેમણે આપેલી યુક્તિઓ પણ ભ્રાંતિરૂપ હોવાથી સજ્જનો સ્વીકારી શકે નહિ.

સ્યાદ્વાદવાદનો આશ્રય લેનારાઓને પરમાણુરૂપ તથા 'સ્થૂલ અવયવિ રૂપ એમ બન્ને પ્રકારો અપેક્ષાએ માનવાથી કોઇ પણ પ્રકારે દોષનો પ્રસંગ નથી. ' પ્રમાણ નહિ હોવાથી

અનુમાનથી પણ 'વિજ્ઞાન સિવાય બાહ્ય પદાર્થોની પણ જગતમાં સત્તા છે.' એમ સ્વીકારવું જોઇએ.

शून्यवादि माध्यमिक मतनी समीक्षा.

શૂન્યવાદિઓ કહે છે કે "**પ્રમાતા, પ્રમેય, પ્રમાણ,** અને **પ્રમિતિ** એ કાંઇ નથી. લોકો આત્માને **પ્રમાતા** કહે છે, પરંતુ તેની સિદ્ધિમાં કોઇ પ્રમાણ નહિ હોવાથી તે અવસ્તુ રૂપ છે. હું સુખી છું, હું દુઃખી છું. વિગેરે જે પ્રતીતિ થાય છે તે તો હું ગોર છું, હું શ્યામ છું. ઇત્યાદિ પ્રતીતિ શરીરના કારણથી જ થાય છે. આત્માની સિદ્ધિ પ્રત્યક્ષ પ્રમાણથી કરી શકાય તેમ નથી. અવ્યભિચારિ કોઇ પણ લિંગ કારણ ન હોવાથી અનુમાનથી પણ આત્માની સિદ્ધિ થતી નથી. આગમો પરસ્પર વિરોધિ હોવાથી તેને પ્રમાણ રૂપે સ્વીકારી શકાય તેમ નથી. એ પ્રમાણના અભાવથી પ્રમાતા પણ નથી. બાહ્ય પદાર્થ રૂપ પ્રમેય પણ નથી. **પ્રમાણ** કે જેને લોકો સ્વ-પર-પ્રકાશક જ્ઞાનરૂપ માને છે. તે પણ માનવાની જરૂર નથી. કેમકે પ્રમાણ વડે સિદ્ધ કરવાના પ્રમેયનો જ અભાવ છે, ત્યારે પ્રમાણ શા માટે માનવું? પ્રમાણના અભાવમાં પ્રમિતિ પણ નથી. એથી સર્વ જગત્ શૂન્ય છે. એમ સ્વીકારવું તેજ શ્રેષ્ઠ છે."

પ્રમાણ વિના પ્રમેયનો વ્યવહાર કોઇ રીતે નહિ થઇ શકતો હોવાથી સમસ્ત દર્શનકારો પોતાના પક્ષની સિદ્ધિ માટે પ્રત્યક્ષ, અનુમાન વિગેરે પ્રમાણો આપે છે, પરંતુ શૂન્યવાદીઓ

એક પણ પક્ષ સ્વીકાર્યા વિના અવયવોમાં અવયવીનો કથંચિત્ તાદાત્મ્ય સંબંધ માનવાથી અવયવીની વિદ્યમાનતા ખંડિત કરી શકાશે નહિ.

બાહ્ય પદાર્થોનો તદ્દન અસ્વીકાર કરનારને પૂછવું જોઇએ કે-આ નીલ-પીતાદિ શું છે? 'એ વિજ્ઞાનનો જ આકાર છે.' એવો પ્રત્યુત્તર યુક્ત ગણાશે નહિ; કેમકે વિજ્ઞાનથી ભિન્નરૂપે બાહ્યવસ્તુનું દર્શન થવા છતાં અને વિજ્ઞાનનું સ્વરૂપ કહી બાહ્યવસ્તુનો અપલાપ કરવો તે બુદ્ધિમાનોને યોગ્ય નથી.

જો આ બાહ્ય વસ્તુઓ વિજ્ઞાનના આકારરૂપ જ હોય તો હું નીલ છું, હું પીત છું. ઈત્યાદિ પ્રકારનો પ્રતિભાસ થવો જોઇએ, પરંતુ આ ઘટ નીલ છે, આ પટ પીત છે; એવો પ્રતિભાસ ન થવો જોઇએ.

બાહ્ય પદાર્થોના અભાવમાં "આ કપડું અહિં બને છે, બીજે બનતું નથી. આ પત્થર આ ખાણનો છે, બીજી ખાણનો નથી." એવા નિયત દેશ તથા અધિકરણનું જ્ઞાન ન થવું જોઇએ. જ્ઞાન આત્મામાં વર્તમાન છે અને ઘટ, પટ વિગેરે પદાર્થો આત્માથી બાહિર ભૂતલમાં વિદ્યમાન છે. જ્ઞાન આત્માથી ઉત્પન્ન થાય છે. અને પદાર્થો પોતપોતાની કારણસામગ્રીથી પેદા થાય છે, જેમ ઘટ, માટી, ચક્ર, દંડ વિગેરે કારણોથી તૈયાર થાય છે. જ્ઞાન પ્રકાશરૂપ અને પદાર્થો પ્રકાશ્ય છે. આવી રીતે જ્ઞાન અને બાહ્ય પદાર્થોમાં ભિન્નતા રહેલી છે. કારણ કે એ બંનેના ધર્મો વિરૂદ્ધ પ્રકારના જોવાય છે. તેથી

પોતાના સ્થાનમાં પોતાન પ્રિયપુત્રને સ્થાપન કરી પ્રજાને કહે છે કે–આને અન્ય ન સમજતાં ' હું પોતેજ છુ. ' એમ સમજવું. આ સ્થળે હું શબ્દનો પ્રયોગ રાજામાં મુખ્યતાથી અને રાજપુત્રમાં ગૌણરૂપે થયેલ છે. તેવીજ રીતે હું દુઃખી, હું સુખી વિગેરે સ્થળે ' હું ' શબ્દનો પ્રયોગ મુખ્યતાથી અને હું ગૌર છું, હું શ્યામ છું. વિગેરેમાં ઉપચારથી થાય છે. એમ વ્યાજબી સમજાય છે. આવી રીતે માનસ પ્રત્યક્ષથી આત્મા સિદ્ધ થાય છે. અનુમાનથી પણ આત્માની સિદ્ધિ વિચારીએ. રૂપ વિગેરેની ઉપલબ્ધિ જે પ્રત્યક્ષ માલૂમ પડે છે, તે સર્વ સકર્તૃક હોવી જોઇએ, કેમકે ક્રિયાપણું હોવાથી, છેદન, ભેદન, તાડન તર્જન વિગેરે ક્રિયાઓની જેમ ઉપલબ્ધિનો કર્ત્તા એજ આત્મા જાણવો જોઇએ. આ શરીરે પ્રયત્નવાળાનો આશ્રય કર્યો છે, કેમકે વિશિષ્ટ ક્રિયાનું આશ્રયપણું હોવાથી, રથની માફક; આ શરીરનો જે અધિષ્ઠાતા તેજ આત્મા, રથના અધિષ્ઠાતા સારથિની જેમ. આ શરીરનો ભોકતા કોઇ હોવો જોઇએ, ભોગ્યપણું હોવાથી, અન્ન વિગેરેની જેમ. એવી રીતે અનુમાનથી પણ આત્માની સિદ્ધિ થાય છે. હવે આગમથી આત્માની વિદ્યમાનતાનો વિચાર કરીએ. પરસ્પર વિરોધિ આગમોને સર્વ કોઇ અપ્રમાણિક ગણે એ સ્તુત્ય છે. જે આગમોના રચનાર આપ્તપુરૂષ હોય તે આગમને પ્રમાણભૂત માનવું આવશ્યક છે, પરંતુ આપ્ત તેજ માની શકાય કે જે રાગ વિગેરે સમસ્ત દૂષણથી દૂર થયેલ હોય. તેવા આપ્ત પુરૂષે પ્રરૂપેલા આગમને પ્રમાણ માનવાથી પ્રમાતાની વિદ્યમા-

પ્રમાણ આપવા આવે તો શૂન્યવાદની માન્યતા ઉપહાસપાત્ર બને છે, પ્રમાણ વિના જ શૂન્યવાદ માનવા ઇચ્છે તો તેને અપ્રમાણ ગણી પ્રામાણિકા ઉપેક્ષા કરે છે. પોતાના સિદ્ધાંતથી શૂન્યવાદની સિદ્ધિ કરવા ઇચ્છે તો તે આગમ પ્રમાણ છે કે અપ્રમાણ ? એમાં શો નિર્ણય ? આગમમાં પ્રમાણ ઠરાવવા જતા શૂન્યવાદની કલ્પના મિથ્યા ઠરે છે. આગમને અપ્રમાણ જણાવવાથી તે શૂન્યવાદના સંબધમાં કોઇ વિશ્વાસ ધારણ કરી શકે નહિ. શૂન્યવાદને સ્થાપન કરવા એક પણ વાકયનો ઉચ્ચાર કરવો તે શૂન્યવાદનો ભંગ કરે છે. કેમકે તે પ્રમેય છે. અને પ્રમેયને તો શૂન્યવાદિઓ સ્વીકારતા જ નથી.

શૂન્યવાદિઓની માન્યતામાં તેઓએ જે જે યુક્તિઓ જણાવી છે, તે તે શૂન્ય છે કે વસ્તુરૂપ છે ? એમ તેઓને પ્રશ્ન પૂછતાં પ્રત્યુત્તરમાં તેઓ શૂન્ય જણાવે તો તેવાં શૂન્ય વાક્યોથી કાંઇ પણ વિધિ અથવા નિષેધ થઇ શકતો ન હોવાથી મોનજ રહેવું સમુચિત છે.

શૂન્યવાદ સિદ્ધ કરવા માટે કહેલ યુક્તિઓને વસ્તુરૂપ માનવામાં આવે તો શૂન્યવાદની માન્યતા અસત્ય થાય છે. તત્ત્વચતુષ્ટયનું નિકારણ કરવામાં આવેલી યુક્તિઓ પણ વિચારી જોતાં અયુક્ત છે. હું સુખી, દુઃખી ઈત્યાદિ પ્રતિતિઓ મુખ્યતાથી આત્માની વિદ્યમાનતામાં જ ઘટી શકે છે. હું ગોર છું, હું શ્યામ છું. ઇત્યાદિ પ્રતીતિમાં 'હું' શબ્દનો પ્રયોગ ગૌણરૂપે શરીરમાં કરવામાં આવેલ છે; જેમ રાજા-

# છઠ્ઠો પ્રસ્તાવ.



## નૈયાયિક દર્શન.

નૈયાયિક મતના સાધુઓ વાંસના દંડને હાથમાં રાખે છે, દઢ કોપીન–લંગોટ પહેરી રાખે છે, સ્નાન કરી આખા શરીરે ભૂતિ–રાખ ચોળે છે, યજ્ઞોપવીત ધારણ કરે છે, કામળ ઓઢે છે. પાણી રાખવા કમંડળુ હાથમાં રાખે છે, પ્રાયે નીરસ આહાર ગ્રહણ કરે છે, બહુધા તેઓ વનવાસિ હોય છે; તુંબ, પાત્ર વિગેરે વૃક્ષના મૂળ ઉપર રાખવાનો તેઓનો આચાર હોય છે,. કંદ, મૂળ, ફળ, પત્ર વિગેરેનું ભક્ષણ કરે છે, આતિથ્ય કરવાની ક્રિયામાં તેઓ બહુ કુશળ હોય છે. કેટલાક તો સ્ત્રીઓ સહિત વાનપ્રસ્થાવસ્થાનો અનુભવ કરે છે, જેઓ સન્યાસિ હોય છે તેઓને તો સ્ત્રીસંગથી તદ્દન દૂર જ રહેવાનું હોય છે; તેઓ પંચાગ્નિ–અનુષ્ઠાનમાં તત્પર હોય છે, હાથ અને જટામાં પ્રાણલિંગ રાખે છે, જેઓ તેઓના મંતવ્યો પ્રમાણે ઉત્તમ સંયમાવસ્થાને પ્રાપ્ત કરે તેઓ નગ્ન રહે છે, પ્રાતઃકાળમાં દંત, પાદ વિગેરે શુદ્ધ કરી શિવનું ધ્યાન કરતા તેઓ શરીર ઉપર ત્રણ વાર ભસ્મનો સ્પર્શ કરે છે. તેઓને યજમાન લોકો બે હાથ જોડી ' ૐ નમ શિવાય ' એમ કહે છે, તેના પ્રત્યુત્તરમાં તેઓ ' શિવાય નમઃ ' એમ કહે છે. તેઓનું એવું કથન છે કે–બાર વરસ સુધી શૈવ-મતની દીક્ષા પાળ્યા પછી તેનો ત્યાગ કરીને કદાચ દાસી

નતામાં શંકા રહેતી નથી. એ વિષયમાં વિશેષ વિવેચન આગળ ‘ જૈનદર્શન ’ મા કરવામાં આવશે

બાહ્ય પદાર્થોની સિદ્ધિ માટે પૂર્વમાં બતાવેલી યુક્તિઓ પ્રમેયની સિદ્ધિમાં પણ ઉપયોગી થતી હોવાથી ‘પ્રમેય પણ વસ્તુ છે.’ એમ સ્વીકારવું જોઇએ. જે વડે પ્રમેયની સિદ્ધિ થાય તે જ પ્રમાણ કહેવાતું હોવાથી પ્રમેયની સિદ્ધિ સાથે પ્રમાણ પણ સિદ્ધ થાય છે. પ્રમાણની સિદ્ધિ થવાથી પ્રમિતિ પણ તેના ફળરૂપ હોવાથી સિદ્ધ થાય છે. પ્રમાણનું સામાન્ય ફળ હેય વસ્તુનો ત્યાગ, ઉપાદેય વસ્તુનો સ્વીકાર અને ઉપેક્ષણીયની ઉપેક્ષા છે. એ સિવાય અન્ય કાંઇ નથી. આ ઉપરથી પ્રમાતા વિગેરે ચારને અવસ્તુરૂપ નહિ, કિન્તુ વસ્તુરૂપ માનવું એ જ યુકિતયુક્ત છે.

નિર્વિકલ્પ પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાનના અંગભૂત હેતુમાં માનેલી ત્રિરૂપતા, અન્યાપોહ વિગેરે બૌદ્ધોની માન્યતા અવાંતર હોવાથી મુખ્ય પદાર્થોની સમાલોચનામાં અંતર્ભૂત થઇ જાય છે. તેથી જ ઉપેક્ષા કરવામાં આવી છે. બૌદ્ધોના આચારની તથા દેવ વિગેરે તત્ત્વોની વિશેષ સમીક્ષા ‘ જૈનદર્શન ’ ના પ્રતિપાદનમાં કરીશું.

---

ધ્યાન કરવામાં આવે, તેવા પ્રકારના ફળને પ્રાપ્ત કરે છે એવી તેઓની માન્યતા છે. ઉપર્યુકત **નૈયાયિક** મતના આચારો જેવાજ **વૈશેષિક** દર્શનમાં પણ પ્રાયઃ સર્વે આચારો મળતા છે. **નૈયાયિક** દર્શનમાં અને **વૈશેષિક** દર્શનમાં પદાર્થોની માન્યતામાં ભિન્નતા છે. **નૈયાયિક** લોકો ૧૬ પદાર્થો માને છે, **વૈશેષિક** ૭ પદાર્થો કહે છે. **નૈયાયિક** ના મતમાં ૪ પ્રમાણો માનવામાં આવ્યા છે, **વૈશેષિક** મતમાં ૨ બે પ્રમાણો માનેલાં છે. છતાં પણ પરસ્પરનાં તત્ત્વોનો અંતર્ભાવ થઇ શકતો હોવાથી તે બન્ને મતમાં બહુ થોડો ભેદ જણાય છે. તેથી પ્રાયઃ એ બંને મત સમાનજ જણાય છે, તેઓના મતમાં ૧ શૈવ, ૨ પાશુપત, ૩ મહાવ્રતધર અને ૪ કાલમુખ્ય. એમ તપસ્વિઓના મુખ્ય ચાર ભેદ કહેવામાં આવે છે. ભરટ, લૈંગિક, તાપસ વિગેરે ગૌણ ભેદો છે. તેઓના મતની દીક્ષા આપવામાં ખાસ વર્ણાદિ વિભાગ દર્શાવવામાં આવ્યો નથી. જેઓને શિવમાં પરમભક્તિ હોય તે વ્રતિઓને **ભરટ** એવા નામથી ઓળખવામાં આવે છે. તેઓના શાસ્ત્રોમાં **નૈયાયિકોનેજ** શિવમાં નિરંતર ભક્તિ હોવાથી '**શૈવ**' કહેવામાં આવે છે. અને **વૈશેષિકને પાશુપત** નામથી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે, એથીજ **નૈયાયિક** મત **શૈવ** મત કહેવાય છે. અને **વૈશેષિક** દર્શન **પાશુપત** દર્શનના નામથી કહી શકાય. અહિં સંક્ષેપથી તેમના આચારોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વિશેષ જિજ્ઞાસુઓએ તેઓના આચાર ગ્રંથો તપાસવા.

**છઠ્ઠો પ્રસ્તાવ સમાપ્ત.**

દાસત્વ સેવે તો પણ તેને અવશ્ય મુક્તિ મળી શકે છે. તેઓના મતમાં સૃષ્ટિનો સંહાર કરનાર, સર્વજ્ઞ જગત્કર્તા ઇશ્વર મનાય છે. તે ઇશ્વરના ૧૮ અવતારો માનવામાં આવે છે. ૧ નકુલી, ૨ શોષ્યકૌશિક, ૩ ગાર્ગ્ય, ૪ મૈત્ર્ય, ૫ અકૌરૂપ, ૬ ઇશાન, ૭ પારગાર્ગ્ય, ૮ કપિલાંડ, ૯ મનુષ્યક, ૧૦ કુશિક, ૧૧ અત્રિ ૧૨ પિંગલ, ૧૩ પુષ્પક, ૧૪ બૃહદાર્ય, ૧૫ અગસ્તિ, ૧૬ સંતાન, ૧૭ રાશિકર અને ૧૮ વિદ્યાગુરૂ. એ અઢાર ઇશ્વરના અવતાર છે. તેઓની પૂજા, પ્રણિધાન વિગેરે જિજ્ઞાસુઓએ તેઓના ગ્રંથોથી જાણવી. તેઓના સર્વ તીર્થોમાં ભરટોને પૂજ્ય માનવામાં આવે છે. દેવતાઓની સન્મુખ રહી નમસ્કાર કરવાનો તેઓના મતમાં નિષેધ છે, પરંતુ દેવની જમણી બાજૂએ રહી નમસ્કાર કરવો જોઇએ " જેવી જેવી ભાવનાથી તે દેવનું ધ્યાન કરવામાં આવે, તેવું તેવું ધ્યાતાને ફળ થાય છે. ' याद्रशी भावना यस्य सिद्धिर्भवति ताद्रशी ' અર્થાત્ જેની જેવી ભાવના તેની તેને સિદ્ધિ થાય છે.

" वीतरागं स्मरन् योगी वीतरागत्वमश्नुते ।
सरागं ध्यायतस्तस्य सरागत्वं सुनिश्चितम् ॥१॥"

ભાવાર્થઃ—" વીતરાગનું સ્મરણ–ધ્યાન કરતો યોગી વીતરાગપણું મેળવે છે, રાગીનું ધ્યાન કરનાર અવશ્ય રાગીપણું પ્રાપ્ત કરે છે. ૧ "

જેમ સ્ફટિકમણિ નીલ, પીત વિગેરે જેવી વસ્તુની સમીપમાં હોય તેવો તે બની જાય છે. તેમજ જે જે ભાવથી

ઉપર જણાવ્યા પ્રમાણે અનુમાન પ્રમાણથી જગત્કર્તૃત્વ સિદ્ધ કરી બતાવવા છતાં તેમાં દોષારોપણ કરનારની શંકાનું સમાધાન કરવાની તક લેવામાં આવે છે. જગત્કર્તા ન હોઇ શકે. એમ માનનારાઓ કદાચ એમ કહેવાનું સાહસ કરે કે– ' ઈશ્વિર જગતનો કર્તા ઘટી શકતો નથી. કેમકે શરીર નથી, જેમ આકાશને શરીર ન હોવાથી એ કાંઇ જગતની રચના કરી શકે નહિ. તેમ શરીરરહિત હોવાથી ઈશ્વિર પણ જગતની રચના કરી શકે નહિં ' આવું કથન નૈયાયિકમતના અનભિજ્ઞ લોકો જ કરી શકે. પરંતુ તેવા વિપરીત અનુમાન કરનારને અમો ( નૈયાયિકો ) એટલું પૂછવા માગીએ છીએ કે, ' તમો ઈશ્વિરરૂપ ધર્મિને પ્રતીત માનો છો કે અપ્રતીત ? અપ્રતીત કહેશો તો શરીર નહિ હોવા રૂપ હેતુ વ્યર્થ ઠરે છે. કદાચ ' પ્રતીત છે ' એમ જણાવો, તો જે પ્રમાણથી તમને ઈશ્વિરની પ્રતીતિ થાય છે, તે જ પ્રમાણથી ' પોતે જ ઉત્પન્ન કરેલા શરીરને ધારણ કરનાર ઈશ્વિર છે. ' એમ પણ જાણવું જ જોઇએ. એથી ઈશ્વિરને જગત્કર્તા માનવામાં કોઇ જાતની ક્ષતિ થતી નથી.

તે જગત્કર્તા ઈશ્વર પણ એક જ છે, કદાચ ઘણા ઈશ્વરોને જગત્કર્તા માનવામાં આવે તો એક બીજાની વિમતિની સંભાવના રહે છે, અને એથી જગતનું નિર્માણ યથાર્થ રીત્યા થઇ શકે નહિ. માટે જગતની રચના કરનાર ઈશ્વર એક જ છે. એમ માનવું શ્રેષ્ઠ છે.

તે ઈશ્વરને વ્યાપક માનવામાં આવે છે. જો ઈશ્વિરને

## सातमो प्रस्ताव.



નૈયાયિકમતના મૂળસૂત્રધાર અક્ષપાદઋષિ હોવાથી નૈયાયિક મત આક્ષપાદ એવા નામથી ઓળખાય છે. આ મતમાં શિવને ઇશ્વર માનેલા છે. તે શિવ જ પૃથ્વી, પર્વત વિગેરે પદાર્થોના કર્તા છે અને સૃષ્ટિના સંહારક પણ છે. એમ તેઓનું માનવું છે. ફક્ત સૃષ્ટિની રચના જ માનવામાં આવે તો પ્રતિક્ષણ ઉત્પન્ન થતો પદાર્થોનો સમૂહ સૃષ્ટિમાં સમાઇ શકે નહિં; માટે તેનો સંહાર પણ તેમનાથી જ માનવામાં આવ્યો છે. ન્યાયશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે તેની આ પ્રમાણે સિદ્ધિ કરવામાં આવે છેઃ—

પૃથ્વી, પર્વત, સુધાકર, દિનકર, મકરાકર વિગેરે સર્વ વસ્તુઓ બુદ્ધિમાન્ વ્યક્તિ વિશેષે બનાવેલી હોવી જોઇએ, કેમકે—તે કાર્યરૂપ છે, જ્યાં જ્યાં કાર્યપણું જોવામાં આવે છે, ત્યાં ત્યાં તેનો કર્તા પણ અવશ્ય હોય છે, જેમ ઘડામાં કાર્યપણું હોવાથી તેનો બુદ્ધિમાન્ કર્તા કુંભાર હોય છે; તેમ પૃથ્વી, પર્વત વિગેરે જગતની સઘળી વસ્તુઓનો પણ કર્તા અવશ્ય હોવો જોઇએ. અને જે જગત્કર્તા છે, તેનેજ ઈશ્વર જાણવો જોઇએ. જ્યાં જ્યાં બુદ્ધિમત્કર્તૃકતા (બુદ્ધિમાન્ કર્તા) નથી હોતી ત્યાં ત્યાં કાર્યપણું પણ નથી હોતું; જેમકે આકાશનો કોઇ કર્તા નથી, તો તે કાર્ય પણ નથી. પૃથ્વી વિગેરેમાં કાર્યપણું રહેલું છે, તેથી તેમાં બુદ્ધિમત્કર્તૃકતા પણ અવશ્ય સ્વીકારવી જોઇએ.

ભાવાર્થ:—અલ્પજ્ઞ એવો આ જીવ પોતાનાં સુખ-દુઃખની પ્રાપ્તિમાં પોતે અસમર્થ છે. ઈશ્વરની પ્રેરણાથી સ્વર્ગ અથવા નરકમાં જાય છે.

( આ નૈયાયિકમતની સમાલોચના આગળ ઉપર કરવામાં આવશે. )

नैयायिक मतमां मानेलां तत्त्वो.

" प्रमाण-प्रमेय-संशय-प्रयोजन-दृष्टान्त-सिद्धान्तावयव-तर्क-निर्णय-वाद-जल्प-वितण्डा-हेत्वाभास-छल-जाति-निग्रहस्थानानां तत्त्वज्ञानान्निःश्रेयसाधिगमः । " એ અક્ષપાદઋષિના મૂળ સૂત્રનો ભાવાર્થ આ પ્રમાણે છે.— પ્રમાણ ૧, પ્રમેય ૨, સંશય ૩, પ્રયોજન ૪, દષ્ટાંત ૫, સિદ્ધાંત ૬, અવયવ ૭, તર્ક ૮, નિર્ણય ૯, વાદ ૧૦, જલ્પ ૧૧, વિતંડા ૧૨, હેત્વાભાસ ૧૩, છલ ૧૪, જાતિ ૧૫, નિગ્રહસ્થાન ૧૬. એ ૧૬ પદાર્થોના તત્ત્વજ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

## પ્રમાણ વિગેરે પદાર્થોનું સામાન્ય સ્વરૂપ.

પદાર્થોની ઉપલબ્ધિના કારણને પ્રમાણ કહેવામાં આવે છે. તે કારણો બે પ્રકારનાં છે. ૧ જ્ઞાનસ્વરૂપ, અને ૨ અચેતન. નૈયાયિક મતમાં મનને પણ ઇંદ્રિય તરીકે માનેલ છે. એથી છ ઇંદ્રિયોની સાથે સંયોગરૂપસંબંધ, આલોક વિગેરે અને ધૂમ વિગેરે લિંગો, અને શબ્દાદિક અચેતનને પણ જ્ઞાનની ઉત્પત્તિમાં કારણરૂપ હોવાથી પ્રમાણરૂપ મનાય છે. 'ઘડાને હું જાણું છું.' એવા ચિંત-

વ્યાપક માનવામાં ન આવે તો ત્રણ જગતમાં રહેલા સઘળા પદાર્થોની રચના કેવી રીતે બની શકે ? તેથી જગત્કર્તા ઈશ્વર વ્યાપક છે એમ માનવું ઠીક છે.

તે જગત્કર્તા ઈશ્વર સર્વજ્ઞ છે. જો તેને સર્વજ્ઞ ન માનવામાં આવે તો સર્વ કાર્યોના કારણોનું વાસ્તવિક જ્ઞાન ન હોવાથી સમસ્ત જગતનું નિર્માણ યથાયોગ્ય કેમ થઇ શકે ? જેમ કુંભાર વ્યાપક ન હોવાથી તે સઘળાં કાર્યો કરી શકતો નથી અને સર્વજ્ઞ ન હોવાથી–સર્વ કાર્યોના ઉપાદાન કારણનું જ્ઞાન ન હોવાને લીધે યથોચિત રીત્યા સઘળાં કામો બનાવી શકતો નથી; તેમ ઈશ્વરને પણ અવ્યાપક અને અસર્વજ્ઞ માનવામાં આવે તો તે પણ યથાસ્થિત રીત્યા સર્વ જગતની રચના કરવા સમર્થ થઇ શકે નહિ; એ સ્વાભાવિક છે. તેથી જગત્કર્તા ઈશ્વર વ્યાપક અને સર્વજ્ઞ છે. એવી માન્યતા અત્યુત્તમ છે.

'अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वभावं नित्यम्' એવા નિત્યના લક્ષણથી યુકત જગત્કર્તા ઈશ્વર નિત્ય છે. એ જગદીશને જો અનિત્ય માનવામાં આવે તો એ જગદીશનો પણ અન્ય કર્તા માનવો પડે, અને તે પણ નિત્ય કે અનિત્ય ? એવી પ્રશ્નપરંપરા ઊઠતાં અનવસ્થા દોષ આવી જાય; માટે જગત્કર્તા ઈશ્વરને નિત્ય માનવો ઉચિત છે.

તે જગત્કર્તા જગદીશ સર્વ કાર્યો કરવા સમર્થ છે. કેમકે:—

" अज्ञो जन्तुरनीशोऽयमात्मनः सुख–दुःखयोः ।
ईश्वरप्रेरितो गच्छेत् स्वर्गं वा श्वभ्रमेव वा ॥ १ ॥"

સ્વરૂપથી ગ્રાહ્ય છે અને જ્ઞાન એ પદાર્થોનું પરિચ્છેદક હોવાથી ગ્રાહક છે. એમ સુખ વિગેરેમાં અને જ્ઞાનમાં તફાવત છે.

' अव्यपदेश्य ' પદની સાર્થકતા—જેમાં નામ વિગેરેની કલ્પના ન હોય તેને અવ્યપદેશ્ય કહેવામાં આવે છે. વ્યપદેશ્ય (શબ્દ) નો શ્રવણેંદ્રિયની સાથે સંબંધ થવાથી ઉત્પન્ન થતા જ્ઞાનને ' પ્રત્યક્ષ ' નહિં કહેતાં શાબ્દિક જ્ઞાન કહેવું જોઈએ. જેમ કાનથી " ગો " શબ્દ સાંભળ્યા પછી ' આ ગાય છે ' એવા પ્રકારના ઉત્પન્ન થતા જ્ઞાનમાં શબ્દ અને ઇંદ્રિય બન્ને કારણ હોવા છતાં પણ એમાં શબ્દનું વિશેષ પ્રાધાન્ય હોવાથી શાબ્દજ્ઞાન ગણાવું જોઈએ. તેને ' પ્રત્યક્ષજ્ઞાન ' ન કહેવું. એવા આશયથી પ્રત્યક્ષ જ્ઞાનના લક્ષણમાં ' अव्यपदेश्य ' પદ મૂકવામાં આવ્યું છે.

' अव्यभिचारी ' વિશેષણની સાર્થકતા—જે વસ્તુના અભાવમાં જે વસ્તુનું જ્ઞાન થાય તે જ્ઞાન ' વ્યભિચારિજ્ઞાન ' ના નામથી ઓળખાય છે. જેમ છીપ દેખવાથી રૂપાનું જ્ઞાન, ઝાંઝવા જોવાથી જળનું જ્ઞાન, દોરડી દેખવાથી સર્પનું જ્ઞાન, વિગેરે. એવા વ્યભિચારિ જ્ઞાનને પ્રત્યક્ષજ્ઞાન ન કહી શકાય. એમ સૂચવવા લક્ષણકારે લક્ષણસૂત્રમાં ' अव्यभिचारी ' પદ મૂક્યું છે.

' व्यवसायात्मक ' પદની સાર્થકતા—વ્યવસાય-વિશેષ એથી ઉત્પન્ન થતા જ્ઞાનને વ્યવસાયાત્મક યા નિશ્ચાત્મક જ્ઞાન

વનમાં ' આ ઘડો છે. ' એવા પ્રકારનું જ્ઞાન કારણરૂપ હોવાથી જ્ઞાનને પણ **પ્રમાણ** માનવામાં આવે છે. ૧. પ્રમાણથી જાણવા લાયક પદાર્થને પ્રમેય કહેવામાં આવે છે. ૨. આ શું લાકડું છે અથવા પુરુષ છે ? એવા પ્રકારના જ્ઞાનને **સંશય** કહેવામાં આવે છે. ૩. સાધ્ય જે અભીષ્ટવસ્તુ તે **પ્રયોજન.** ૪. વાદિ અને પ્રતિવાદિ બન્નેને સમ્મત પદાર્થ તે **દૃષ્ટાંત.** ૫. સિદ્ધાંતનું લક્ષણ આગળ કહેવામાં આવશે.૬.અનુમાનના અંગભૂત પ્રતિજ્ઞા, હેતુ વિગેરે **અવયવ** ૭.સંદેહ થવા પછી અન્વયધર્મનું ચિન્તન તે **તર્ક** ૮. આ લાકડું છે,પુરુષ નથી એવો નિશ્ચય તે **નિર્ણય.** ૯. નિર્ણયને માટે વિચાર તે **વાદ** ૧૦. બીજાઓને જીતવાની ઇચ્છાથી જે વિવેચન કરવું તે **જલ્પ** ૧૧. પોતાનો પક્ષ સ્થાપ્યા વિના યદ્વાતદ્વા બોલવું તે **વિતંડા** ૧૨. ખોટા જે હેતુ તે **હેત્વાભાસ** ૧૩. બીજાના વચનને અન્યથા કરવા માટે વિકલ્પો ઉત્પન્ન કરવા તે **છલ** ૧૪. ખોટા દૂષણોનો આરોપ કરવો તે **જાતિ** ૧૫. જે પ્રકારે કહેવાથી વક્તા નિગૃહીત થાય તે **નિગ્રહસ્થાન** ૧૬.

## ૧૬ પદાર્થોનું વિશેષ સ્વરૂપ.

**प्रत्यक्षप्रमाण.**

પ્રત્યક્ષ ૧, અનુમાન ૨, ઉપમાન ૩, શબ્દ અથવા આગમ ૪ એ ચાર પ્રમાણો મનાય છે. ' इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारी व्यवसायात्मकं प्रत्यक्षम्' આ સૂત્રમાં પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ જણાવવામાં આવ્યું છે.

દેશ, કાળ, સ્વભાવથી દૂર રહેલા અર્થને જે ગ્રહણ કરે તે યોગિપ્રત્યક્ષ ગણાય છે. તેના યુક્તયોગિપ્રત્યક્ષ ૧, અને યુંજાનયોગિ પ્રત્યક્ષ ૨ એવા બે ભેદો છે. તેમાંથી યોગધર્મ વિગેરેની સહાયતા પૂર્વક, આત્મા અને અંતઃકરણના સંયોગથી, બાહ્ય પદાર્થના સંયોગની અપેક્ષા રાખ્યા વિના, સમાધિમાં એકાગ્રતા રાખનાર પુરૂષને જે જ્ઞાન થાય તે 'યુક્તયોગિપ્રત્યક્ષ' કહેવાય છે. આવું જ્ઞાન પણ નિર્વિકલ્પ ગણાય છે. કેમકે વિકલ્પ અવસ્થામાં સમાધિની એકાગ્રતા થઇ શકતી નથી. આ નિર્વિકલ્પજ્ઞાન ઉત્કૃષ્ટ યોગિ સિવાય અન્યને હોતું નથી.

સમાધિની અવસ્થામાં આત્મા, મન વિગેરેના સંયોગથી ઉત્પન્ન થતા રૂપ વિગેરેના જ્ઞાનને 'યુંજાનયોગિપ્રત્યક્ષ' એવું નામ આપવામાં આવે છે. યુક્તયોગિઓને વિચારણા કર્યા વિના જ સર્વદા સર્વ વસ્તુનુ જ્ઞાન થાય છે, ત્યારે યુંજાનયોગિઓને વિચાર કરવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને તે નિર્વિકલ્પ સવિકલ્પ બન્ને પ્રકારનું હોય છે. એમ બન્ને જ્ઞાનમાં તફાવત છે.

## અનુમાન પ્રમાણ.

"तत्पूर्वकं त्रिविधमनुमानं पूर्ववद्, शेषवत्, सामान्यतो दृष्टं च"

પદાર્થની ઉપલબ્ધિ સ્વરૂપ, ભ્રાન્તિરહિત, નિશ્ચયાત્મક પ્રત્યક્ષ, ધૂમ વિગેરે લિંગના દર્શનથી અને વ્યાપ્તિના સ્મરણ વિગેરેથી થતા અગ્નિ વિગેરેના જ્ઞાનને અનુમાન કહેવામાં આવે છે.

કહેવામાં આવે છે. આ પદ મૂકવાથી—વિશેષણ આપવાથી સંશયાદિ જ્ઞાનને પ્રત્યક્ષજ્ઞાન તરીકે માનવાનો નિષેધ કરવામાં આવે છે.

## પ્રકારાંતરથી સૂત્રની વ્યાખ્યા.

અવ્યપદેશ્ય-નિર્વિકલ્પજ્ઞાન અને વ્યવસાયાત્મક—સવિકલ્પજ્ઞાન એ બે સિવાય બાકીનાં વિશેષણો જ્ઞાનનાં સમજવાં. પૂર્વની વ્યાખ્યામાં ઇંદ્રિયો અને પદાર્થોના સંબંધથી ઉત્પન્ન થતા જ્ઞાનને અવ્યપદેશ્ય, ભ્રાન્તિરહિત, અવ્યભિચારી રૂપે માનવું, તેને જ પ્રત્યક્ષ પ્રમાણનું ફળ કહેવામાં આવે છે. ત્યારે આ બીજી વ્યાખ્યામાં ઇંદ્રિયો અને પદાર્થના સંબંધથી ઉત્પન્ન થતા અવ્યભિચારી જ્ઞાનને 'પ્રત્યક્ષ' પ્રમાણનું ફળ માનવામાં આવે છે. તે જ્ઞાન ૧ અવ્યપદેશ્ય, (નિર્વિકલ્પ) અને ૨ વ્યવસાયાત્મક (સવિકલ્પ) એમ બે પ્રકારનું છે. જેને જૈનો નિરાકાર અને સાકારના નામથી ઓળખે છે.

તે પ્રત્યક્ષ જ્ઞાનના અયોગિ પ્રત્યક્ષ ૧, અને યોગિપ્રત્યક્ષ ૨ એવા બે ભેદો છે. તેમાંથી ઇંદ્રિયો અને પદાર્થના સંનિકર્ષથી આપણા જેવા (અયોગિ) ને ઉત્પન્ન થતા જ્ઞાનને 'અયોગિ પ્રત્યક્ષ' કહેવામાં આવે છે. તેના નિર્વિકલ્પ ૧, અને સવિકલ્પક ૨. એ બે ભેદો છે. જે વસ્તુની સામાન્યથી ઓળખાણ કરાવે તે નિર્વિકલ્પક ૧ અને જે વસ્તુનો વિશેષ પરિચય કરાવે તે સવિકલ્પકજ્ઞાન. જેમ આ દેવદત્ત છે, આ દેવેંદ્રકુમાર છે.

અન્વયિ અનુમાન કહેવામાં આવે છે. બીજી રીતે વસ્તુનો કોઇ વિપક્ષ જેમાં ન હોઈ શકે. જેમ કે ધર્મ, અધર્મ, સ્વર્ગ, નરક વિગેરે પદાર્થો કોઇકને પ્રત્યક્ષ છે, પ્રમેય હોવાથી, કરતલ ( હથેળી ) ની માફક. અહિં કોઇ એકના પ્રત્યક્ષને સાધ્યરૂપ માનવાથી વસ્તુનો કોઇ વિપક્ષ નથી, આવું અનુમાન પણ ' અન્વયિ ' એવા નામથી ઓળખાય છે.

## કેવળ વ્યતિરેકિ અનુમાન.

સપક્ષના અભાવવાળા અનુમાનને ' વ્યતિરેકિ ' એવા નામથી ઓળખવામાં આવે છે. ઉદાહરણ–સર્વ કાર્ય સર્વજ્ઞે કર્યું હોવું જોઇએ, કદાચિત્ક હોવાથી, જ્યાં જ્યાં સર્વજ્ઞ કર્તૃકતા નથી હોતી; ત્યાં ત્યાં કાદાચિત્કતા પણ નથી હોતી. જેમકે–આકાશ વિગેરે. આ અનુમાનમાં સર્વને પક્ષ કરવાથી સપક્ષનો અભાવ છે. ઉદાહરણ ૨ જું. જીવતું શરીર ચૈતન્યસહિત હોય છે; પ્રાણાદિમત્વ હોવાથી, જ્યાં જ્યાં ચૈતન્યસહિતપણું નથી હોતું; ત્યાં ત્યાં પ્રાણાદિમત્ત્વ પણ નથી હોતું. જેમ કે ઘટ, પટ, સ્તંભ વિગેરેમાં.

## અન્વયિ–વ્યતિરેકિ.

જે અનુમાનમાં સપક્ષ અને વિપક્ષ બન્ને હોય, તેવા અનુમાનને ' અન્વયિ–વ્યતિરેકિ ' એવું નામ આપવામાં આવે છે. જેમકે–આ પર્વત અગ્નિવાળો છે, ધૂમવાળો હોવાથી, જ્યાં જ્યાં ધૂમ હોય, ત્યાં ત્યાં અગ્નિ પણ અવશ્ય હોય છે.

**વિવેચન**-ધૂમ વિગેરે લિંગ,અને અગ્નિ વિગેરે લિંગીને પહેલાં અનેક સ્થળે જોયા પછી પર્વત વિગેરે સ્થળમાં ધુમ દેખવાથી ' આ સ્થળમાં અગ્નિ અવશ્ય હોવો જોઇએ ' કેમકે જ્યાં જ્યાં ધૂમાડો હોય છે, ત્યાં ત્યાં અગ્નિ જરૂર હોય છે, આવા પ્રકારના પ્રતિભાસ ( જ્ઞાન ) ને અનુમાન કહેવામાં આવે છે. એ અનુમાન ત્રણ પ્રકારનાં છે. ૧ પૂર્વવત્–અન્વયિ અનુમાન, ૨ શેષવત્–કેવલ વ્યતિરેકિ અનુમાન, ૩ સામાન્યતો દષ્ટ–અન્વયિ વ્યતિરેકિ અનુમાન.

## એ સૂત્રનો બીજી રીતે અર્થ.

પક્ષસત્ત્વ ૧, સપક્ષસત્ત્વ ૨, વિપક્ષાસત્ત્વ ૩, અબાધિતત્વ ૪ અને અસત્પ્રતિપક્ષત્વ ૫ એ પાંચ રૂપો જે હેતુમાં હોય તે હેતુ સાચો સમજવામાં આવે છે. પર્વત વિગેરે પક્ષમાં ધૂમ વિગેરે હેતુની વિદ્યમાનતા એ પૂર્વવત્ અનુમાન ૧, મહાનસ ( રસોડું ) વિગેરે સપક્ષમાં હેતુની વિદ્યમાનતા એ શેષવત્ ૨, તળાવ વિગેરે વિપક્ષમાં ધૂમ વિગેરે હેતુનું ન રહેવું એ સામાન્યતો દષ્ટમ્ ૩. અબાધિતત્વ અને અસત્પ્રતિપક્ષત્વ એ ઉપરથી ( ચકારથી ) સમજવા જોઇએ.

## કેવળ અન્વયિ અનુમાન.

જેમ કે સર્વ વસ્તુ પ્રમેય છે, વાચ્ય હોવાથી. અહિં સર્વને પક્ષ કરવાથી દૃષ્ટાંત મળતું નથી. આવા અનુમાનને

વિગેરે જોવામાં આવે છે. તેથી અહિં વરસાદ વરસવા રૂપ કારણ બન્યું હોવું જોઇએ. બીજી નદીઓની જેમ.

## 'સામાન્યતો દષ્ટમ્' નું સ્વરૂપ.

કાર્ય અથવા કારણ સાથે બિલકુલ સંબંધ ન ધરાવનાર હેતુઓથી સાધ્યનો નિશ્ચય કરવો. એ 'સામાન્યતો દષ્ટ' નામનું અનુમાન કહેવાય છે. જેમકે બગલાં વિગેરે જળચર પક્ષિઓને ન છોડનાર આ પ્રદેશ, જલાશયવાળો હોવો જોઇએ. કેમકે બગલાં વિગેરેની સ્થિતિ અહિં જોવામાં આવે છે. બીજા જોએલા જલાશયોની જેમ. અથવા કોઇ વૃક્ષ ઉપર સૂર્યને જોયા પછી બીજે પર્વત વિગેરે પ્રદેશ ઉપર સૂર્યને જોઇ તેની ગતિનું અનુમાન કરવું. અથવા આ સમયે આંબા ફળેલા હોવા જોઇએ, તેમાં આંબાપણું હોવાથી, જોએલા બીજા આંબાઓની જેમ. એ વિગેરે પ્રકારના અનુમાનને 'સામાન્યતો દષ્ટ' એવા નામથી ઓળખવામાં આવે છે.

જુદી વ્યાખ્યા.

પૂર્વ પ્રતિપતિની માફક જે પ્રતિપત્તિ થાય તેને 'પૂર્વવત્' અનુમાન કહી શકાય. જેમકે સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન વિગેરે ગુણો એક દ્રવ્યના આશ્રિત હોવા જોઇએ, ગુણો હોવાથી રૂપ વિગેરે ગુણોની જેમ.

પ્રસક્તનો નિષેધ કરવાથી અને અન્યત્ર પ્રસક્તિનો અસંભવ હોવાથી બાકી રહેલાનું જે જ્ઞાન થાય, તે 'શેષવત્'

જેમ રસોડા વિગેરેમાં જોવામાં આવે છે. અને જ્યાં જ્યાં અગ્નિ નથી હોતો, ત્યાં ત્યાં ધૂમ પણ નથી હોતો. જેમ નદી, કુવા, તળાવ વિગેરેમાં અહિં સપક્ષ અને વિપક્ષ બન્ને છે.

## 'પૂર્વવત્' નો બીજો અર્થ.

કારણ ઉપરથી કાર્યનું અનુમાન કરવું તે પૂર્વવત્. જેમકે–આ મેઘ વૃષ્ટિને અવશ્ય ઉત્પન્ન કરનાર થવા જોઈએ. કેમકે–ગંભીર ગર્જારવ, વીજળીનું વારંવાર થવું, મેઘની ઉન્નતદશા, શ્યામકાંતિ વિગેરે વરસાદનાં ચિહ્નો માલૂમ પડે છે. જે જે મેઘ આવા પ્રકારના સ્વરૂપવાળો હોય છે, તે તે સર્વ વૃષ્ટિના ઉત્પાદક જોવામાં આવે છે. પૂર્વના મેઘોની જેમ.

કોઈક એમ શંકા કરે કે–' આવા મ્હોટા મેઘ પણ કદાચિત્ વૃષ્ટિના ઉત્પાદક થતા નથી. તેથી આવો નિશ્ચય કેમ કરી શકાય ? ' તો તેના પ્રત્યુત્તરમાં સમજવું કે–તેમાં સારી રીતે કારણનું જ્ઞાન કર્યા વિના કાર્યના અનુમાન પર આવનાર પુરૂષનો દોષ ગણી શકાય. કેમકે નિશ્ચિત કારણો જાણી તે ઉપરથી કરેલું કાર્યનું અનુમાન અસત્ય થઈ શકતું નથી.

## 'શેષવત્' નું અન્ય સ્વરૂપ.

કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરવું તે 'શેષવત્' અનુમાન. જેમકે આ નદીમાં વરસાદનું કાર્ય–જલ્દીથી પાણીનું પૂર આવવું, ફળ, ફૂલ, પત્ર, કાષ્ઠ વિગેરેના સમૂહનું આવવું,

લીધે હોવું જોઇએ; વિચિત્રપણું હોવાથી, ચિત્ર વિગેરેની વિચિત્રતાની જેમ.

## અનુમાન-વ્યાખ્યા.

### उपमान प्रमाण.

જેમાં પ્રસિદ્ધ વસ્તુની સદૃશતા ઉપરથી અપ્રસિદ્ધ વસ્તુનું જ્ઞાન થાય તે **ઉપમાન પ્રમાણ** કહેવાય છે. જેમકે- કોઇ એક પુરૂષે ગવય ( રોઝ ) ને ન ઓળખનાર મનુષ્યને 'ગાયના જેવું રોઝ જાતિનું પ્રાણી જંગલમાં રહે છે' એવી સમજણ આપી 'રોઝ' પ્રાણી લાવી આપવા કહ્યું. પછી તે મનુષ્ય તપાસ કરતાં 'રોઝ' પ્રાણીને, કહેલી ઉપમા ઉપરથી ઓળખી લઇ આવે, એમાં સાદૃશ્યજ્ઞાનથી સંજ્ઞા-સંજ્ઞિ સંબંધિ જે પ્રતિપત્તિ કરાવનાર થયું, તે જ **ઉપમાન** છે. આ પ્રમાણનો 'આગમ' પ્રમાણમાં સમાવેશ થઇ શકે નહિ, કેમકે 'આગમ' પ્રમાણનો ઉત્પાદક શબ્દ, 'ઉપમાન' પ્રમાણના સમયમાં પ્રયુક્ત થતો નથી.

### आगम प्रमाण.

શબ્દ વિગેરે સામગ્રી વિશેષથી ઉત્પન્ન થતા જ્ઞાનને 'શાબ્દ' અથવા '**આગમ પ્રમાણ**' કહેવામાં આવે છે. સર્વ કોઇના શબ્દો નહિ, પરંતુ જે વચન આપ્તપુરૂષના ઉપદેશરૂપ હોય તેને જ પ્રમાણરૂપ માનવામાં આવે છે. આપ્ત પણ તે જ કહી શકાય કે જે સત્યવાદી હોય. સારાંશ એજ છે કે-

અનુમાન. ઉદાહરણ–સુખ, દુઃખ વિગેરેમાં ગુણત્વ હોવાથી કોઇ પણ આશ્રય વિના તો રહી શકે નહિ. શરીર વિગેરેને તો ગુણોના આશ્રયરૂપે માની શકાય નહિ કેમકે–શરીરના ગુણો રૂપ વિગેરે છે તે તો સર્વને પ્રત્યક્ષ છે. સુખ, દુઃખ વિગેરે ગુણોનું માનસિક પ્રત્યક્ષ તો ફક્ત આત્માનેજ થાય છે. એથી સુખ, દુઃખ વિગેરે શરીરના વિશેષ ગુણો છે. એમ કેમ કહેવાય ? ઇંદ્રિયોના કે વિષયોના પણ ગુણ તરીકે તે સુખ, દુઃખ વિગેરેને કબૂલ કરી શકાય તેમ નથી. કેમકે ઇંદ્રિયોના ક્ષીણ થયા પછી પણ તે ગુણોનું સ્મરણ થઇ આવે છે, તેમજ વિષયો નષ્ટ થયા પછી પણ તે ગુણો અનુભવગોચર થઇ શકે છે. આમ જ્યારે બીજા કોઇ આધારરૂપ દ્રવ્યનો સંભવ નથી, ત્યારે શેષ રહેલ આત્માને જ સુખ, દુઃખ વિગેરે ગુણોનો આશ્રય માનવો જોઇએ. અને તે આત્મા, શરીર અને વિષયો વિગેરેથી ભિન્ન હોવો જોઇએ. સુખ, દુઃખ વિગેરેનો આધાર હોવાથી, જે 'આત્મા' શબ્દથી વાચ્ય ન થતો હોય તે સુખ, દુઃખ વિગેરેનો પણ આધાર ન થઇ શકે. જેમ શરીર, વિષયો વિગેરે.

જે અનુમાનમાં ધર્મિ ( પક્ષ ) અને સાધનરૂપ ધર્મ પ્રત્યક્ષ હોય, પરંતુ સાધ્યરૂપ ધર્મ સર્વદા પરોક્ષ હોય; તે અનુમાન ' સામાન્યતો દૃષ્ટ ' કહેવાય છે. જેમકે–ઇચ્છા વિગેરે ગુણો પરતંત્ર છે, ગુણરૂપ હોવાથી, રૂપ વિગેરેની જેમ. અહિં ઇચ્છા વિગેરે ધર્મી અને ગુણત્વરૂપ સાધનધર્મ એ બન્ને પ્રત્યક્ષ છે. અને પરતંત્રતા રૂપ સાધ્યધર્મનો આધાર સર્વદા અપ્રત્યક્ષ છે. અથવા જગતનું વિચિત્રપણું, અસાધારણ કારણને

મનુષ્યમાં નિર્ણીત કરેલ છે. એ સંબંધિ વાદિ-પ્રતિવાદિને વિવાદ ન હોવાથી, વસ્તુનો નિશ્ચય કરાવવામાં દૃષ્ટાંત પણ જરૂરનું છે.

## સિદ્ધાંત.

સર્વતંત્ર સિદ્ધાંત ૧, પ્રતિતંત્ર સિદ્ધાંત ૨, અધિકરણ સિદ્ધાંત ૩, અને અભ્યુપગમ સિદ્ધાંત ૪, એમ સિદ્ધાંત ચાર પ્રકારના છે.

સર્વતંત્ર.

જે તંત્ર-શાસ્ત્રનો અર્થ સર્વ શાસ્ત્રોમાં એક સરખી રીતે સમ્મત હોય, જેમાં સર્વ શાસ્ત્રકારોની સમ્મતિ હોય, કોઈની પણ વિમતિ ન હોય, અને પોતાના શાસ્ત્રમાં એનો અધિકાર હોય તે **સર્વતંત્ર** સિદ્ધાંત કહેવાય છે.જેમકે-પ્રમાણ એ પ્રમેયનું સાધન છે, આંખ વિગેરે ઇંદ્રિયો છે, શબ્દ વિગેરે ઇંદ્રિયોના વિષયો છે. એમાં કોઇને વિવાદ ન હોવાથી તે સર્વતંત્ર સિદ્ધાન્ત કહી શકાય.

જે હકીકત સમાન શાસ્ત્રમાં પ્રસિદ્ધ હોય અને અન્ય શાસ્ત્રમાં ન માનેલી હોય તે **પ્રતિતંત્ર** સિદ્ધાંત.જેમકે 'ઇંદ્રિયો, પૃથ્વી વિગેરે પાંચ ભૂતોથી ઉત્પન્ન થાય છે.' એવી માન્યતા નૈયાયિક અને વૈશેષિક બન્ને મતમાં પ્રસિદ્ધ છે, ત્યારે સાંખ્યલોકો પાંચ ભૂતથી ન માનતાં અહંકારથી ઇંદ્રિયોની ઉત્પત્તિ માને છે. અસત્કાર્યવાદિ નૈયાયિકો અને વૈશેષિકો, કાર્યની

યવાદિ આપ્ત પુરૂષના ઉપદેશથી થતા જ્ઞાનને ' આગમ
ાણ ' એવું નામ આપવામાં આવે છે.

## પ્રમાણ પ્રકરણ.

ાય,

પ્રમાણોથી નિશ્ચિત કરેલા પદાર્થને ' પ્રમેય ' કહેવામાં
ાવે છે. તે આત્મા ૧, શરીર ૨, ઇંદ્રિય ૩, અર્થ ૪, બુદ્ધિ
મન ૬, પ્રવૃત્તિ ૭, દોષ ૮, પ્રેત્યભાવ ૯, ફળ ૧૦, દુઃખ
 અને અપવર્ગ ૧૨. એમ બાર પ્રકારે મનાય છે. એમાંથી
આત્મા ' જ્ઞેય છે, પછીના શરીર વિગેરે દશ હેય છે અને
અપવર્ગ ઉપાદેય છે.

સુખ, દુઃખ, ઇચ્છા, પ્રયત્ન વિગેરેનો આધાર તે આત્મા,
જેના દ્વારા ભોગ, ઉપભોગ વિગેરે ક્રિયા થઇ શકે છે,અર્થાત્
ાગોને રહેવાનું સ્થાન તે શરીર, ૨; સ્પર્શન, રસન, ઘ્રાણ,
ક્ષુ અને શ્રોત્ર એ પાંચ ઇંદ્રિયો ૩, સ્પર્શ ૧, રસ ૨, ગંધ
, રૂપ ૪, શબ્દ ૫. એ પાંચ અર્થ. અર્થના સ્વરૂપમાં
થ્વીનો મુખ્ય ગુણ ગંધ. જલનો મુખ્ય ગુણ રસ, તેજનો
ખ્ય ગુણ રૂપ, વાયુનો મુખ્ય ગુણ સ્પર્શ અને આકાશનો
ખ્ય ગુણ શબ્દ માનવામાં આવે છે. ગંધ, રસ, રૂપ, સ્પર્શ
ા ચાર ગુણોવાળી પૃથ્વી રૂપ, રસ અને સ્પર્શ એ ત્રણ
ાુણવાળું જળ, રૂપ અને સ્પર્શ એ બે ગુણોવાળું તેજ
ાનાય છે. વાયુમાં ફકત સ્પર્શ ગુણ અને શ્રોત્ર રૂપ આકાશમાં
કત શબ્દ ગુણ રહેલો છે. ૪

ચમત્કાર બતાવવાની ખાતર કોઇ પણ પક્ષને સ્વીકારી તેને સમર્થન કરવામાં પ્રયાસ લેવામાં આવે તે 'અભ્યુપગમ સિદ્ધાંત' કહેવાય છે. જેમકે શબ્દમાં દ્રવ્યત્વ ન માનનાર નૈયાયિક, આગ્રહથી અથવા પોતાની બુદ્ધિમત્તા દર્શાવવા એમ કહે કે—શબ્દ ભલે દ્રવ્ય હોય, પરંતુ તે શું નિત્ય છે કે અનિત્ય ? આમાં પ્રથમ શબ્દમાં દ્રવ્યત્વ માની તેના નિત્યાનિત્યત્વનો વિચાર કર્યો. એ અભ્યુપગમ સિદ્ધાંત છે.

## અવયવ.

પ્રતિજ્ઞા ૧, હેતુ ૨, ઉદાહરણ ૩, ઉપનય ૪, નિગમ ૫ એ પાંચ અવયવોના ભેદો છે. પક્ષધર્મ અને ધર્મિનું પ્રતિપાદન કરતું જે વાકય તે જ પ્રતિજ્ઞા. જેમકે 'આ પર્વત અગ્નિવાળો છે. વિગેરે ૧. જે વચનથી સાધનનું ભાન થાય તે હેતુ. જેમકે ધૂમાડાવાળું હોય છે; તે તે સઘળું અગ્નિવાળું હોય છે, જેમકે રસોડું. આવાં ઉદાહરણો અન્વયિ ઉદાહરણ કહેવાય છે ૨ જે અગ્નિવાળું ન હોય તે ધૂમવાળું પણ નથી હોતું. જેમકે-નદી, કૂવો, તળાવ વિગેરે. આવાં ઉદાહરણો વ્યતિરેકી કહી શકાય ? ૩ ઉપસંહાર દર્શાવનાર વચન ઉપનય ગણાય છે. જેમકે આ પર્વત ધૂમવાળો છે. ' વિગેરે ૪. જે વાકયદ્વારા હેતુના ઉપદેશથી સાધ્યરૂપ ધર્મનો ઉપસંહાર કરાય તે નિગમ. જેમકે આ પર્વત ધૂમવાળો હોવાથી અગ્નિવાળો અવશ્ય હોવો જોઈએ. ૫

## તર્ક.

જ્યારે વસ્તુનું સ્વરૂપ સારી રીતે સમજી શકાતું ન

ઉત્પત્તિ પહેલાં કારણમાં કાર્ય હોવાનું માનતા નથી, પરંતુ કારણ—સામગ્રી મળવાથી અસત્ કાર્યની ઉત્પત્તિ હોવાનું માને છે. જેમ કે માટીમાં ઘડો ન હોવા છતાં માટી, દંડ, ચક્ર વિગેરે કારણ-સામગ્રી મળવાથી ( નવીન ) ઉત્પન્ન થાય છે. 'માટીમાં ઘડો વિદ્યમાન છે.' એવું માનવામાં આવે તો ( અકિંચિત્કરી ) કારણસામગ્રી વ્યર્થ થઇ જાય છે. તેથી પ્રથમ કાર્ય ન હોવા છતાં પણ પાછળથી કારણસામગ્રી મળવાથી ઉત્પન્ન થાય છે. ઉપર જણાવેલ અસત્કાર્યવાદથી વિરુદ્ધ પ્રકારનો સાંખ્ય લોકોનો સત્કાર્યવાદ છે. તેઓ ( સત્કાર્યવાદિ-સાંખ્યલોકો ) કહે છે કે—જો માટીમાં ઘડો વિદ્યમાન જ નથી, તો ઘડાની ઇચ્છા ધરાવતો મનુષ્ય માટીમાં શા સારૂ પ્રયત્ન કરે છે? વસ્ત્રના તાંતણાઓ વિગેરેમાં શા માટે પ્રયાસ કરતો નથી? આવા પ્રકારના વાદને 'પ્રતિતંત્ર સિદ્ધાંત' કહી શકાય.

### अधिकरणसिद्धान्त

જેમાં એકની સિદ્ધિ કરવા જતાં બીજાની પણ સિદ્ધિ પ્રસંગથી થઈ જાય તે અધિકરણ સિદ્ધાંત. જેમકે—કાર્યત્વ હેતુથી પૃથ્વી, પર્વત વિગેરેમાં બુદ્ધિમાન કર્તાની સિદ્ધિ કરવા જતાં, તેવાં પ્રકારના કાર્યો બનાવવામાં અન્ય સમર્થ ન હોવાથી નિત્ય જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન વિગેરેના આધારભૂત તે વ્યક્તિ હોવી જોઇએ. એવી સિદ્ધિ પ્રસંગથી થઇ જાય છે.

### अभ्युपगमसिद्धान्त

પોતાને ઇષ્ટ ન હોય તોપણ આગ્રહથી અથવા

દોષ દર્શાવી આપે, પરંતુ છલ, જાતિ વિગેરેનો ઉપયોગ ન કરે. આવી વાદકથા તત્ત્વનિર્ણય માટે થાય છે.

### જલ્પ.

વાદી, પ્રતિવાદી, સભ્ય અને સભાપતિ. એમ ચતુરંગી સભા સમક્ષ લાભ, પૂજા, ખ્યાતિ વિગેરેની ઇચ્છાવાળો પુરૂષ પોતાના જય માટે અને બીજાઓને પરાસ્ત કરવા સારૂ જે વચન રચના કરવામાં આવે તે **જલ્પ** કહેવાય છે.તેમાં સાધનના ઉપાલંભને માટે છળ, જાતિ, નિગ્રહસ્થાનનો પણ ઉપયોગ કરાય છે. આ ઉપરની વાદકથાનો બીજો ભેદ મનાય છે.

### વિતંડા.

જે વાદમાં પોતાના પક્ષને સ્થાપન કર્યા વિના ફકત બીજાના પક્ષમાં જ દૂષણોનો વરસાદ વરસાવવામાં આવે તેને વિતંડાવાદ કહેવામાં આવે છે.

સારાંશ—સભાપતિ, જય, પરાજય, છળ, જાતિ, નિગ્રહ-સ્થાન વિગેરેની અપેક્ષા રાખ્યા સિવાય ગુરૂ પૂર્વપક્ષ સ્વીકારી વાર્તાલાપનો પ્રારંભ કરે અને શિષ્ય, કરેલ પૂર્વપક્ષને ખંડિત કરી ઉત્તરપક્ષને સ્થાપે એવી ગોષ્ઠી વાદકથા ગણાય છે. ત્યારે જલ્પકથામાં તો જય–પરાજય કરવા માટે વાદી અને પ્રતિવાદી, સભ્ય અને સભાપતિ સમક્ષ પોતપોતાના પક્ષને સ્થાપન–સમર્થન કરવામાં છળ, જાતિ નિગ્રહસ્થાનનો ઉપયોગ કરીને પણ પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ કરે છે. અને વિતંડાવાદમાં તો સ્વપ-

હોય, સંશય ઉત્પન્ન થતો હોય, ત્યારે તે સંશયનો નાશ કરી સત્ય સ્વરૂપનો નિશ્ચય કરવા વિચારક શક્તિથી બુદ્ધિ દોડાવવામાં આવે તે તર્ક. જેમકે-સાંજ સમયે જંગલમાં ગએલ કોઇ મનુષ્ય દૂરથી મનુષ્ય જેવા જણાતા ઝાડના ઠુંઠાને જોઇ વિચારે કેઃ—

" अरण्यमेतत् सविताऽस्तमागतो
न चाधुना सम्भवतीह मानवः ।
प्रुवं तदेतेन खगादिभाजा
भाव्यं स्मरारातिसमाननाम्ना " ॥१॥

ભાવાર્થઃ—આ જંગલ છે, સૂર્ય આથમી ગયો છે, હાલ અહિં મનુષ્ય સંભવતો નથી. તેથી નિશ્ચયે પક્ષિ વિગેરેથી યુક્ત એવું આ કામના શત્રુ-મહાદેવના સમાન નામધારી આ લાકડું-ઝાડનું ઠુંઠું ( સ્થાણુ ) જ હોવું જોઇએ.

## નિર્ણય.

ઉપર જણાવેલ સંશયનાશક તર્ક કર્યો પછી જે નિશ્ચયાત્મક જ્ઞાન થાય તે જ નિર્ણય. જેમકે આ લાકડું જ છે, મનુષ્ય નથી.

## વાદ.

જેમાં વાદી અને પ્રતિવાદીના પક્ષ તથા પ્રતિપક્ષનું ગ્રહણ થાય તે વાદ. શિષ્ય ( વાદિ ), ગુરૂની સામે પોતાના પક્ષનું સમર્થન કરે અને ગુરૂના પક્ષમાં-ગુરૂએ કરેલા અનુમાનમાં

અવકાશ ન હોવાથી આપત્તિદશામાં છળ વિગેરેથી પણ સ્વપક્ષ સ્થાપન કરવો. એવું તેઓ ( નૈયાયિકો ) નું મંતવ્ય હોવાથી જલ્પકથામાં ચરિતાર્થ કરે છે.

## હેત્વાભાસ.

વાસ્તવિક ( સત્ય ) હેતુ ન હોવાં છતાં તેના જેવો જેમાં આભાસ થતો હોય, તે હેત્વાભાસ કહેવાય છે. અસિદ્ધ ૧, વિરુદ્ધ ૨, વ્યભિચારિ ૩, બાધિત ૪, અને સત્પ્રતિપક્ષ ૫. એમ પાંચ પ્રકારના હેતુઓ કહેવાય છે.

જે હેતુ પક્ષમાં ન રહેતો હોય, તે હેતુ 'અસિદ્ધ' કહેવાય છે. જેમકે-ઘટ દ્રવ્ય અરૂપી હોવાથી અહિં જણાવેલ 'અરૂપિપણું' એ હેતુ (ઘડાને દ્રવ્યરૂપ સિદ્ધ કરવાના) પક્ષમાં રહેતો નથી. કેમકે ઘટદ્રવ્ય અરૂપિ નથી, પરંતુ રૂપી છે. તેથી તે અસિદ્ધ હેતુ ગણાય છે.

જે હેતુ વિપક્ષમાં રહેતો હોય અને સપક્ષમાં ન રહે, તેવા હેતુને 'વિરૂદ્ધ' એવું નામ આપવામાં આવે છે. જેમકે શબ્દ નિત્ય છે, કાર્યત્વ હોવાથી. અહિં કાર્યત્વ હેતુ નિત્યત્વ રૂપ સાધ્યના વિપક્ષ-ઘટ વિગેરેમાં રહે છે, અને નિત્યત્વના સપક્ષ-આકાશ વિગેરેમાં રહેતો નથી. ( નૈયાયિકની દૃષ્ટિએ આકાશ નિત્ય મનાય છે. ) તેથી આ વિરૂદ્ધ હેતુ કહી શકાય. ૨

પક્ષમાં, વિપક્ષમાં, સપક્ષમાં રહેનારા હેતુને 'વ્યભિચારી' ક-

ક્ષને સ્થાપ્યા વિના ફક્ત પ્રતિપક્ષને બાધિત કરવા યદ્વા તદ્વા વચનવિન્યાસ કરવાનું હોય છે.

'છળ, જાતિ, નિગ્રહસ્થાન દ્વારા પરપક્ષને દૂષિત કરવા એ સજ્જનોને શોભાકારક નથી.' આવા આક્ષેપોને નૈયાયિકો ગણકારતા નથી. એટલું જ નહિં; પરંતુ તેઓ તો સન્માર્ગની પ્રાપ્તિ માટે એવી રીતે પણ પરાજય કરવો એવી ખાસ માન્યતા ધરાવે છે. એમ તેઓના સિદ્ધાંતના નીચે ટાંકેલા શ્લોકો ઉપરથી સારી રીતે સ્પષ્ટ સમજાશે.

" दुःशिक्षितकुतर्कांशलेशवाचालिताननाः ।
शक्याः किमन्यथा जेतुं वितण्डाटोपमण्डिताः ? ॥१॥

गतानुगतिको लोकः कुमार्गं तत्प्रतारितः ।
मा गादिति छलादीनि प्राह कारुणिको मुनिः॥२॥"

ભાવાર્થ:—દુઃખે શીખેલા કુતર્કોના અંશના લેશ માત્રથી વાચાળ મુખવાળા બનેલા, વિતંડાના આડંબર યા ગર્વથી વિભૂષિત થયેલા વાદિઓ શું બીજી કોઇ રીતે જીતી શકાય તેમ છે ? અર્થાત્ નથી. 'ગતાનુગતિક એવા આ જગતના લોકો તેઓથી ઠગાઇને કુમાર્ગમાં ન ચાલ્યા જાઓ' એવા આશયથી દયાળુ મુનિ ( અક્ષપાદઋષિ ) એ છળ વિગેરે ( ઉપયોગમાં લેવા ) કહ્યું છે. ૧–૨.

પરને પરાસ્ત કરવામાં ધર્મધ્વંસ વિગેરે દોષોનો

છળના ત્રણ ભેદ છે. જૂદા અભિપ્રાયથી કહેલા વચનને પોતાને અનુકૂળ કલ્પનાથી જૂદા અર્થમાં ઉતારી વાદિને પરાસ્ત કરવો તે વાક્છળ કહેવાય છે. જેમકે—' નવી કામળ વાળો આ માણસ છે ' એવા આશયથી નીકળેલ ' नवकम्बलोऽयम् ' એવા વાકયને વચનછળ કરનાર વાદી આવા અર્થમાં ઉતારે કે—આ મનુષ્ય ૯ નવ કામળ વાળો કયાંથી હોય ? જેને એક કામળ રાખવાની શકિત ન હોય; તેની પાસે નવ કામળ છે. એમ કેમ માની શકાય ?

સંભાવનાથી અતિપ્રસંગવાળા સામાન્ય ઉપન્યાસમાં હેતુપણું આરોપણ કર્યા પછી એનો જે નિષેધ કરવો તે સામાન્ય છળ કહેવાય છે. જેમકે ' अहो ! खल्वसौ ब्राह्मणो विद्याचरणसम्पन्नः ' ભાવાર્થ—આશ્ચર્ય છે કે આ બ્રાહ્મણ વિદ્યાચરણ યુકત છે. બ્રાહ્મણની સ્તુતિના પ્રસંગથી બોલવામાં આવેલા આ વાકયને સામાન્ય છળ કરનાર એમ ફેરવી નાખે કે–જો વિદ્યા અને આચરણ યુકત હોવાથી એને બ્રાહ્મણ કહેવામાં આવે, તો (વિદ્યાચરણ યુકત) શૂદ્રને પણ બ્રાહ્મણ કહેવો જોઇએ.

ગૌણ—ઔપચારિક પ્રયોગમાં મુખ્ય અર્થની કલ્પના કરી ઉપચારનો નિષેધ કરવો તે ઉપચાર છળ કહેવાય છે. જેમકે—ખાટલામાં માણસોના પ્રયત્ન દ્વારા થતા શબ્દોને સાંભળી કોઇએ કહ્યું કે—' मंचाः क्रोशन्ति ' માંચડા–ખાટલા અવાજ કરે છે. ત્યારે ઉપચાર છળ કરનાર એમ કહે કે–માંચા કયાંથી શબ્દ કરી શકે ? કેમકે તે તો જડ છે.

હેવામાં આવે છે. જેમકે–શબ્દ અનિત્ય છે, પ્રમેયત્વ હોવાથી. અહિં જણાવેલ પ્રમેયત્વસ્વરૂપ હેતુ (પક્ષ)માં, સપક્ષ (ઘટ વિગેરે)માં અને વિપક્ષ (આકાશ વિગેરે)માં રહેતો હોવાથી 'વ્યભિચારી' કહેવાય. ૩.

પ્રત્યક્ષ, આગમ વિગેરે પ્રમાણોથી વિરૂદ્ધ જણાતા જે હેતુને પક્ષમાં પ્રવર્તાવવામાં આવે તેને કાલાત્યયાપદિષ્ટ (બાધિત) હેતુ કહેવામાં આવે છે. જેમકે–આ અગ્નિ ઉષ્ણુ નથી, કાર્યત્વ હોવાથી. અગ્નિ ઉષ્ણુ ન હોય એ પ્રત્યક્ષ અને આગમ બન્ને પ્રમાણોથી વિરૂદ્ધ હોવાથી આ બાધિત હેતુ કહેવાય. ૪.

જેના સાધ્યના અભાવને સાધનાર બીજો હેતુ વિદ્યમાન હોય, તે ' સત્પ્રતિપક્ષ ' નામથી ઓળખાય છે. જેમકે–શબ્દ અનિત્ય છે, શ્રવણ ( કાન ) ને પ્રત્યક્ષ હોવાથી, અહિં શબ્દનું અનિત્યપણું સાધવા મૂકેલ હેતુ ' શ્રવણ પ્રત્યક્ષ ' છે, એથી વિરૂદ્ધ ' શબ્દ નિત્ય છે, કાર્યત્વ હોવાથી. ' એમ જુદા હેતુથી સાધ્યનો અભાવ સાધી શકાતો હોવાથી ' સત્પ્રતિપક્ષ ' કહી શકાય. અથવા બીજું ઉદાહરણ—' આ પર્વત અગ્નિવાળો છે, ધૂમવાળો હોવાથી. ' તેથી વિરૂદ્ધ ' આ પર્વત અગ્નિથી રહિત છે, પાષાણુમય હોવાથી. ' ઉપર પ્રમાણે અહિં પણ એક બીજાના હેતુઓ, એક બીજાના સાધ્યના અભાવે સિદ્ધ કરતા હોવાથી ' સત્પ્રતિપક્ષ ' કહી શકાય.

## છળ.

વાક્છળ ૧, સામાન્ય છળ ૨ અને ઉપચાર છળ ૩. એમ

માફક આ પ્રયોગમાં જાતિ વાદિ એમ કહે છે કે–શબ્દ નિત્ય છે, અમૂર્તપણું હોવાથી, અને તેજ અનિત્યપણું તો મૂર્તમાં પણ દેખવામાં આવે છે જ્યારે નિત્ય આકાશના વૈધર્મ્ય રૂપ ઘટાદિકથી કાર્યપણાને લઇને શબ્દને અનિત્ય માનો છો ત્યારે અનિત્ય ઘટાદિના વૈધર્મ્યથી અમૂર્તપણાને લઇને શબ્દને નિત્ય પણ માનવો જોઇએ. આનું નામ વૈધર્મ્યસમા જાતિ કહેવાય.

જેમાં ઉત્કર્ષથી ખંડન કરવામાં આવે તે ઉત્કર્ષસમા જાતિ કહેવાય છે. જેમ કે–કાર્યત્વ હેતુ દર્શાવી ઘટની જેમ, શબ્દનું અનિત્યપણું સિદ્ધ કરનારને એમ કહેવામાં આવે કે તમે ઘટની જેમ, શબ્દને અનિત્ય કહો છો, તો ઘટમાં રહેલ મૂર્તત્વ તમારે શબ્દમાં પણ માન્ય કરવું પડશે. અને જો કદાચ ઘટની જેમ શબ્દમાં મૂર્તત્વ નહિ માનો તો ઘટની જેમ અનિત્યત્વ પણ શબ્દમાં ઘટી શકશે નહિ.

જેમાં અપકર્ષથી ખંડન કરાય તે અપકર્ષસમા જાતિ કહેવાય છે. જેમકે—ઘડાની જેમ શબ્દને અનિત્ય કહેનારને આમ કહેવામાં આવે કે–તમારા કથન પ્રમાણે ઘડો કર્ણેન્દ્રિયથી પ્રત્યક્ષ નથી, તેમ તેની જેવો (અનિત્ય) શબ્દ પણ કર્ણેન્દ્રિયથી પ્રત્યક્ષ નથવો જોઇએ. છતાં કાનથી શબ્દ સંભળાય તો તે (શબ્દ) ને ઘડાની જેમ અનિત્ય ન કહેવો જોઇએ.

વર્ણન કરવા લાયક તે વર્ણ્ય, તેથી વિપરીત અવર્ણ્ય. જેમાં વર્ણ્ય અને અવર્ણ્યપણાથી ખંડન કરવામાં આવે

## જાતિ.

જે પક્ષ તથા હેતુ વિગેરેને દૂષિત કરવામાં સમર્થ ન હોય, જે ખરી રીતે દૂષણરૂપ ન હોવા છતાં દૂષણરૂપ ભાસે એવા ખંડન કરવા અપાતા અસત્ ઉત્તરોને 'જાતિ' એવું નામ આપવામાં આવે છે. એ જાતિ ૨૪ પ્રકારની છે. તે આ પ્રમાણે—સાધર્મ્યસમા ૧, વૈધર્મ્યસમા ૨. ઉત્કર્ષસમા ૩, અપકર્ષસમા ૪, વર્ણ્યસમા ૫, અવર્ણ્યસમા ૬, વિકલ્પસમા ૭, સાધ્યસમા ૮, પ્રાપ્તિસમા ૯, અપ્રાપ્તિસમા ૧૦, પ્રસંગસમા ૧૧, પ્રતિદૃષ્ટાંતસમા ૧૨, અનુત્પત્તિસમા ૧૩, સંશયસમા ૧૪, પ્રકરણસમા ૧૫, અહેતુસમા ૧૬, અર્થાપત્તિસમા ૧૭, અવિશેષસમા ૧૮, ઉપપત્તિસમા ૧૯, ઉપલબ્ધિસમા ૨૦, અનુપલબ્ધિસમા ૨૧, નિત્યસમા ૨૨, અનિત્યસમા ૨૩, કાર્યસમા ૨૪.

જેમાં સમાન ધર્મથી ખંડન કરવામાં આવે તો સાધર્મ્યસમા જાતિ કહેવાય છે. જેમકે-શબ્દ અનિત્ય છે, કાર્યરૂપ હોવાથી, ઘડાની જેમ. આવા પ્રયોગનું જાતિવાદી આવી રીતે ખંડન કરે કે– અનિત્ય ઘટના સમાનપણાથી, કાર્યરૂપ હેતુ દર્શાવી તમે શબ્દનું અનિત્યપણું સિદ્ધ કરો છો, તેમ અમે એમ કહીએ છીએ કે-શબ્દ નિત્ય છે, અમૂર્ત્ત હોવાથી, આકાશની જેમ. ૧

જેમાં વૈધર્મ્યથી ખંડન કરાય તે વૈધર્મ્યસમા જાતિ કહેવાય છે. ૨ શબ્દ અનિત્ય છે, કાર્યપણું હોવાથી. ઘડાની

વવામાં આવે છે, તે સાધ્યને પ્રાપ્ત કરીને સિદ્ધ કરવા સમર્થ થાય છે, કે સાધ્યને પ્રાપ્ત કર્યા વિના પણ ? પ્રત્યુત્તરમાં–'પ્રાપ્ત કરીને' એમ કહેવામાં આવે તો તે ઠીક નથી. કેમકે જ્યાં સુધી બન્ને વિદ્યમાન ન હોય–એક વિદ્યમાન હોય અને બીજું નષ્ટ થયું હોય, ત્યાં સુધી 'પ્રાપ્ત' કહી શકાય નહિ. અને કદાચ અપ્રાપ્ત છતાં સિદ્ધ કરવા સમર્થ થાય તો અતિપ્રસંગ દોષ આવશે. ૯–૧૦.

જેમાં પ્રસંગના આપાદનથી ખંડન કરાય તે પ્રસંગસમા જાતિ. જેમકે–તમે અનિત્યત્વની સિદ્ધિમાં કાર્યત્વ હેતુ આપો, છો, પરંતુ કાર્યત્વની સિદ્ધિમાં કોને હેતુ કરશો ? ૧૧

જેમાં વિપરીત દૃષ્ટાંતથી ખંડન થાય તે પ્રતિદૃષ્ટાંતસમા જાતિ. જેમકે–'શબ્દ અનિત્ય છે, પ્રયત્ન સિવાય બની શકતો નથી માટે, ઘડાની જેમ.' એમ કહેનારને જાતિનો પ્રયોગ કરનાર જણાવે કે–પ્રયત્ન સિવાય ન બનનાર ઘડાને જેમ તમે અનિત્ય કહો છો, તેમ કુવા વિગેરે ખોદતાં થતું આકાશ (પોલાણ), તે પણ પ્રયત્ન સિવાય ન થતું હોવાથી તે (આકાશ) ને પણ અનિત્ય માનવું પડશે. ૧૨

જેમાં અનુપપત્તિથી ખંડન કરવામાં આવે તે અનુપપત્તિસમા જાતિ. જેમકે–શબ્દરૂપી ધર્મી જ્યાં સુધી ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી કાર્યત્વરૂપ ધર્મ ક્યાં રહે ? ૧૩

પૂર્વમાં જણાવેલ સાધર્મ્ય–વૈધર્મ્યસમા જાતિનો સંશય કરી ઉપસંહાર કરાય, તો તે સંશયસમા જાતિ કહેવાય છે.

તે વર્ણ્યાવર્ણ્યસમા જાતિ કહેવાય છે. જેમકે–સાધ્યના અને દૃષ્ટાંતના ધર્મો સરખા મનાતા હોવા છતાં શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કરવા દૃષ્ટાંતરૂપ મૂકેલ ઘટમાં જેવી રીતે ( કુંભાર, દંડ, ચક્ર વિગેરે કારણસામગ્રીથી ઉત્પત્તિ હોવાથી ) અનિત્યપણું રહેલું છે, તેવી રીતે શબ્દમાં ( કંઠ, તાલુ, ઓષ્ઠ વિગેરેના વ્યાપારથી ઉત્પત્તિ હોવાથી ) અનિત્યપણું નથી. શબ્દના અને ઘટના ધર્મો ભિન્ન ભિન્ન છે. ૫, ૬.

જેમાં ધર્માંતરના વિકલ્પોથી ખંડન કરાય તે વિકલ્પસમા જાતિ કહેવાય. કેટલાંક કાર્યો કોમળ હોય છે. જેમકે આકડાનું રૂ, પુલની શય્યા વિગેરે. અને કેટલાંક કાર્યો કઠણ હોય છે. જેમકે કુહાડો, ઘણ વિગેરે. તેમ કેટલાંક કાર્યો અનિત્ય હોઇ શકે, તેમાં ઘટ વિગેરે ગણી શકાય. અને કેટલાંક કાર્યો નિત્ય પણ હોઇ શકે, તેમાં શબ્દ વિગેરેનો સમાવેશ થઇ શકે. ૭

જેમાં સાધ્યની સમતા સ્વીકારી દૃષ્ટાંતનું ખંડન કરવામાં આવે તે સાધ્યસમા જાતિ કહેવાય છે. જેમકે–શબ્દને ઘડાની જેવો કહેવામાં આવે તો શબ્દ સાધ્ય છે, તેમ ઘડાને પણ સાધ્ય માનવો જોઇએ. અને જો એમ મનાય તો એનું દૃષ્ટાંત આપવું ઉચિત ગણી શકાય નહિ. ૮

જેમાં પ્રાપ્તિ, અપ્રાપ્તિના વિકલ્પોનો આશ્રય લઇ ખંડન કરવામાં આવે તે પ્રાપ્તિ-અપ્રાપ્તિસમા જાતિ કહેવાય છે. જેમકે–શબ્દમાં અનિત્યતા સિદ્ધ કરવા જે કાર્યત્વ હેતુ-દર્શા-

ત્વના સાધર્મ્યને લીધે શબ્દને નિત્ય પણ માનવો જોઇએ. કેમકે નિત્ય આકાશની સાથે અમૂર્તત્વ રૂપ સાધર્મ્ય શબ્દમાં પણ વિદ્યમાન છે. ૧૭

જેમાં વિશેષતા લાવી ખંડન કરવામાં આવે, તે અવિશેષસમા જાતિ કહેવાય છે. જેમકે-ઘટનો અને શબ્દનો જો કાર્યત્વરૂપ એક જ ધર્મ માનશો, તો સમાન ધર્મના સબંધથી જેમ એ બન્નેમાં સમાનતા છે, તેમ સર્વ પદાર્થમાં પણ જરૂર સમાનતા સ્વીકારવી પડશે. ૧૮

ઉપપત્તિવડે જેમાં ખંડન થાય તે ઉપપત્તિસમા જાતિ કહેવાય છે. જેમકે-તમે શબ્દમાં કાર્યત્વની ઉપપત્તિથી અનિત્યતા માનો છો, તેમ અમૂર્તત્વની ઉપપત્તિથી તેમાં નિત્યતા કેમ ન માનવી ? ૧૯

જેમાં ઉપલબ્ધિથી ખંડન થાય તે ઉપલબ્ધિસમા જાતિ જાણવી. જેમકે-'શબ્દ અનિત્ય છે, પ્રયત્ન વિના ઉત્પન્ન થતો ન હોવાથી.' આવું પ્રતિપાદન કરનારને જાતિવાદી એમ કહે કે-અહિં હેતુ જ અસિદ્ધ છે. કેમકે સાધન અથવા હેતુ તે જ કહી શકાય કે જેના વિના સાધ્યની ઉપલબ્ધિ થઇ શકે નહિ. પરંતુ આ સ્થળે 'પ્રયત્ન વિના શબ્દ ન ઉત્પન્ન થઇ શકે' એજ અસત્ય ઠરે છે. કારણ કે-વાયુના વેગ વિગેરેથી તૂટતાં વૃક્ષોથી પણ ક્વચિત્ શબ્દની ઉત્પત્તિ થાય છે એ પ્રસિદ્ધ જ છે. ૨૦

એ પ્રમાણે જ અનુપલબ્ધિસમા જાતિ ઉપરથી જુદા

જેમકે-ઘટના સાધર્મ્યથી કાર્યત્વ હેતુ આપી તમે શબ્દને અનિત્ય માનો છો ? અથવા ઘટના વૈધર્મ્યથી અમૂર્તત્વ હેતુને લઇ શબ્દને નિત્ય માનો છો ? ૧૪

બીજો પક્ષ ઉપસ્થિત કરવાની બુદ્ધિથી પ્રયોગના વિષયરૂપ સાધર્મ્યસમા અને વૈધર્મ્યસમા જાતિને જ પ્રકરણસમા જાતિ કહેવામાં આવે છે. જેમકે-'શબ્દ અનિત્ય છે, કાર્યત્વ હોવાથી, ઘડાની જેમ.' આમ બોલનારને જાતિવાદી કહે છે કે-શબ્દ નિત્ય છે, શ્રવણેન્દ્રિયને પ્રત્યક્ષ હોવાથી શબ્દત્વની જેમ. ૧૫

જેમાં ત્રણે કાળમાં અનુપપત્તિ દર્શાવી હેતુનું ખંડન કરવામાં આવે તે હેતુસમા જાતિ કહેવાય છે. જેમકે-સાધન એ સાધ્યની પૂર્વમાં હોય કે પછી ? પ્રત્યુત્તરમાં-પ્રથમ સાધન અને પછી સાધ્ય. એમ કહેવામાં આવે તો સાધ્યના અભાવમાં સાધનનો પ્રયોગ કોની સિદ્ધિ કરશે ? કદાચ બીજો પક્ષ-પ્રથમ સાધ્ય અને પછી સાધન એમ માન્ય રાખવામાં આવે તો પછી સાધનની શી જરૂર ? અને કદાચ બન્ને ( સાધ્ય અને સાધન ) ને ડાબા જમણા શીંગડાની માફક એકકાળે જ માનવામાં આવે તો આ સાધ્ય અને સાધન એવો વ્યવહાર કેમ થઇ શકે ? ૧૬.

જેમાં અર્થાપત્તિવડે ખંડન કરાય, તે અર્થાપત્તિસમા જાતિ કહેવાય છે. જેમકે-જો અનિત્યત્વના સાધર્મ્યને લીધે કાર્યત્વ હેતુથી શબ્દને અનિત્ય માનવામાં આવે, તો નિત્ય-

હેતુમાં વ્યભિચાર દોષ ઉત્પન્ન કર્યા પછી વાદિના દૃષ્ટાંતના ધર્મને પોતાના દૃષ્ટાંતમાં સ્વીકારવો તે પ્રતિજ્ઞાહાનિ નિગ્રહસ્થાન કહેવાય છે. જેમકે–' શબ્દ અનિત્ય છે, ઇંદ્રિયદ્વારા પ્રત્યક્ષ થતો હોવાથી, ઘડાની જેમ. ' આમ પ્રતિપાદન કરનાર વાદિને નિગ્રહસ્થાનનો પ્રયોક્તા કહે કે–ઇંદ્રિયો દ્વારા પ્રત્યક્ષ થતા સામાન્યને નિત્ય માનવામાં આવતું હોવાથી હેતુમાં વ્યભિચાર આવે છે. તેના સમાધાનમાં વાદી જણાવે કે–' સામાન્યની માફક ઘટ ભલે નિત્ય હો. ' એમ કહેવાથી ' શબ્દ અનિત્ય છે. ' એ પ્રતિજ્ઞા નષ્ટ થવાથી પ્રતિજ્ઞાહાનિ થાય છે. ૧

પ્રતિજ્ઞાના વિષયનો જ્યારે પ્રતિવાદી નિષેધ કરે, ત્યારે તે જ ધર્મિમાં બીજા હેતુનો આશ્રય લેવો એ પ્રતિજ્ઞાંતર નિ૦ જેમકે–ઉપર પ્રમાણે વ્યભિચાર દોષ બતાવે ત્યારે વાદી જણાવે કે–' ઇંદ્રિયો દ્વારા પ્રત્યક્ષ હોવાથી સામાન્ય નિત્ય છતાં વ્યાપક છે, અને શબ્દ તો અવ્યાપક છે. ' આમાં ' શબ્દ અનિત્ય છે ' એવી પ્રથમ પ્રતિજ્ઞા કરનાર વાદીને પ્રતિવાદિએ વ્યભિચાર દોષ દર્શાવ્યો ત્યારે ' શબ્દ અવ્યાપક છે ' એવી બીજી પ્રતિજ્ઞા કરવી પડી. એ જ પ્ર૦ નિ૦ ૨

પ્રતિજ્ઞામાં વિરોધ દર્શાવવો તે પ્રતિજ્ઞાવિરોધ નિ૦ જેમકે–' દ્રવ્યથી રૂપ વિગેરે ગુણો ભિન્ન છે, બીજા અર્થોની અનુપલબ્ધિ હોવાથી. ' એમાં આવી રીતે વિરોધ દર્શાવાય કે–દ્રવ્યથી રૂપ વિગેરે ગુણ જો જૂદા હોય તો બીજા પદાર્થોની ઉપલબ્ધિ થઇ શકે જ નહિ; અને કદાચ જો થાય તો ગુણોથી દ્રવ્ય કે દ્રવ્યથી ગુણો જૂદા છે એમ કેમ કહી શકાય ? ૩

પ્રકારની જાણવી. ૨૧ નિત્યસમા ૨૨ અનિત્યસમા ૨૩ અને કાર્યસમા ૨૪ એ જાતિ પણ જાણી લેવી. ખંડનના પ્રકારો અનંત હોવાથી જો કે જાતિ પણ અનંત થઇ શકે, પરંતુ મુખ્યતયા ૨૪ ચોવીસ પ્રકારની ગણાય છે.

## નિગ્રહસ્થાન.

જે પ્રતિજ્ઞા હાનિ વિગેરેના આશ્રયથી પ્રતિપક્ષિ–વાદિના વચનનો નિગ્રહ કરવામાં આવે–વાદિને બોલતો બંધ કરી દેવામાં આવે, તે નિગ્રહસ્થાન કહેવાય છે. પ્રતિપત્તિનિગ્રહ-સ્થાન અને અપ્રતિપત્તિનિગ્રહસ્થાન એવા તેના બે ભેદો છે.

સાધનાભાસમાં સાધનબુદ્ધિ અને દૂષણાભાસમાં દૂષણ-બુદ્ધિ આપવી, એ પ્રતિપત્તિનિગ્રહસ્થાન કહેવાય છે. સાધનમાં દૂષણ ન બતાવવું અને દૂષણનો ઉદ્ધાર પણ ન કરવો તે અપ્ર-તિપત્તિનિગ્રહસ્થાન ગણાય છે. પરવાદિને પરાસ્ત કરવાના બે પ્રકાર છે. કર્તવ્યને પ્રાપ્ત ન કરવું અને અકર્તવ્યને પ્રાપ્ત કરવું. આવીજ રીતે અવાન્તર ભેદોને લઇને વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિના ભેદથી નિગ્રહસ્થાનના ૨૨ બાવીશ ભેદો છે. તે આ પ્રમાણે—પ્રતિજ્ઞાહાનિ ૧, પ્રતિજ્ઞાન્તર ૨, પ્રતિજ્ઞા વિરોધ ૩, પ્રતિજ્ઞા સંન્યાસ ૪, હેત્વંતર ૫, અર્થાન્તર ૬, નિરર્થક ૭, અવિજ્ઞાતાર્થક ૮, અપાર્થક ૯, અપ્રાપ્તકાલ ૧૦, ન્યૂન ૧૧, અધિક ૧૨, પુનરૂક્ત ૧૩, અનનુભાષણ ૧૪, અજ્ઞાન ૧૫, અપ્રતિભા ૧૬, વિક્ષેપ ૧૭, મતાનુજ્ઞા ૧૮, પર્યનુયોજ્યોપેક્ષણ ૧૯, નિરનુયોજ્યાનુયોગ ૨૦, અપસિદ્ધાંત ૨૧ અને હેત્વા-ભાસ ૨૨.

જેમાં શબ્દ કિલષ્ટ હોય, પ્રયોગની સિદ્ધિ થઇ શકતી ન હોય, બહુ ધીમેથી ઉચ્ચારણ કરવામાં આવે અને ત્રણ વાર વાક્ય બોલવા છતાં પ્રતિવાદી વિગેરેથી સાધન અથવા દૂષણ ન સમજી શકાય એવું પ્રતિપાદન કરનાર અવિજ્ઞાત નિ૦ માં આવી જાય છે. એમ કહેવાય છે. ૮

પૂર્વાપરમાં અસંગત જણાતાં પદોના સમૂહથી અસંબદ્ધ વાકયાર્થનું કથન કરવું તે અપાર્થક નિ૦. જેમકે-'આ ઠેકાણે દસ દાડમ છે, છ પૂડલા છે, ખરાબ ભીંત છે.' વિગેરે બોલવું. ૯

પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન-એ પાંચ અવયવો વિગેરેના ક્રમનું ઉલ્લંઘન કરી અસ્તવ્યસ્ત બોલવું. આવી રીતે અનુમાનના ક્રમનો નાશ થવાથી પોતાની જેમ અન્યને પ્રતિપત્તિમાં સમય પ્રાપ્ત ન થતો હોવાથી એ અપ્રાપ્તકાલ નિ૦ કહેવાય છે. ૧૦

અન્યને સમજાવવા કરવામાં આવતા પ્રતિજ્ઞા વિગેરે પાંચ અવયવવાળા વાકયમાંથી એકાદનો પ્રયોગ ન કરવો તે ન્યૂન નિ૦. ૧૧

એક હેતુ અથવા ઉદાહરણથી પ્રતિપાદન કરેલા અર્થમાં અન્ય અધિક હેતુ અથવા ઉદાહરણ કહેવું એ અધિક નિ૦. ૧૨

અનુવાદ, સ્તુતિ અથવા મંત્રોચ્ચારણ સિવાયના શબ્દો કે અર્થને ફરીથી કહેવું એ પુનરૂક્ત નિ૦. જેમકે-'શબ્દ અનિત્ય છે.' 'શબ્દ અનિત્ય છે.' એમાં શબ્દની પુનરૂક્તિ છે.-

પોતાના પક્ષ તથા સાધનોને પ્રતિવાદી દૂષિત કરે, ત્યારે તેનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ન હોવાથી કરેલી પ્રતિજ્ઞાનો જ અપલાપ કરવો તે પ્રતિજ્ઞાસંન્યાસ નિ૦. જેમકે-'શબ્દ અનિત્ય છે' એવી વાદીની પ્રતિજ્ઞામાં પ્રતિવાદી 'સામાન્ય' થી વ્યભિચારદોષ દર્શાવે, ત્યારે વાદી કહે કે-'શબ્દ અનિત્ય છે' એમ કોણ કહે છે? ૪

પ્રતિવાદીએ કરેલ સામાન્ય હેતુનું ખંડન સાંભળી તેમાં વિશેષણનો વધારો કરી બોલવું તે હેત્વન્તર નિ૦. જેમકે-પોતે આપેલા હેતુમાં પ્રતિવાદિએ વ્યભિચાર દોષ દર્શાવ્યો, તો પછી તે હેતુને જાતિમત્ વિગેરે વિશેષણ આપવું. ૫

ચાલતી ચર્ચામાં બીજા અનુપયોગિ અપ્રસ્તુત અર્થનું, કથન કરવું તે અર્થાન્તર નિ૦. જેમકે-'શબ્દ અનિત્ય છે, કૃતક હોવાથી' આમ કહ્યા પછી કથન કરવું કે-'હેતુ' શબ્દ, 'હિ' ધાતુને કૃદંતનો 'તુ' પ્રત્યય લાગવાથી બન્યો છે. આખ્યાતપદ ૧, નામપદ ૨, ઉપસર્ગપદ ૩, અને નિપાતપદ ૪. એમ પદના ચાર ભેદ છે. એ પ્રસંગને અનુપયોગિ બોલવું તે. ૬

જે વર્ણનો અર્થ થાય જ નહિ, એવા વર્ણવાળી આનુપૂર્વીનો પ્રયોગ કરવો તે અનર્થ નિ૦. જેમકે-'આ ઘડો અનિત્ય છે, ક-ચ-ટ-ત-પ માં જ-ડ-દ-ગ-બ પણું હોવાથી, ઝ-ઢ-ધ-ઘ-ભ ની જેમ' આવી રીતે અર્થશૂન્ય બોલવું તે અનર્થ નિ૦. ૭

નિગ્રહસ્થાનમાં ન આવનાર ઉપર પણ તેનો આરોપ કરવો તે નિરનુયોજ્યાનુયોગ નિ૦. ૨૦

સિદ્ધાંતનો સ્વીકાર કર્યા પછી નિયમ વિના કથાનો પ્રસંગ કરવો તે અપસિદ્ધાંત નિ૦. ૨૧

હેત્વાભાસ પ્રથમ જણાવેલ છે. તે પણ નિગ્રહસ્થાનમાં ગણાય છે. ૨૨

* * * *

નૈયાયિકોની વિશેષ માન્યતા.

અર્થની ઉપલબ્ધિમાં પૂર્વે જે હેતુ હોય તે પ્રમાણ અને પછી થાય તે ફળ કહેવાય છે. સ્મૃતિને પ્રમાણરૂપ માનવામાં આવતી નથી. સામાન્ય અને વિશેષ પરસ્પર અત્યંત ભિન્ન છે. કૂટસ્થ હોય તે નિત્ય મનાય છે. અંધકાર અને છાયા એ બન્ને દ્રવ્યો નથી. શબ્દ એ આકાશનો ગુણ છે અને તે અમૂર્ત ( અપૌદ્ગલિક ) છે. અર્થની પ્રતિપત્તિ ફક્ત સંકેતવાળા શબ્દથી જ થાય છે. ધર્મ અને ધર્મીમાં પરસ્પર અત્યંત ભેદ છે. અનેકમાં સામાન્ય સમવાય સંબંધથી રહે છે. અદૃષ્ટ ( કર્મ ) એ અમૂર્ત છે. અને તે આત્માનો વિશેષ ગુણ છે. શરીર, શબ્દ વિગેરે પાંચ વિષયો, પાંચ ઇંદ્રિયો, પાંચ પ્રકારની બુદ્ધિ, સુખ–દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન અને મન. દુઃખરૂપ ગણાતા એ ૨૧ નો અત્યંત ઉચ્છેદ થવો તે જ મોક્ષ મનાય છે.

અને શબ્દના ભાવાર્થને બીજા પર્યાય વિગેરેથી પુનઃપ્રતિપાદન કરવું કે–' શબ્દ અનિત્ય છે, ધ્વનિ વિનાશી છે. ' વિગેરે અર્થથી પુનરૂકિત ગણાય છે. ૧૩

સભા તથા વાદિએ ત્રણ વાર કહેવા છતાં કંઈ પણ બોલવું નહિ તે અનનુભાષણ નિ૦. ૧૪

વાદિના વાકયને સર્વ સભાએ જાણ્યા છતાં પ્રતિવાદીએ ન જાણવું તે અજ્ઞાન નિ૦. ૧૫

વાદિનો પક્ષ ગ્રહણ કરવા છતાં અને તેનો અનુવાદ કર્યા છતાં પણ તેમાં ઉત્તર આપવાની પ્રતિભા ન પ્રકટે તે અપ્રતિભા નિ૦. ૧૬

પદાર્થની સિદ્ધિ કરવામાં પોતાની અશકિત જાણી કાર્યના વ્યાસંગથી કથાનો વિક્ષેપ કરવો તે વિક્ષેપ નિ૦ ૧૭

સ્વપક્ષમાં આપેલા દોષોનો ઉદ્ધાર કર્યા સિવાય, તે જ દોષો પરપક્ષમાં આરોપણ કરવા તે મતાનુજ્ઞા નિ૦. જેમકે– તમે ચોર છો, પુરૂષ હોવાથી. પ્રસિદ્ધ ચોરની જેમ. આવી રીતે પોતાના ઉપર અપાએલ ચોરપણાના કલંકને ઉદ્ધર્યા વિના ' તે જ ચોરપણું તમારામાં છે. ' એમ પ્રતિપક્ષ તરફ પ્રતિપાદન કરવું તે મતાનુજ્ઞા નિ૦. ૧૮

સારી રીતે યુકિતપૂર્વક આવેલ નિગ્રહસ્થાન જણાવ્યા છતાં તેની ઉપેક્ષા કરવી તે પર્યનુયોજ્યોપેક્ષણ નિ૦. ૧૯

# નવમો પ્રસ્તાવ.

સાતમા પ્રસ્તાવમાં 'નૈયાયિક દર્શન'ના આચાર્યોનું પ્રતિપાદન કરી, આઠમા પ્રસ્તાવમાં તે જ મતમાં માનેલા પદાર્થોનું નિરૂપણ કર્યો પછી આ નવમા પ્રસ્તાવમાં એમના મંતવ્યોનો કાંઇક વિચાર કરવામાં આવે છે.

## શું ઇશ્વર જગત્કર્તા હોઇ શકે ?

'પૃથ્વી વિગેરે સર્વ પદાર્થનો કર્તા ઈશ્વર છે, કાર્યરૂપ હોવાથી, ઘડાની જેમ.' નૈયાયિક મતમાં જણાવવામાં આવતી આવી વ્યાપ્તિ જ સત્ય નથી. અને જ્યાં સુધી સાધ્યમાં પ્રમાણથી વ્યાપ્તિનો નિશ્ચય ન થાય, ત્યાં સુધી વસ્તુની સિદ્ધિ ન જ થઈ શકે એ સુનિશ્ચિત છે.

ઈશ્વરને જગત્કર્તા માનનારાઓને એમ પૂછવામાં આવે કે તે ઈશ્વર શું શરીર ધારી છે કે અશરીરી છે ? આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં 'શરીરધારી છે' એવો પક્ષ માન્ય રાખવામાં આવે તો તે ઉપર પણ વિકલ્પ ઉત્પન્ન થાય છે કે તે ઈશ્વર શું આપણી જેમ દશ્ય શરીરધારી છે કે ભૂત, પિશાચ વિગેરેની જેમ અદૃશ્ય શરીરધારી છે? આપણી જેમ દશ્ય શરીરધારી છે એવો પક્ષ તો માન્ય રાખી શકાય તેમ નથી, કેમકે તે જગત્કર્તા ઇશ્વર કદાપિ કોઈના જોવામાં આવ્યા હોય તેમ સાંભળ્યુ નથી.

અહિં સંક્ષેપથી નૈયાયિકમતનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વિશેષ જિજ્ઞાસુએ અક્ષપાદસૂત્ર, વાત્સ્યાયન ભાષ્ય, ન્યાયમંજરી, ન્યાયકુસુમાંજલિ, ન્યાયવાર્તિક, તાત્પર્યટીકા, તત્ત્વચિન્તામણિ વિગેરે ગ્રંથો જોવા.

**આઠમો પ્રસ્તાવ સમાપ્ત.**

માન ન હોવાથી તે ઈશ્વરનું શરીર જોવામાં આવતું નથી કે ભાગ્યની ન્યૂનતાથી ? એનો શો નિર્ણય ?

" તે અનાદિ ઇશ્વર અશરીરી છે. ' એવી માન્યતાવાળો પક્ષ જાહેર કરવામાં આવે તો દૃષ્ટાંત દાર્ષ્ટાન્તિકની વિષમતા થાય છે. કેમકે ઘટ, પટ વિગેરે જે વસ્તુઓ કાર્યરૂપે જોવામાં આવે છે, તે સર્વ શરીરધારિ વ્યકિતએ બનાવેલી જોવાય છે; ત્યારે પૃથ્વી વિગેરે કાર્યો અશરીરી ઈશ્વર વ્યકિતથી બને છે. એમ કહેવામાં દૃષ્ટાંત અને દાર્ષ્ટાન્તિકની સમતા કયાં છે ? ' તુષ્યતુ દુર્જનઃ ' એ ન્યાયથી થોડા વખત માટે એ માની લઈએ તો પણ આકાશની જેવા અશરીરી તે ઈશ્વરમાં જગતની રચના કરવાનું સામર્થ્ય કયાંથી હોઇ શકે એ પણ વિચારણીય છે.

' શરીર ન હોવા છતાં પણ કાર્ય કરે છે. ' ફકત એમ કહેવાથી ચાલી શકશે નહિ. એમ જ જો કાર્યસિદ્ધિ થતી હોય તો કોઇ એમ પણ જણાવે કે આ સર્વ કાર્યો આકાશ બનાવે છે. પરંતુ એવી યુકિત વિનાની માન્યતાઓ માન્ય થઇ શકે નહિ. આ ઉપરથી શરીરધારી કે અશરીરી ઈશ્વર જગત્ બનાવે છે. એવો એક પણ પક્ષ સિદ્ધ થતો નથી.

વિશેષમાં જગત્કર્તાને શરીરધારી માનવામાં અનવસ્થા દોષ પણ આવે છે. કેમકે શરીરધારી સાવયવ હોય અને તેનો પણ કર્તા માનવો જોઈએ. એ કર્તાનો પણ કર્તા એમ અનવસ્થા. ( નિરવયવનો કર્તા હોઇ શકે નહિ. )

આપણી જેમ દૃશ્ય શરીરધારી હોય તો શા માટે ન જોવામાં આવે ?

ઈશ્વર સિવાય પણ તૃણ, વનસ્પતિ, ઈંદ્રધનુષ્ય, અભ્ર, ઉલ્કાપાત વિગેરે કાર્યોને ઉત્પન્ન થતાં આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ, તો ઈશ્વરનું જગત્કર્તૃત્વ સિદ્ધ કરવામાં અપાતો કાર્યત્વ નામનો હેતુ વ્યભિચારી થાય છે.

'પિશાચ વિગેરેની જેમ તે ઇશ્વરનું શરીર અદૃશ્ય છે.' એમ કહેવામાં આવે તો એવું શરીર માનવામાં શું તે ઈશ્વરનું અદ્ભુત મહાત્મ્ય કારણ છે ? અથવા આપણાં એવાં કમભાગ્ય છે કે જેથી આપણે તેમના શરીરને જોઇ શકતા નથી. 'તે જગત્કર્તાનું માહાત્મ્ય તેવું છે કે જેથી તેનું શરીર અન્યના જોવામાં આવતું નથી' એવું પ્રતિપાદન કરવામાં આવે તો તે અપ્રામાણિક કથન સોગન ખાઇ વિશ્વાસ પમાડવા લાયક છે. જગત્કર્તા ઈશ્વરના માહાત્મ્યની સિદ્ધિ અદૃશ્ય શરીર ઉપર આધાર રાખતી હોવાથી અને અદૃશ્ય શરીરની સિદ્ધિ ઇશ્વરના માહાત્મ્ય ઉપર આધાર રાખતી હોવાથી અહિં અન્યોન્યાશ્રય દોષ આવે છે.

'આપણાં ભાગ્ય જ એવાં છે કે જેથી તે જગત્કર્તાનું શરીર આપણે જોઇ શકતા નથી.' એવો પક્ષ જાહેર કરવામાં આવે તો તેમાં સંશય રહેતો હોવાથી તે માન્ય થઇ શકશે નહિ. કેમકે વંધ્યાપુત્ર; શશશૃંગ વિગેરેની જેમ વિદ્ય-

પટ બનાવનાર વણકર અથવા ઘટ બનાવનાર કુંભાર અને સંતાનની ઉત્પત્તિમાં માતા–પિતાનો સંયોગ એ વિગેરેનો વ્યય પ્રયત્ન શા માટે થવો જોઇએ. કેમકે એ સર્વ કાર્યોને પણ ઈશ્વર જ કરે છે. એમ માનવામાં પણ શા માટે અચકાવું જોઇએ ?

'ઘટ વિગેરે કાર્યો તો કુંભાર વિગેરે બનાવે છે. એ તો પ્રત્યક્ષ જણાતું હોવાથી તેમાં ના પાડી શકાય તેમ નથી.' એમ કહેતા હો તો મધપૂડા વિગેરે કાર્યોને પણ મધમાખીઓ વિગેરે બનાવે છે. એ પણ સ્હેજ દીર્ઘદૃષ્ટિથી જોનારને સમજાઇ જાય છે. ત્યારે તે કાર્યોનો પણ ઈશ્વર કર્તા છે એમ માની લેવામાં શું સાહસ કરાતું નથી ?

આવી રીતે વિચાર કરતાં વિમતિની સંભાવનાથી એક જ જગત્કર્તા માનવાની કલ્પના પણ, ભોજન વિગેરેમાં વ્યય થવાના ભયથી જેમ કોઇ કૃપણ મનુષ્ય પોતાના પુત્ર, કલત્ર, વિગેરેને ત્યજી પરદેશમાં પ્રવાસ કરવા ચાલ્યો જાય તેના જેવી ઉપહાસપાત્ર છે.

'તે જગત્કર્તા સર્વગત છે.' એ માન્યતા ઉપર પણ વિચાર થાય છે કે–તે શરીરથી સર્વવ્યાપી છે કે જ્ઞાનથી ? શરીરથી જો વ્યાપક માનવામાં આવે તો સમસ્ત જગત્માં તે જ વ્યાપી ગએલ હોવાથી બીજી વસ્તુઓ રહેવાનો અવકાશ મળે જ નહિ. છતાં બીજી વસ્તુઓ પણ જગતમાં રહેલી આપણે જોઇએ છીએ, ત્યારે ઇશ્વરને શરીરથી સર્વવ્યાપક

તૃણ, વનસ્પતિ, વીજળી, ઉલ્કાપાત, ઇંદ્રધનુષ્ય, વાદળાં વિગેરે વસ્તુઓ ઇશ્વર વ્યક્તિ વિના વર્તમાન કાળમાં પણ ઉત્પન્ન થતી જોઇએ છીએ. તેથી પ્રત્યક્ષ બાધિત ધર્મિની પછી હેતુનો પ્રયોગ કરવાથી ઇશ્વરને જગત્કર્તા માનવામાં બાધદોષ આવે છે.

'જગત્કર્તા ઇશ્વરને ઘણા માનવામાં વિમતિની સંભાવના રહેતી હોવાથી તેઓ યોગ્ય કાર્ય કરી શકે નહિ; તેથી જગત્કર્તા ઇશ્વર એક મનાય છે. એવી કલ્પના વાળી માન્યતા વિચાર કરતાં યુકિતયુકત સમજાતી નથી. કેમકે ઘણી કીડીઓ એકઠી મળીને રાફડો તૈયાર કરે છે, ઘણા કારીગરો મળીને એક મહેલ તૈયાર કરે છે, તેમ જ ઘણી મધમાખીઓ મળીને એક મધપૂડો બનાવે છે. એવી રીતે બીજાં પણ કેટલાંક કાર્યો એવાં જોવામાં આવે છે કે-જેના બનાવનાર અનેક હોવા છતાં તેઓ એકમત થઇ કાર્ય કરે છે. જ્યારે આવાં અલ્પજ્ઞ પ્રાણિઓમાં પણ એકમત જોવામાં આવે છે ત્યારે સર્વજ્ઞ ઇશ્વરો ઘણા હોય તો તેમાં વિમતિ થવાનો સંભવ રહે છે. એવો વિચાર યોગ્ય ભાસતો નથી.

કદાચ એમ કહેવામાં આવે કે-' ઉપર ગણાવેલ કાર્યોનો કર્તા પણ ઇશ્વરજ છે.' તો તેવું કથન વિચારક વિચક્ષણ મનુષ્યોના અંતઃકરણ ઉપર અસર કરી શકશે નહિ, પરંતુ તે અંધશ્રદ્ધારૂપ જ ગણાશે. અને એમ જૂદા જૂદા કાર્યોના જૂદા જૂદા પ્રત્યક્ષ જણાતા કર્તાઓનો અનાદર કરી એક ઇશ્વરને જ સર્વ વસ્તુઓના બનાવનાર સમજવામાં આવે છે, તો પછી

મિત પ્રદેશમાં રહીને પણ કાર્યો કરી શકે, એમાં કોઇ દોષને અવકાશ મળતો નથી તો પછી ઈશ્વિરને શરીરથી સર્વવ્યાપક શા માટે કહેવા ? સામાન્ય દેવો પણ નિયત સ્થળમાં રહી સંકલ્પ માત્રથી ઇષ્ટ કાર્ય બજાવી શકે છે. તો મહાન્ સમર્થ ઈશ્વિરે આટલો બધો પ્રયાસ શા માટે ઉઠાવવો જોઇએ ?

ઈશ્વિરને શરીરથી સર્વવ્યાપક માનવામાં બીજા પણ અનેક દોષો આવે છે. જેમકે ઈશ્વિર શરીરથી સર્વવ્યાપી હોવાથી તેને અશુચિમાં, નિરંતર અંધકારમય અને દુર્ગંધમય નરક વિગેરે બીભત્સ સ્થળોમાં પણ વર્તવાનો દુઃખદ પ્રસંગ માનવો પડે કે જે કોઇ પણ ઈશ્વિરભક્તને ઇષ્ટ હોય નહિ.

ઉપર્યુક્ત દોષને નિવારવા માટે એમ પ્રતિવિધાન કરવામાં આવે કે–એ દોષ તો જ્ઞાનથી સર્વવ્યાપક માનનાર આપના મતમાં પણ સમાન જ છે. કેમ કે–તે ઈશ્વિર જ્ઞાનસ્વરૂપથી જ્યારે ત્રણે જગત્માં વ્યાપ્ત છે, તો તેને અશુચિ રસના આસ્વાદનનો અને નરકાદિના દુઃખનો કડવો અનુભવ કરવો પડે. આમ જ્યારે તમારે પણ દોષ આવે છે, ત્યારે અમને ઉપાલંભ આપવા આવવું એ અયુક્ત છે.

જગત્કર્ત્તા માનનાર મહાશયે જણાવેલ દોષ, જ્ઞાનથી ઈશ્વિરને સર્વવ્યાપક માનનારાઓના મતમાં આવી શકે નહિ. એમ દીર્ઘદષ્ટિથી વિચારનારને સહજ દેખાઈ આવે છે. ' જ્ઞાન પ્રાપ્યકારિ છે–અર્થાત્ વસ્તુને સ્પર્શ કરી ગ્રહણ કરે છે. ' એવી માન્યતા ધરાવનાર આપ જેવાના મતમાં ઉપરનો દોષ

માનવા એ પ્રત્યક્ષાધિન થાય છે. અનંત જીવાત્મા તથા અનંત જડ પદાર્થોને મળેલો અવકાશ સર્વ કોઇને દૃષ્ટિગોચર થાય છે, તે આપથી પણ નિષેધ કરી શકાય તેમ નથી.

'તે ઇશ્વર જ્ઞાનથી સર્વ વ્યાપી છે.' એવો પક્ષ સ્વીકારો તો અમને ( જૈનોને ) તો તે ઇષ્ટ છે. કેમકે અમે ઇશ્વરને સર્વજ્ઞ માનતા હોવાથી કેવળજ્ઞાન દ્વારા તે પરમાત્મા ત્રણે જગતમાં વ્યાપ્ત છે. એમ કહેવામાં કોઇ પ્રકારની ક્ષતિ નથી; પરંતુ આપના સિદ્ધાંતમાં-" विश्वतश्चक्षुरुत विश्वतो मुखं, विश्वतः पाणिरुत विश्वतो बाहु विश्वतः पादः " એવી શ્રુતિઓથી 'ઇશ્વિર શરીરથી વ્યાપક છે.' એમ પ્રતિપાદન કરાતું હોવાથી તે ઇશ્વિરને જ્ઞાનથી વ્યાપક તો આપનાથી માની શકાશે નહિ. કદાચ એમ પ્રશ્ન કરવામાં આવે કે-'જગત્કર્તાને સર્વવ્યાપક ન માનતાં અમુક નિયમિત સ્થળમાં જ રહેલ માનવામાં આવે તો અનિયમિત પ્રદેશનાં કાર્યો તેનાથી કેવી રીતે થઇ શકે ?' તેના પ્રત્યુત્તરમાં એમ જાણવું જરૂરનું છે કે-'શું ઇશ્વિર આ જગતને શરીરથી બનાવે છે કે સંકલ્પથી ?' આપ આપની માન્યતામાં પ્રથમ પક્ષને મૂકો તો શરીર દ્વારા પૃથ્વી, પર્વત વિગેરે અનંત વસ્તુઓને અનુક્રમે બનાવતાં અનંત કાળમાં પણ તે ઇશ્વિરથી સંપૂર્ણતયા જગતની રચના થવી અસંભવિત છે,

હવે 'સંકલ્પ માત્રથી જ ઇશ્વિર કાર્ય કરી નાખે છે.' એવા બીજા પક્ષનો કદાચ આશ્રય લેવામાં આવે તો તે નિય-

ત્રતા બની શકે નહિ. માટે એ વિચિત્રતા જ સર્વજ્ઞતાની સિદ્ધિનું સાધન છે.' એવું કથન પણ વિચારકોની વિચારશ્રેણીમાં સન્માન પામતું નથી. કેમકે આ જગત્ બે પ્રકારનું આપણે જોઇએ છીએ. ૧ સ્થાવર ૨ જંગમ. સ્થાવર જગત્ પણ સચેતન અને અચેતન એમ બે પ્રકારનું જેવાય છે. તેમાંથી જંગમ અને સચેતન સ્થાવર જગત્‌ની વિચિત્રતા તો પોતાના શુભાશુભ કર્મના પરિપાકથી થાય છે. અને અચેતન સ્થાવર જગત્‌ની વિચિત્રતા તો જીવોના ઉપભોગની યોગ્યતાના સાધનરૂપ હોવાથી કારણસામગ્રી મળતાં અનાદિકાળથી પ્રવાહરૂપે રહેલી છે જ; તો પછી તેમાં ઇશ્વરના કર્તૃત્વનું શું પ્રયોજન?

હવે આગમ પ્રમાણથી તે વિષયને વિચારતાં પહેલાં સહેજ વિકલ્પ થઇ આવે છે, કે શું તે આગમોને ઇશ્વરે બનાવ્યાં છે? અથવા કોઇ અન્ય વ્યક્તિએ બનાવ્યાં છે? કે જે આગમોથી ઇશ્વરનું સર્વજ્ઞપણું સિદ્ધ કરવાનું છે. કોઇ જગત્કર્તૃત્વવાદી ઉપરના વિકલ્પનું એમ સમાધાન કરે કે 'એ ઇશ્વરે જ આગમો બનાવ્યાં છે, એથી ઇશ્વરની સર્વજ્ઞતાને સિદ્ધ કરવામાં સાધનરૂપ પણ તે જ છે.' તો એ કથન યુક્ત નથી. કેમકે એવી રીતે માનવાથી તો એ ઇશ્વરના મહત્ત્વમાં મ્હોટી ન્યૂનતા આવશે. કારણ કે પોતાની મેળે પોતાના ગુણોનું કીર્ત્તન કરવું તે મહાપુરૂષનું લક્ષણ નથી. વ્યવહારથી પણ તે વિરૂદ્ધ છે.

વિશેષતઃ તે ઇશ્વરથી શાસ્ત્રની રચના પણ ઘટી શકતી

આવી શકે, પરંતુ 'જ્ઞાન અપ્રાપ્યકારિ છે, જ્ઞાન આત્મામાં રહીને જ વસ્તુનો નિશ્ચય કરાવે છે.' એવી માન્યતા ધરાવનાર અમારા ( જૈનોના ) મતમાં એ દોષ આવી શકતો નથી.

પ્રસંગોપાત્ત કહેવું જોઈએ કે–જ્ઞાનને પ્રાપ્યકારિ માનવાથી ઈશ્વરને શરીરથી વ્યાપક કહેવામાં જે દોષો દર્શાવ્યા તે દોષો જ્ઞાનથી વ્યાપક માનવામાં પણ આવી શકે. જ્ઞાનને પ્રાપ્યકારિ માનનારને પુષ્પમાળા, ચંદન, સ્ત્રી, રસવતી વિગેરે વસ્તુઓ ચિંતનમાત્રથી મળવી જોઈએ, પરંતુ એમ બનતું નથી. તેથી સત્ય માર્ગ તો એજ છે કે–જ્ઞાનને અપ્રાપ્યકારિ માનવું.

'જગતકર્તા સર્વજ્ઞ છે.' એ પણ પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રમાણથી સિદ્ધ થઈ શકતું નથી. કેમકે પ્રત્યક્ષ પ્રમાણ ઇંદ્રિયોની સાથે સંબંધ ધરાવતા પદાર્થોને ગ્રહણ કરી શકે છે અને સર્વજ્ઞપણું એ અતીંદ્રિય છે, તેથી પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા જગત્કર્તા સર્વજ્ઞ છે. એમ નિશ્ચય કરી શકાય નહિ. પરોક્ષ ( અનુમાન અને આગમ ) પ્રમાણથી પણ જગત્કર્તામાં સર્વજ્ઞપણું ઘટતું નથી. અનુમાન પ્રમાણ કરતા પહેલાં લિંગ–લિંગી યા સાધન–સાધ્યના સંબંધ રૂપ વ્યાપ્તિનું જ્ઞાન હોવું જોઈએ. અનુમેય સર્વજ્ઞત્વની સિદ્ધિમાં કોઈ અવ્યભિચારિ હેતુ ન મળતો હોવાથી તેવી વ્યાપ્તિ અહિં છે નહિ. તેથી સાધનના અભાવે સાધ્યનો નિશ્ચય કેમ થઈ શકે ?

'જગત્કર્તાને સર્વજ્ઞ માન્યા સિવાય જગતની વિચિ-

सर्वभूतानि ' અર્થાત્ કોઇ પણ પ્રાણીને મારવા નહિ. આવું મહાવાક્ય ઉચ્ચાર્યા પછી

" षट्शतानि नियुज्यन्ते पशूनां मध्यमेऽहनि ।
अश्वमेधस्य वचनाद् न्यूनानि पशुभिस्त्रिभिः ॥१॥ "

ભાવાર્થઃ—" અશ્વમેધ યજ્ઞમાં મધ્યમ દિવસે ૫૯૭ પાંચસોસત્તાણું પશુઓનો હોમ કરવો ! " તથા ' अग्निसोमीयं पशुमालभेत ' અર્થાત્ ' અગ્નિ સોમદેવ સંબંધી પશુનો હોમ કરવો. ' ' सप्तदश प्राजापत्यान् पशूनालभेत " અર્થાત્ પ્રજાપતિ માટે ૧૭ પશુઓનું બળિદાન આપવું. આવાં હિંસાને પુષ્ટિ આપનારાં વાક્યો પ્રતિપાદન કર્યાં છે.

ફક્ત પરસ્પર વિરૂદ્ધતાવાળાં હિંસા-અહિંસા વિષયનાં જ વાક્યો નથી, પરંતુ સત્ય-અસત્ય વિગેરે વિષયોમાં પણ છે. તે આગળ દર્શાવવામાં આવે છે. ' नानृतं ब्रूयात ' અર્થાત્ અસત્ય ન બોલવું. પછી તેથી વિરુદ્ધ ' ब्राह्मणार्थमनृतं ब्रूयात् ' બ્રાહ્મણો માટે અસત્ય બોલવું. તથા—

" न नर्मयुक्तं वचनं हिनस्ति
न स्त्रीषु राजन् न विवाहकाले ।
प्राणात्यये सर्वधनापहारे
पञ्चानृतान्याहुरपातकानि ॥ १ ॥ "

ભાવાર્થઃ—હે રાજા ! હાસ્ય, મશ્કરી યુક્ત વચન,

નથી. કેમકે શાસ્ત્ર એ વર્ણાત્મક છે. વર્ણો તાલુ, ઓષ્ઠ, કંઠ વિગેરે સ્થાનોના વ્યાપારથી ઉત્પન્ન થાય છે. એ વર્ણો ઉત્પન્ન થવાનાં સ્થાનો શરીરમાં રહે છે. જગત્કર્તા ઇશ્વરને અનાદિ અશરીર માની તેનાથી વર્ણાત્મક શાસ્ત્રની રચનાની માન્યતા એ વિચક્ષણ મનુષ્યોથી ઉપહાસ યોગ્ય બને છે. ઈશ્વરને શરીરી માનવામાં પૂર્વે ઘણા દોષો બતાવ્યા છે. આમ હોવાથી ઇશ્વરદ્વારા રચાયેલ આગમ જગત્કર્તા ઈશ્વરની સર્વજ્ઞતા સાધવામાં નિષ્ફળ નીવડે છે.

'આગમનો કર્તા ઇશ્વરથી ભિન્ન છે.' એવો બીજો પક્ષ આગળ ધરવામાં આવે તો ત્યાં પણ પ્રશ્નને અવકાશ મળે છે-'કે ઈશ્વરથી ભિન્ન માનેલ આગમનો કર્તા પુરૂષ સર્વજ્ઞ છે કે અસર્વજ્ઞ ?' પ્રત્યુત્તરમાં 'સર્વજ્ઞ' કહેવામાં આવે તો બે સર્વજ્ઞ થવાના. ૧ જગત્કર્તા ઈશ્વર અને ૨ આગમનો રચનાર. એમ બે સર્વજ્ઞ માનવાથી મુખ્ય માન્યતામાં વ્યાઘાત આવવાનો અને એ બન્નેની સર્વજ્ઞતા સિદ્ધ કરવામાં સાધનભૂત પ્રમાણોની ચિંતામાં અનવસ્થા દોષ પણ આવશે.

'આગમ રચનાર અસર્વજ્ઞ છે.' એમ કહેવામાં આવે તો પછી તેવા અસર્વજ્ઞથી બનેલાં આગમ ઉપર વિશ્વાસ કેમ થઈ શકે ? તથા તે આગમ જગત્કર્તા ઈશ્વરની સર્વજ્ઞતાને કેમ સિદ્ધ કરી શકે ?

પ્રમાણભૂત મનાતા તે આગમમાં પણ પૂર્વાપરમાં વિરોધ આવતો હોવાથી તે આગમજ અપ્રમાણ છે. 'मा हिंस्यात्

કર્યું છે. આવી રીતે જે આગમોમાં પૂર્વાપર વિરોધિ વાક્યો દૃષ્ટિગોચર થતાં હોય તે આગમોને પ્રમાણભૂત માની તેના ઉપર વિશ્વાસ કેમ રાખી શકાય ? મનુસ્મૃતિ વિગેરે સ્મૃતિના ગ્રંથોમાં પણ પૂર્વાપર વિરૂદ્ધતા જોવામાં આવે છે. ત્યારે તેવા ગ્રંથોપર શ્રદ્ધા કેમ રાખી શકાય ? તેવા અપ્રામાણિક આગમથી સર્વજ્ઞતાની સિદ્ધિ કેમ થઇ શકે ?

વિચાર કરવાની જરૂર છે કે–સચરાચર જગત્‌ને રચનાર તે પરમેશ્વરે, સર્વજ્ઞ હોવાથી સર્વ ભાવિભાવના જાણકાર હોવા છતાં, જગત્‌ને ઉપદ્રવ કરનાર, સ્વેચ્છાચારિ અસુરોને તથા તેવા પ્રકારના પરમેશ્વરને ન માનનાર મનુષ્યોને શા માટે ઉત્પન્ન કર્યા ? એ પ્રશ્ન વિચારતાં તેમના સર્વજ્ઞપણામાં ન્યૂનતા આવે છે.

હવે જગત્કર્તા જગત્‌ની રચના કરવામાં સ્વતંત્ર છે ? કે પરતંત્ર ? એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે.

કદાચ ઉપરના પ્રશ્નમાંથી પ્રથમ પક્ષ અર્થાત્ 'સ્વતંત્ર છે' એમ માન્ય રાખવામાં આવે અને તે ' જગત્કર્તા દયાળુ છે. ' એ પ્રસિદ્ધ છે; તો પછી શા માટે એકને સુખી, એકને દુઃખી; એકને રોગી, અન્યને નીરોગી; એકને રાજા બીજાને રંક; એકને વિદ્વાન્ એકને મૂર્ખ; એકને સ્વામી બીજાને સેવક, એમ પક્ષપાત કરી જગત્‌ની વ્યક્તિયોને ભિન્ન ભિન્ન અવસ્થાવાળી બનાવે છે ? સમસ્ત જગત્‌ને તે દયાળુ જગત્કર્તા એકાંત સુખી શા વાસ્તે નથી બનાવતા ?

સ્ત્રીઓના વિષયમાં, વિવાહના સમયમાં, પ્રાણનાશના પ્રસંગમાં અને સર્વ ધનનો અપહાર થતો હોય એ પ્રસંગે–એમ પાંચ અસત્ય પાપકારક નથી. તેમાં દોષ નથી.

'परद्रव्याणि लोष्टवत्' અર્થાત્—બીજાના ધનને માટીના ઢેફાં જેમ ગણવું–બીજાનું ધન તેના આપ્યા સિવાય લેવું નહિ. એમ કહ્યા પછી આગળ ઉપર "यद्यपि ब्राह्मणो हठेन परकीयमादत्ते छलेन वा, तथापि नादत्तादानं; सर्वं ब्राह्मणेभ्यो दत्तं, ब्राह्मणानां दौर्बल्याद् वृपलाः परिभुञ्जते, तस्मादपहरन् ब्राह्मणः स्वमादत्ते, स्वमेव ब्राह्मणो भुङ्क्ते, स्वं वस्ते, स्वं ददाति ॥" કદાચ બ્રાહ્મણ બલાત્કારથી અથવા છળ–કપટથી પરધનગ્રહણ કરે, તો પણ તે અદત્તાદાન કહેવાય નહિ; કેમકે સઘળું બ્રાહ્મણોને આપેલું છે. બ્રાહ્મણોની દુર્બળતાથી શૂદ્રો પરિભોગ કરે છે. તેથી અપહરણ કરતો બ્રાહ્મણ પોતાનું ગ્રહણ કરે છે. પોતાનુંજ ખાય છે, પોતાનું પહેરે છે અને પોતાનું આપે છે." વિગેરે.

'अपुत्रस्य गतिर्नास्ति' અર્થાત્—'અપુત્રીયાની સદ્‌ગતિ થતી નથી.' એવું પ્રથમ કહ્યા પછી આગળ જતાં—

" अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
दिवं गतानि विप्राणामकृत्वा कुलसन्ततिम् ॥१॥ "

ભાવાર્થઃ—" અનેક હજાર બ્રહ્મચારિ કુમારો વિપ્ર કુલસંતતિ કર્યો વિના દેવલોકમાં ગયા." આમ પ્રતિપાદન

તેમનાથી જગત્ બનાવી શકાય જ નહિ, કેમકે તેનો તેવો સ્વભાવ નથી. વિશેષતઃ જગત્કર્તાને નિત્ય એકસ્વરૂપી માનવાથી જગત્‌ની રચના તેમનાથી સંભવતી નથી, તેમ સંહારં પણ ઘટી શકતો નથી. કેમકે વિવિધ સ્વરૂપવાળાં કાર્યો કરવાથી તે નિત્ય જગત્કર્તામાં અનિત્યત્વનો પ્રસંગ આવી જાય. તે આવી રીતે—જગત્કર્તા ઇશ્વર જે સ્વભાવથી જગત્‌ને બનાવે, તેજ સ્વભાવથી જગત્‌નો સંહાર કરે વા અન્યસ્વભાવથી ? એ પ્રશ્નને અવકાશ મળે છે. ' એકજ સ્વભાવથી ' એવો પ્રથમ પક્ષ સ્વીકારવામાં આવે તો સૃષ્ટિ અને સંહાર રૂપ બન્ને કાર્યોને યુગપત્ એકજ કાળમાં થવાનો પ્રસંગ આવશે. એક સ્વભાવ વાળા કારણથી ભિન્ન સ્વભાવવાળા કાર્યની ઉત્પત્તિ થાય એ યુક્તિવિરુદ્ધ છે. એમ જો થવા લાગે તો માટીથી ઘડો વિગેરે થાય છે, તેમ પટ વિગેરેની પણ ઉત્પત્તિ થવી જોઇએ.પરંતુ તેમ બની શકતું નથી.

હવે ' ભિન્ન ભિન્ન સ્વભાવથી ભિન્ન ભિન્ન કાર્યો કરે છે. ' એવો બીજો પક્ષ માનવામાં આવે તો સ્વભાવ ભેદ થવાથી જગત્કર્તા જગદીશમાં અનિત્યપણું પ્રાપ્ત થાય છે. જેમકે—આ પાર્થિવ શરીર આહારનાં પુદ્ગલોને ગ્રહણ કરવાથી હમેશાં નવું નવું બનતું હોવાથી સ્વભાવભેદ રૂપ હેતુથી અનિત્ય કહેવાય છે. તેમજ અહિં પણ સમજવું-કેમકે ઇશ્વરમાં પણ સૃષ્ટિના નિર્માણ સમયે રજો ગુણ સ્વભાવ, સૃષ્ટિના સંહાર પ્રસંગે તેમાં તમોગુણ સ્વભાવ, સૃષ્ટિની સ્થિતિના વ્યાપારમાં સત્ત્વગુણ સ્વભાવ મનાતાં હોવાથી સ્વભાવભેદ સાક્ષાત્ સ્વી-

કદાચ એમ કહેવામાં આવે કે-' જન્માંતરમાં ગ્રહણ કરેલ તે તે લોકોના શુભાશુભ કર્મથી પ્રેરાઈને જગત્કર્તા જગતને ભિન્ન ભિન્ન અવસ્થાવાળું બનાવે છે.' તો તેમાં જગત્કર્તાની સ્વતંત્રતામાં હાનિ આવે છે. આમ જ્યારે કર્મથી જ જગતની વિચિત્રતા સિદ્ધ થાય છે, અને આમ ફરી ફરીને પણ એ પક્ષ સ્વીકારવો જ પડે છે, તો પછી 'પરમેશ્વર જગતની રચના કરે છે; એવી માન્યતા ઉપર કદાગ્રહ શા સારૂ રાખવો જોઇએ ?

હવે 'તે જગત્કર્તા નિત્ય છે કે કેમ ?' એ માન્યતા વિચારીએ. નિત્ય એકસ્વરૂપી જગત્કર્તા પરમેશ્વર શું જગતને ઉત્પન્ન કરવાના સ્વભાવ વાળો છે, કે જગતને ન ઉત્પન્ન કરવાના સ્વભાવવાળો ?

એ બે પક્ષમાંથી પ્રથમપક્ષ સ્વીકારવામાં આવે તો કોઇ વખતે પણ જગતની રચના કરવામાંથી તે પરમેશ્વરને નિવૃત્તિ મળી શકે જ નહિ, કેમકે જો કદાચ નિવૃત્તિ પામે તો તેના સ્વભાવની હાનિ થવાથી તે અનિત્ય બની જાય. અને સર્વદા રચના કર્યા જ કરે તો ક્રિયાનો અંત પણ આવી શકશે નહિ. તેથી એક કાર્યની પણ સૃષ્ટિ થઇ શકશે નહિ. જેમકે-ઘડો પોતાના આરંભક્ષણથી ઉપાંત્ય ક્ષણ સુધીમાં જલધારણ કરવાની ક્રિયામાં સમર્થ ન હોવાથી નિશ્ચયનયના અભિપ્રાયથી-'ઘટ' શબ્દના વ્યવહારને પ્રાપ્ત કરી શકે નહિ.

બીજો પક્ષ માન્ય રાખવામાં આવે તો કોઇ પણ વખતે

'જગતનું નિર્માણ થયા પછી દુઃખિ જીવોને જોઇ ઇશ્વિરને કરૂણા ઉત્પન્ન થાય છે.' એમ કહેવાથી તો અન્યોન્યાશ્રય દોષ આવશે. એથી શ્રેષ્ઠ તો એજ છે કે જગદીશ્વરને જગતની રચના કરવાનું કષ્ટ ન જ આપવું.

એ અનાદિ નિત્ય ઈશ્વર શું મુકત છે કે અમુકત? એ પ્રશ્ન પણ વિચારવો જોઇએ. 'અનાદિમુક્ત છે' એમ તો કહી શકાશે નહિ. કેમકે જ્યારે એ સમસ્ત પ્રકારની ઉપાધિથી મુક્ત થયા ત્યારથી આદિ થઇ જાય છે તો અનાદિ મુક્ત કેવી રીતે કહી શકાય?

બીજો પક્ષ 'અનાદિ નિત્ય ઈશ્વર અમુકત છે.' એમ કહેવા જતાં તો સમસ્ત જીવોને ઇશ્વિર માનવા પડશે. કેમકે સંસારવર્તી સર્વ આત્માઓ તેવા પ્રકારના જ છે

જગત્કર્તા જગત્‌ની રચના શા હેતુથી કરે છે. એ સંબંધમાં ૧૦ દસ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ૧ જગતની રચના કરવામાં શું ઈશ્વિરની યથારૂચિ કારણ છે? ૨ અથવા કર્મ-પરતંત્ર થઇને પ્રવૃત્તિ કરે છે? ૩ અથવા ધર્મ વિગેરે માટે પ્રયાસ છે? ૪ અથવા ક્રીડા-કુતુહલથી તે પ્રયાસ કરે છે? ૫ અથવા નિગ્રહાનુગ્રહ માટે તેમનો પ્રયત્ન છે? ૬ અથવા સુખની ઉત્પત્તિ માટે પરિશ્રમ છે? ૭ અથવા દુઃખના વિનાશ માટે પદ્ધતિ છે? ૮ અથવા ભૂત પ્રત્યવાયના ક્ષય કરવાની ચેષ્ટા છે? ૯ અથવા આગામિ પ્રત્યવાયના પ્રતીકાર માટે ઉપાય છે? અથવા ૧૦ સ્વભાવથીજ પ્રવૃત્તિ છે?

કારાય છે. કાર્યોની ભિન્નતાથી સ્વભાવમાં ભેદ અને સ્વભાવભેદ થતાં અનિત્યપણું આવવાનું. સ્વભાવનો ભેદ થયો એ જ અનિત્યનું લક્ષણ છે.

ધારો કે ક્ષણવાર માટે ઇશ્વરને—જગત્કર્તાને નિત્ય માનવામાં આવે, પરંતુ તે નિરંતર સૃષ્ટિની રચના કેમ કરતા નથી ? 'પોતાની ઇચ્છા હોય તો બનાવે, અન્યથા નહિ' એમ પ્રત્યુત્તર મળે તો પૂછવાની આવશ્યકતા છે કે-ઇચ્છા પણ પોતાની સત્તાને આધીન થઇને જ સ્વસ્વરૂપ ને પ્રાપ્ત કરતી હોવાથી શા માટે સર્વદા પ્રવૃત્તિ કરાવતી નથી ?

ઈશ્વરમાં આઠ ગુણોની અધિકરણતામાં પણ કાર્યના ભેદથી અનુમેય ઇચ્છા પણ વિષમ રૂપ હોવાથી અનિત્યતા રોકી શકાય તેમ નથી.

આ જગત્‌માં બુદ્ધિમાનોની પ્રવૃત્તિ સ્વાર્થ અથવા કરૂણા ભાવથી થતી જોવામાં આવે છે. જગત્કર્ત્તા જગદીશ્વર કૃતકૃત્ય હોવાથી સ્વાર્થ માટે જગતની રચના કરે એ સંભવી શકતું નથી. 'કરૂણા ભાવથી સૃષ્ટિની રચના કરે છે.' એમ કહેવામાં આવે તો તે કથન પણ અયુક્ત માલૂમ પડે છે; કેમકે—દુ:ખી પ્રાણિયોનાં દુ:ખને દૂર કરવાની ઇચ્છા તે કરૂણા કહેવાય છે. જગતની રચના થયા પહેલાં જીવોને શરીર, ઇંદ્રિયો વિગેરે ન હોવાથી દુ:ખ પણ ન જ હોઇ શકે, ત્યારે કોનાં દુ:ખ દૂર કરવા માટે ઈશ્વર કરૂણા લાવી જગતની રચના કરે છે ! એ વિચારવાની આવશ્યકતા છે.

૬ ઠ્ઠો, ૭ મો, ૮ મો, ૯ મો પક્ષ પણ વિચારતાં યુક્તિયુક્ત ભાસતો નથી. કેમકે અનાદિ નિત્ય સર્વજ્ઞ પરમેશ્વરને સુખ તો સદા હોય જ. દુઃખ હોઇ શકે નહિ. તેમની દુઃખ-વિનાશ અને સુખ માટે પ્રવૃત્તિ સંભવે જ નહિ. અને પ્રત્યવાય પણ તેમને ન હોઇ શકે. પ્રત્યવાય તો અજ્ઞાનિ જીવોને સંભવે; પ્રત્યવાય જ ન હોય તો તેના વિનાશ માટે પ્રવૃત્તિ કયાંથી થાય ? અને ભવિષ્યના પ્રત્યવાયની કલ્પના પણ વ્યર્થ છે.

૧૦ મો પ્રકાર પણ માન્ય રાખી શકાય તેમ નથી. કેમકે જગદીશનો સ્વભાવ જ જગત્‌ની રચના પ્રવૃત્તિનો હોય, તો નિવૃત્તિ પામવાની તેમને શી જરૂર ? કિંતુ ઈશ્વર પોતે સ્વભાવે જ જગત્‌ની રચના કરે છે, તો પછી તેમને નિત્ય, વ્યાપક, સર્વજ્ઞ વિગેરે પ્રકારનાં વિશેષણોથી યુક્ત કહેવાની પણ શી આવશ્યકતા ? સ્વભાવથી જ સંસારચક્ર ફર્યા કરે છે. એમ કહેવામાં પણ શી અડચણ ?

એ બધો પ્રયાસ ઇશ્વરને જગત્કર્તા માનવાથી ઉઠાવવો પડે છે, એથી વીતરાગ પરમેશ્વરને જગત્‌ની રચના કરનાર ન માનતાં તેમને ફક્ત સાક્ષી માની કાર્યમાત્ર પોતપોતાની સામગ્રીના સમુદાયથી બને છે, એમ જ માનવું સર્વોત્તમ છે.

' જગત્કર્તા જગત્ ન બનાવે તો તેની ઉત્પત્તિ કેમ થઇ શકે ? ' એ પ્રશ્નનો પ્રત્યુત્તર એટલો જ છે કે–' કર્મ, સ્વભાવ, ઉદ્યમ, નિયતિ અને કાળ એ પાંચ કારણોના સમુદાયથી જગતનાં સર્વ કાર્યો બને છે. '

પ્રથમ પ્રકારને માન્ય રાખવામાં આવે તો સૃષ્ટિના ક્રમમાં વિપર્યાસ પણ થવો જોઇએ. યથારૂચિએ જ્યારે જગત્ બનાવે છે, ત્યારે એકજ નિયમથી સૃષ્ટિ ન રચતાં સ્ત્રીમાં પુરુષનાં લક્ષણો અને પુરૂષમાં સ્ત્રીનાં લક્ષણો વિગેરે યથેષ્ટ પણાથી ઘટના થવી જોઇએ. આ દોષ આવવાથી પ્રથમ પ્રકાર મનાશે નહિ.

બીજો પ્રકાર માનવાથી ઈશ્વરમાં સ્વતંત્રતા રહેતી નથી. બીજાના આશ્રયથી જે કામ કરે તે સ્વતંત્ર કહી શકાય જ નહિ. આ તો જડ કર્મસમૂહને આધીન થાય છે. સામાન્ય જગત્જીવોની જેમ જગદીશ પણ એમ પરતંત્ર રહે એ નહિ ઇચ્છવા યોગ્ય છે.

૩ જા પ્રકારની માન્યતા સ્વીકારવી પણ, ચુક્ત નથી. કેમકે સર્વથા કૃતકૃત્યને ધર્મ વિગેરે કોઇ પણ કાર્યની અપેક્ષા હોઇ શકેજ નહિ.

૪ થો પ્રકાર પણ ઉપેક્ષા કરવા લાયક છે, કેમકે ક્રીડા વિગેરે બાળજીવોને શોભે, ઈશ્વર જેવા વીતરાગ પરમપુરૂષને તો તે હાસ્યાસ્પદ જ ગણાય.

૫ મો પ્રકાર પણ માનવા લાયક નથી. નિગ્રહ અર્થાત્ બીજાને શિક્ષા કરવી અને અનુગ્રહ અર્થાત્ ઉપકાર કરવો એ બન્ને રાગ–દ્વેષ વિના હોઇ શકે નહિ. રાગ–દ્વેષ જેમાં રહેલા હોય તેને વીતરાગ પરમેશ્વર કેમ કહી શકાય ?

એવું બોલતા સાંભળીએ છીએ કે-' જૈસી ઈશ્વરકી મરજી હોગી, વૈસા બનેગા. ' વિગેરે. એવાં વાકયો બોલી આપણે આપણી હીનસત્ત્વતા પ્રકટ કરીએ છીએ. એવાં વચનો કહેવાથી અથવા સાંભળવાથી કાર્યમાં મન્દાદર થવાય છે. ભારતની અવનતિ થવાનું કારણ સૂક્ષ્મદષ્ટિથી જોઇએ તો ઈશ્વરકર્તૃત્વવાદ જણાશે કે જેમાં પોતાના પુરૂષાર્થનો આશ્રય લેવામાં નથી આવ્યો.

માટે એ વિષયમાં પુરૂષાર્થને પ્રાધાન્ય આપી બુદ્ધિપૂર્વક વિચાર કરવામાં આવશે, તો સત્યતત્ત્વ સત્વર સમજવામાં આવી જશે કે-' અનાદિ જગત્‌ની રચના કરનાર કોઈ હોઇ શકે નહિ. '

જગત્કર્તૃત્વવાદ—મીમાંસા સમાપ્ત.

'કર્મ તો જડ છે, તે શુભાશુભ ફળ કેમ આપી શકે?' એવા પ્રશ્નનો પ્રત્યુત્તર દીર્ઘ વિચાર કરતાં સહજ સમજી શકાશે કે-જેમ લોહચુંબક જડ હોવા છતાં પણ દૂર રહેલ લોઢાને ખેંચી પોતાની પાસે લાવે છે, અથવા જેમ કેમેરા જડ હોવા છતાં પદાર્થમાત્રની આકૃતિને ખેંચી લે છે, જેમ ફોનોગ્રાફ જડ હોવા છતાં સર્વ પ્રકારના શબ્દો ગ્રહણ કરી તેવા પ્રકારના શબ્દો સંભળાવી શકે છે; તેમ કર્મ પણ શુભાશુભ ફળ આપી શકે છે. જડ વસ્તુઓમાં પણ વિવિધ પ્રકારની અદ્‌ભુત શક્તિયો રહેલી છે. એકાંત એવો નિયમ નથી કે જડ કાંઇ કાર્ય કરી શકે નહિ. જૈનો ફક્ત કર્મવાદી નથી, કિંતુ ઉપર જણાવેલા પાંચ કારણોના સમુદાયથી સંસારનાં સર્વ કાર્યો થાય છે, એમ માન્યતા ધરાવે છે. એ વિષયનું વિશેષ વિવેચન 'જૈનદર્શન' માં કરવામાં આવશે. ઉપરની માન્યતા સાથે ગીતા પણ સહમત થાય છે. જૂઓ ગીતા અ. ૫ મો, શ્લોક ૧૪.

" न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगः स्वभावस्तु प्रवर्तते ॥ १ ॥ "

ભાવાર્થઃ—" પ્રભુ લોકનું કર્તૃત્વ, કર્મ અને કર્મફળનો સંયોગ એમાંથી કાંઇ બનાવતા નથી; પરંતુ સ્વભાવ પ્રવૃત્તિ કરે છે. ૧ "

ઇશ્વરને જગત્કર્તા માનવાથી પુરૂષોએ પોતાના પુરુષાર્થને અકિંચિત્કર બનાવી નાખ્યું છે. ઘણાં મનુષ્યોને આપણે

એવું બોલતા સાંભળીએ છીએ કે-' જૈસી ઈશ્વરકી મરજી હોગી, વૈસા બનેગા. ' વિગેરે. એવાં વાકયો બોલી આપણે આપણી હીનસત્ત્વતા પ્રકટ કરીએ છીએ. એવાં વચનો કહેવાથી અથવા સાંભળવાથી કાર્યમાં મન્દાદર થવાય છે. ભારતની અવનતિ થવાનું કારણ સૂક્ષ્મદષ્ટિથી જોઇએ તો ઈશ્વરકર્તૃત્વવાદ જણાશે કે જેમાં પોતાના પુરૂષાર્થનો આશ્રય લેવામાં નથી આવ્યો.

માટે એ વિષયમાં પુરૂષાર્થને પ્રાધાન્ય આપી બુદ્ધિપૂર્વક વિચાર કરવામાં આવશે, તો સત્યતત્ત્વ સત્વર સમજવામાં આવી જશે કે-' અનાદિ જગતની રચના કરનાર કોઇ હોઇ શકે નહિ. '

### જગત્કર્તૃત્વવાદ—મીમાંસા સમાપ્ત.

# નૈયાયિક મતનાં પ્રમાણોનું પર્યાલોચન.

ઇંદ્રિયોના સંનિકર્ષથી ઉત્પન્ન થતા જ્ઞાનને ' પ્રત્યક્ષ ' એવા નામથી ઓળખવાની નૈયાયિકોની માન્યતા, વિચાર કરતાં વ્યાજબી લાગતી નથી. કેમકે--જેમ અનુમાન વિગેરેમાં પરની અપેક્ષા રહેતી હોવાથી તેને ' પરોક્ષ ' નામથી ઓળખવામાં આવે છે, તેમ આ ( માનવામાં આવેલા પ્રત્યક્ષ ) માં પણ આત્મા સિવાય પર જડ પાર્થિવાદિ ઇંદ્રિયોનો સંનિકર્ષ, પ્રકાશ દ્રવ્ય વિગેરેની અપેક્ષા રહે છે, તો તે જ્ઞાનને ' પ્રત્યક્ષ ' કેમ કહી શકાય ? ' પરોક્ષ ' શા માટે ન કહેવામાં આવે ? પ્રત્યક્ષનું લક્ષણ જ એવું છે કે ' જે જ્ઞાનની ઉત્પત્તિમાં આત્મા સિવાય પરની અપેક્ષા ન રહેતી હોય. '

એવી રીતે ઉત્પન્ન થતા જ્ઞાનને જો કદાચ વ્યાવહારિક પ્રત્યક્ષ માનવામાં આવે તો કાંઇ હાનિ નથી, પરંતુ પારમાર્થિક પ્રત્યક્ષ માનવું ઉચિત નથી. તે જ્ઞાનને પારમાર્થિક પરોક્ષ અને વ્યાવહારિક પ્રત્યક્ષ માનવું જોઇએ.

## નૈયાયિક મતની ઇંદ્રિયો સંબંધિ માન્યતા ઉપર વિચાર.

" પૃથ્વીથી ઘ્રાણેન્દ્રિય, જલથી રસનેન્દ્રિય, તેજથી ચક્ષુરિન્દ્રિય, વાયુથી સ્પર્શનેન્દ્રિય અને આકાશથી શ્રવણેન્દ્રિય ઉત્પન્ન થાય છે. " એવી નૈયાયિકોની માન્યતા બુદ્ધિ-

માન્ મનુષ્યોમાં માન્ય થઇ શકતી નથી. તેઓ એમ પ્રતિપાદન કરે છે કે–" ઘ્રાણેન્દ્રિય પૃથ્વીથી બનેલી છે, કેમકે રૂપ વિગેરેમાંથી તે કેવળ ગંધનેજ ગ્રહણ કરે છે; કુંકુંમના ગંધનો પ્રકાશ કરનાર ગાયના ઘીની માફક." આવા અનુમાનથી ઘ્રાણેન્દ્રિયમાં પાર્થિવત્વ સિદ્ધ કરવાની તેઓની ચેષ્ટા નિરર્થક થાય છે. કેમકે આ અનુમાનમાં આપેલો હેતુ વ્યભિચાર દોષવાળો છે. તેલનું મર્દન કર્યા પછી સૂર્યનાં કિરણો ઉપર પડે ત્યારે ગંધની અભિવ્યક્તિ થવા છતાં તેમાં પાર્થિવત્વ હેતું નથી. તથા પૃથ્વી ઉપર પાણી સિંચવાથી–પાણી ગંધનું અભિવ્યંજક હોવાથી ગંધ પ્રકટ થવા છતાં તેમાં પાર્થિવત્વ સિદ્ધ થતું નથી. એથી ઉપર્યુકત હેતુ વ્યભિચારી સમજવો.

" રસના–જિવ્હા પાણીથી બનેલી છે, રૂપ વિગેરેની મધ્યમાં રસનુંજ ગ્રહણ કરતી હોવાથી, સાથવાના રસના પ્રકાશક પાણીની જેમ. " આવા અનુમાનથી ' રસનેન્દ્રિય પાણીથી બનેલી છે. ' એવું સિદ્ધ કરવાની નૈયાયિકોની આકાંક્ષા પૂર્ણ થઇ શકતી નથી. કેમકે અહિં પણ, ઉપર જણાવ્યા મુજબ ખાણમાંથી નીકળતા લવણ, ખારો વિગેરે પદાર્થોમાં રસની પ્રકટતા હોવા છતાં પાણીથી ઉત્પત્તિ કહી શકાય તેમ નહિ હોવાથી હેતુ વ્યભિચાર દોષવાળો છે. એમ માનવું પડશે.

"ચક્ષુરિન્દ્રિય તેજથી બનેલ છે, રસ વિગેરેમાંથી

# નૈયાયિક મતનાં પ્રમાણોનું પર્યાલોચન.

ઇંદ્રિયોના સંનિકર્ષથી ઉત્પન્ન થતા જ્ઞાનને 'પ્રત્યક્ષ' એવા નામથી ઓળખવાની નૈયાયિકોની માન્યતા, વિચાર કરતાં વ્યાજબી લાગતી નથી. કેમકે—જેમ અનુમાન વિગેરેમાં પરની અપેક્ષા રહેતી હોવાથી તેને 'પરોક્ષ' નામથી ઓળખવામાં આવે છે, તેમ આ ( માનવામાં આવેલા પ્રત્યક્ષ ) માં પણ આત્મા સિવાય પર જડ પાર્થિવાદિ ઇંદ્રિયોનો સંનિકર્ષ, પ્રકાશ દ્રવ્ય વિગેરેની અપેક્ષા રહે છે, તો તે જ્ઞાનને 'પ્રત્યક્ષ' કેમ કહી શકાય ? 'પરોક્ષ' શા માટે ન કહેવામાં આવે ? પ્રત્યક્ષનું લક્ષણ જ એવું છે કે 'જે જ્ઞાનની ઉત્પત્તિમાં આત્મા સિવાય પરની અપેક્ષા ન રહેતી હોય.'

એવી રીતે ઉત્પન્ન થતા જ્ઞાનને જો કદાચ વ્યાવહારિક પ્રત્યક્ષ માનવામાં આવે તો કાંઇ હાનિ નથી, પરંતુ પારમાર્થિક પ્રત્યક્ષ માનવું ઉચિત નથી. તે જ્ઞાનને પારમાર્થિક પરોક્ષ અને વ્યાવહારિક પ્રત્યક્ષ માનવું જોઇએ.

## નૈયાયિક મતની ઇંદ્રિયો સંબંધિ માન્યતા ઉપર વિચાર.

"પૃથ્વીથી ઘ્રાણેન્દ્રિય, જલથી રસનેન્દ્રિય, તેજથી ચક્ષુરિન્દ્રિય, વાયુથી સ્પર્શનેન્દ્રિય અને આકાશથી શ્રવણેન્દ્રિય ઉત્પન્ન થાય છે." એવી નૈયાયિકોની માન્યતા બુદ્ધિ-

સિંહની ગર્જનાઓ, તોપ વિગેરેના શબ્દોથી ગર્ભિણી સ્ત્રીઓના ગર્ભ પણ છૂટા થઈ જાય છે, કાયરો કંપતા પલાયન કરી જાય છે. વિગેરે બનતું જોઈએ છીએ-સાંભળીએ છીએ. ફોનોગ્રાફ વિગેરે સાધનો પણ શબ્દની પુદ્ગલતાને ઘણો સારો ટેકો આપે છે.

આ ઉપરથી સહેજ સમજી શકાય તેમ છે કે--અમુક ઇન્દ્રિય અમુક ભૂતથી ઉત્પન્ન થાય છે. એવી માન્યતા અપ્રામાણિક ઠરતી હોવાથી ઉપેક્ષણીય છે.

ખરૂં જોતાં ઇન્દ્રિયોના બે ભેદ પાડી શકાય છેઃ-૧ દ્રવ્યેન્દ્રિય, ૨ ભાવેન્દ્રિય. ઇંદ્રિયપર્યાપ્તિ નામકર્મ વિગેરેનો ઉદય આવવાથી ઇંદ્રિયયોગ્ય પરિણામથી જે નિયમિત રૂપે પરિણમેલી હોય તે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શનું જ્ઞાન થવામાં નિમિત્તભૂત શરીરના કાન વિગેરે બાહ્ય આકારો દ્રવ્યેન્દ્રિય કહી શકાય. અને ભાવેન્દ્રિય તો જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થએલી લબ્ધિ-ઉપયોગરૂપ શક્તિને કહેવામાં આવે છે. તેવા પ્રકારની શક્તિનો પ્રાદુર્ભાવ જો ન થયો હોય તો દૃષ્ટિગોચર થતી કોઈ પણ વસ્તુની ઓળખાણ થઈ શકે નહિં. ફક્ત દ્રવ્યેન્દ્રિયની વિદ્યમાનતા માત્રથી ભૂત-પિશાચ વિગેરેનું તથા પરમાણુનું નિરીક્ષણ થઈ શકે નહિં. ક્ષયોપશમરૂપ એક પ્રકારની વિશેષ શક્તિ માનનારા જૈનો પરમાણુઓના તથા ભૂત-પિશાચ વિગેરેના અસાક્ષાત્કારમાં એજ શક્તિનો અભાવ કારણ તરીકે દર્શાવી પોતાની માન્યતાને અબાધિત કરવામાં

ફક્ત રૂપનેજ ગ્રહણ કરતી હોવાથી, પ્રદીપની જેમ.” તેઓનું આવું કથન ઉચિત નથી. કેમકે–હીરા, માણેક, પન્ના, રત્નો વિગેરેમાં ફક્ત રૂપનું પ્રકાશકપણું છે, પરંતુ તેજસ નથી. શ્રુતિયો, મુક્તાવલીની ટીકા દિનકરી વિગેરે ગ્રંથોમાં સુવર્ણ, હીરા, માણેક વિગેરેને પાર્થિવ તરીકે સિદ્ધ કરેલ હોવાથી તૈજસ માની શકાશે નહિ.

“સ્પર્શનેન્દ્રિય વાયુથી ઉત્પન્ન થાય છે, રૂપ વિગેરે-માંથી ફક્ત સ્પર્શને ગ્રહણ કરતી હોવાથી, પાણીમાં રહેલ શીતળસ્પર્શના અભિવ્યંજક વાયુની જેમ.” આવું તે લોકોનું માનવું આદરણીય થઇ શકશે નહિ. કેમકે કપૂર વિગેરેથી પણ પાણીમાં રહેલ શીતળ સ્પર્શ પ્રકટ થાય છે, પરંતુ કપૂર વિગેરે પદાર્થો વાયુથી બનતા સાંભળ્યા નથી. આવી રીતે હેતુમાં વ્યભિચાર દોષ આવતો હોવાથી વ્યાપ્તિ અસિદ્ધ થવાથી સ્પર્શનેંદ્રિયની વાયુથી ઉત્પત્તિ માનવી અયુક્ત છે.

“શ્રોત્રેન્દ્રિય આકાશથી ઉત્પન્ન થાય છે,રૂપ વિગેરેમાંથી ફક્ત શબ્દનેજ ગ્રહણ કરતી હોવાથી.” આ પ્રમાણેની નૈયાયિકોની કલ્પના વિચાર કરતાં વ્યાજબી જણાતી નથી. કેમકે શબ્દ એ આકાશનો ગુણ નથી, પરંતુ પુદ્ગલસ્વરૂપ છે. જો એમ માનવામાં ન આવે તો અરૂપી શબ્દથી આકાશની જેમ આઘાત-પ્રત્યાઘાત વિગેરે કાંઇ પણ થવું ન જોઇએ; છતાં થાય છે. એ આપણે સાક્ષાત જાણીએ છીએ. મેઘના ગગડાટ,

હવે ચક્ષુ શું ગોલક રૂપ છે ? અથવા રશ્મિરૂપ ? એ વિચારીએ. ' ચક્ષુ ગોલક રૂપ છે, ' એવો પ્રથમ પક્ષ સ્વીકારી શકાય તેમ નથી, કેમકે—ગોલક સ્વરૂપ ચક્ષુ તો પોતાના પ્રદેશને મૂકી અન્યત્ર જઇ શકે નહિ અને એ ચક્ષુને પ્રાપ્યકારિ માનવામાં આવે, ત્યારે તો તેને જ્યાં ઘટ, પટ વિગેરે વસ્તુ હોય ત્યાં જવું જોઇએ. પરંતુ તેમ બનતું નથી એ પ્રત્યક્ષ છે.

' ચક્ષુ રશ્મિરૂપ છે. ' એવો બીજો પક્ષ પણ માન્ય થઇ શકશે નહિ. કેમકે રશ્મિરૂપ—કિરણસ્વરૂપિ ચક્ષુ કદાપિ જોઇ શકાતું નથી, અર્થની જેમ, તેના સ્વરૂપનો પ્રતિભાસ ન થતો હોવાથી. કદાચ ગાયમાં ગોત્વ જેમ દેખાય છે, તેમ જો જોવામાં આવે, તો પછી વિવાદ રહેજ નહિ.

' ઇંદ્રિય અને અર્થના સન્નિકર્ષથી ' પ્રત્યક્ષ ' થાય છે.' એમ માનનાર નૈયાયિકોને આપણે પૂછીએ કે—અર્થ પ્રદેશમાં આપ લોકોની રશ્મિ સાથે અન્ય લોકોનાં લોચનોને સંનિકર્ષ ન હોવા છતાં માની લઇએ તો અન્યનાં નેત્રો સાથે આપનાં નેત્રો પણ પ્રત્યક્ષ થવાં જોઇએ.

ચક્ષુને પ્રાપ્યકારિ માનવાથી અગ્નિ સમીપ જવાથી બળવાનો, તરવાર કુહાડાની નજદીક જવાથી છેદાવાનો, કાંટા ઉપર જવાથી વિંધાવાનો, એમ અનેક દોષોનો પ્રસંગ ઉપસ્થિત થશે. તેથી ચક્ષુને અપ્રાપ્યકારિ માનવું એ શ્રેયસ્કર છે.

સફળતા મેળવી શકે. લબ્ધ્યુપયોગ રૂપ ભાવેન્દ્રિય તો રૂપ વિગેરે પદાર્થના વિષયો ગ્રહણ કરનાર આત્માના વ્યાપાર રૂપ છે. આવી રીતે મન પણ ૧ દ્રવ્યમન અને ૨ ભાવમન એમ બે પ્રકારનું છે. આ સંબંધિ વિશેષ વક્તવ્ય ' જૈન દર્શન ' માં પ્રકટ કરવામાં આવશે.

" ઇન્દ્રિયો વસ્તુને પ્રાપ્ત કર્યા પછી વિષયનો પ્રકાશ કરે છે. ચક્ષુ, સ્પર્શનેન્દ્રિય વિગેરેની જેમ વસ્તુને પ્રાપ્ત કરી ગ્રહણ કરે છે, કેમકે તેમાં બાહ્યેન્દ્રિયત્વ છે. " આવું તેઓનું મન્તવ્ય માન્ય કરતાં પહેલાં વિચારવાની જરૂર છે કે—બાહ્યેન્દ્રિય એટલે શું ? શું બાહ્ય પદાર્થોમાં અભિમુખપણું હોવાથી તેને બાહ્યેન્દ્રિય કહેવામાં આવે છે. ? અથવા બાહ્ય પ્રદેશમાં રહેલ હોવાથી ? એ બે વિકલ્પમાંથી પ્રથમ પક્ષ માનવામાં આવે તો વ્યભિચાર દોષ આવે. કેમકે મન પણ બાહ્ય અર્થના ગ્રહણમાં અભિમુખ હોવા છતાં પ્રાપ્યકારિ નથી. લક્ષ્યને મૂકી અલક્ષ્યમાં રહેનાર હેતુને વ્યભિચાર દોષયુકત ગણવામાં આવે છે.

બીજો પક્ષ માન્ય રાખવામાં આવે તો હેતુમાં અસિદ્ધ દોષ આવશે. કેમકે, તેઓના સિદ્ધાન્તમાં ' ગોલકમાં રહેલી તેજો દ્રવ્યને આશ્રય કરવા વાળી રશ્મિયો જ ચક્ષુરૂપે મનાય છે, તેને બાહ્ય દેશમાં રહેવાનું માનતા નથી. ' ઇંદ્રિયત્વની સમાનતા હોવા છતાં મનને જેમ અપ્રાપ્યકારિ માનવામાં આવે છે, તેમ જ ચક્ષુમાં પણ અપ્રાપ્યકારિત્વ કેમ ન મનાય ? કેમકે ઇંદ્રિયત્વ રૂપ હેતુ તો બન્નેમાં સમાન છે.

## અનુમાનની માન્યતા ઉપર દૃષ્ટિપાત.

નૈયાયિકો પક્ષસત્વ વિગેરે પાંચ રૂપવાળા હેતુને સાચો હેતુ માને છે, પરંતુ તે પાંચ રૂપો હેત્વાભાસમાં પણ સંભવી શકે છે. જે રૂપ હેતુ તથા હેત્વાભાસ એ બન્નેમાં રહે તે હેતુ યથાર્થ છે. એમ કેમ કહી શકાય ? અને જ્યાં સુધી હેતુ—વાકય સાચું ન હોય, ત્યાં સુધી અનુમાન પણ કેમ થઇ શકે ? નીચે જણાવ્યા મુજબ પાંચ રૂપો હેત્વાભાસ થઇ શકે છે, તે આ પ્રમાણેઃ—

'તે બાળક શ્યામ છે. મિત્રા નામની સ્ત્રીનો પુત્ર હોવાથી, જોવાતા તેના બીજા પુત્રોની જેમ.' આ અનુમાનમાં આપેલ હેતુ પાંચ રૂપવાળો હોવા છતાં પણ હેત્વાભાસ છે. વાસ્તવિક સ્વરૂપ વિચારીએ તો સાધ્ય વિના જેની ઉપપત્તિ બિલકુલ ન થઇ શકતી હોય તે જ હેતુ સાચો ગણી શકાય, પરંતુ ફકત પાંચ રૂપવાળો હોય તે હેતુ સત્ય જ હોય એવી માન્યતા તો ભૂલભરેલી છે. એથી અનુમાન પ્રમાણની માન્યતાને પણ આઘાત પહોંચે છે.

## ઉપમાન ઉપર વિચાર.

ગવય ( રોઝ ) નહિ જાણનારા મનુષ્યને કોઇએ સમજાવ્યું કે ગાયના જેવો જે હોય તે ગવય કહેવાય. એમ સરખામણી આપી સમજાવ્યા પછી તે મનુષ્ય વનમાં ગયા બાદ જ્યારે તેવા પ્રાણીને જુવે ત્યારે પહેલાં જણાવેલા ઉપમાન-

ચક્ષુને પ્રાપ્યકારિ માનવા સંબંધિ વિશેષ જિજ્ઞાસુઓએ ન્યાયમંજરી, ન્યાયવાર્તિક વિગેરે ગ્રંથો જોવા અને તેને અપ્રાપ્યકારી સિદ્ધ કરનાર જૈન ન્યાયના સ્યાદ્વાદરત્નાકરાવતારિકા, સમ્મતિતર્ક વિગેરે ગ્રંથો અવલોકવા. યુક્તિયુક્ત સમજાય તે પક્ષપાતને દૂર કરી મધ્યસ્થભાવથી સ્વીકારવું.

## પ્રમાણ-પર્યાલોચન.

અભિમત વસ્તુના સ્વીકારમાં તથા અનભિમત વસ્તુના તિરસ્કારમાં જે સમર્થ હોય તે પ્રમાણ કહેવાય છે, પરંતુ નૈયાયિકોએ પ્રત્યક્ષની ઉત્પત્તિમાં માનેલ ઇંદ્રિયસંનિકર્ષ તથા આલોક સંયોગ વિગેરે જડ પદાર્થ પ્રમાણરૂપ હોઈ શકે નહિ. જે પોતાનો નિશ્ચય કરાવવામાં સાધકતમ ન હોય, તે અન્યનો નિશ્ચય કરાવવામાં કયાંથી હોઇ શકે ? ઘટ, પટ વિગેરેની જેમ. સંનિકર્ષ વિગેરે પોતાના નિશ્ચયમાં કરણરૂપ બની શકે નહિ, સ્તંભ વિગેરેની જેમ. જે પોતાના નિશ્ચયમાં સાધકતમ ન હોય તે અન્ય અર્થના નિશ્ચયમાં પણ કુંભ વિગેરેની જેમ સાધકતમ છે, એમ કેવી રીતે કહી શકાય ? આ ઉપરથી સન્નિકર્ષ વિગેરે જડ પદાર્થો પ્રમાણ કહી શકાય નહિ.

પ્રમાણરૂપે સ્વીકારેલ જ્ઞાન પણ નિશ્ચયાત્મક હોવાથી સંશય વિપર્યય, અનધ્યવસાયનું વિરોધિ હોવાથી પ્રમાણરૂપે મનાય છે. સારાંશ નિશ્ચયાત્મક જ્ઞાનજ પ્રમાણરૂપ છે, અને અન્ય અપ્રમાણ છે, એમ માનવું નિર્દોષ છે.

વિગેરે સર્વમાં પ્રમાણપણાના વ્યવહારનો પ્રસંગ આવે. સર્વ કારકોને પ્રમાણરૂપે માનવાં પડે કે જે આપણને ઇષ્ટ નથી.

યદિ હેતુનો ફકત કરણકારકરૂપે સ્વીકાર કરવામાં આવે અને અન્ય કારકોની ઉપેક્ષા કરવામાં આવે, તો જ્ઞાનને જ પ્રમાણ કહેવું યુકત ગણાશે, ઇંદ્રિયસંનિકર્ષ વિગેરેને પ્રમાણ કહી શકાશે નહિ. કેમકે જેની વિદ્યમાન દશામાં અર્થની ઉપલબ્ધિ થાય તે જ કારણ કહેવાય છે. ઇંદ્રિયસંનિકર્ષ વિગેરે સામગ્રી વિદ્યમાન હોવા છતાં જ્યાં સુધી તેવા પ્રકારનો ક્ષયોપશમ અથવા ઉપયોગ ન હોય ત્યાં સુધી અર્થની ઉપલબ્ધિ કદાપિ થઇ શકતી નથી. આથી અર્થની ઉપલબ્ધિમાં જે અત્યંત સાધક હોય તે જ પ્રમાણ ગણવું જોઇએ. તેવું અત્યંત સાધક સ્વપરવ્યવસાયિ જ્ઞાનજ પ્રમાણરૂપે કહી શકાય, પરંતુ સંનિકર્ષ વિગેરે તો પ્રમાણરૂપ માની શકાય નહીં.

જ્યારે આવી રીતે પ્રમાણની માન્યતા જ અપ્રામાણિક છે, ત્યારે તે પ્રમાણથી નિશ્ચિત કરાતા ૧૬ પદાર્થો તો પ્રામાણિક કેમ થઇ શકે ? અર્થાત્ પ્રમાણની માન્યતા અયથાર્થ થતાં ૧૬ પદાર્થની માન્યતા પણ અસિદ્ધ થઇ જાય છે. તો પણ એ ૧૬ પદાર્થોની માન્યતા કેટલી દૂષિત છે, તે દર્શાવવામાં આવે છે.

' આત્મારૂપ પ્રમેય સર્વથા નિત્ય છે. ' ' अप्रच्युतानुपपंन्नस्थिरैकस्वभावं नित्यम् ' અર્થાત્—' નાશ ન પામનાર,

-થી થતા સંજ્ઞાસંજ્ઞિ જ્ઞાનને ' ઉપમાન પ્રમાણ ' એવું નામ અપાય છે. પરંતુ તેને પૃથક્ પ્રમાણ કહેવું તે ઠીક નથી.

જેમ એક વાર ઘડાનું જ્ઞાન થયા પછી ફરી તે વસ્તુને જોતાં ' આ ઘડો છે ' એવા ઉત્પન્ન થતા જ્ઞાનને પ્રત્યભિજ્ઞા કહેવામાં આવે છે; તેમ ઉપર જણાવેલ ઉપમાનને પણ પ્રત્યભિજ્ઞા જ કેમ ન કહી શકાય ? ' प्रसिद्धसाधर्म्यात् साध्यसाधनमुपमानं ' અર્થાત્ પ્રસિદ્ધ સાધર્મ્યથી સાધ્યનું સાધન કરવું તે ઉપમાન. આવા સૂત્રની વિરૂદ્ધમાં પ્રસિદ્ધ વૈધર્મ્યથી સાધ્યનું સાધન થતું હોય ત્યાં કયું નામ આપવું તેનો વિચાર કરવો પડશે. એથી સરળ માર્ગ તો એજ છે કે–તે ( ઉપમાન પ્રમાણ ) નો પ્રત્યભિજ્ઞામાં અન્તર્ભાવ કરી દેવો. એમ કરવાથી કાંઇ હાનિ નથી. આ વિષયનું વિશેષ સ્વરૂપ ' જૈનદર્શન ' માં જણાવીશું.

## આગમપ્રમાણ.

જે આગમોનો પ્રણેતા અનાપ્ત હોય, અથવા જેમાં અસંબદ્ધ, અપ્રામાણિક, હિંસામય, પરસ્પર વિરૂદ્ધ ઉપદેશ આપવામાં આવ્યો હોય તે આગમોને પ્રમાણરૂપે કેમ માની શકાય ? શ્રુતિયો, સ્મૃતિઓ વિગેરે નિહાળીએ છીએ તો તેવું જ કંઇ વિચિત્રપણું જોવામાં આવે છે. નૈયાયિકો અર્થની ઉપલબ્ધિમાં હેતુને પ્રમાણ કહે છે. હેતુનો અર્થ જો નિમિત્તમાત્ર કરવામાં આવે તો તે સર્વકારક સાધારણ હોવાથી પ્રમિતિના કર્તા, કર્મ

નૈયાયિકો આમ જણાવે છે-" આત્માને કૂટસ્થ નિત્ય માનવામાં પણ કર્તૃત્વ, ભોકતૃત્વ, જન્મ, જરા, મરણ વિગેરે સર્વ ઘટી શકે છે. તે આવી રીતેઃ-જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન વિગેરેનો જે સંબંધ કરવો તે કર્તૃત્વ; સુખ-દુઃખ સંવેદનનો જે સંબંધ તે ભોકતૃત્વ; અપૂર્વ શરીર, ઇદ્રિય, બુદ્ધિ વિગેરેની સાથે સંબંધ થવો તે જન્મ; ગ્રહણ કરેલા પ્રાણોનોવિયોગ તે મરણ; ધર્માધર્મની અપેક્ષાથી આત્માનો શરીરસહિત મન વિગેરેની સાથે સંબંધ બરાબર રહેવો તે જીવન; શરીર, ઇંદ્રિય વિગેરેનો નાશ કરવો તે હિંસા કહેવાય છે. વિગેરે "

કૂટસ્થ નિત્યવાદિયોનું ઉપર્યુંકત કથન યુકિતયુકત ન હોવાથી માની શકાય તેમ નથી. કેમકે તેઓના મતમાં જ્યારે પૂર્વાવસ્થાનો બિલકુલ ત્યાગ નથી, ત્યારે જ્ઞાનાદિના સમવાયની ઉપપત્તિ પણ કેમ થઇ શકે ? કારણ કે—પૂર્વાવસ્થાના ત્યાગ પૂર્વક ઉત્તરાવસ્થાને પ્રાપ્ત કરવી તે જ સંબંધ કહી શકાય, પરંતુ તે સંબંધ તો કૂટસ્થ નિત્યવાદિયોના મતમાં ઘટી શકતો નથી, સંબંધ વિના સંબંધિમાંનુ કર્તૃત્વ પણ કેમ ઘટે ? 'પૂર્વરૂપનો—પૂર્વાવસ્થાનો ત્યાગ કરે છે,' એમ જો કદાચ કહેવામાં આવે તો તેમાં નિત્યત્વ રહી શકશે નહિ, એ પણ વિચારણીય છે.

આત્માને સર્વથા નિત્ય અને વ્યાપક માનનારા નૈયાયિકો તેમાં પરિણામાન્તર માની શકે નહિ. એથી સંબંધમાં કર્તૃત્વ, જન્મ વિગેરે થઇ શકશે નહિ. ગત્યાદિ નામકર્મસહકૃત પૂર્વ

ઉત્પન્ન ન થનાર, સ્થિર, એક સ્વભાવે રહેનાર વસ્તુ નિત્ય ગણાય છે.' આવી રીતે નિત્યના લક્ષણથી યુકત આત્માને માનનાર નૈયાયિકોને બહુ વિચાર કરવાની જરૂર છે. જીવની એક ગતિમાંથી પ્રચ્યુતિ અને બીજી ગતિમાં ઉત્પત્તિ થાય છે, જીવ એક સ્થિતિમાંથી બીજી સ્થિતિને પામે છે. જીવનો એક સરખો સ્વભાવ સદા રહી શકતો નથી. આ જીવ નરક યોનિમાંથી નીકળી મનુષ્ય થાય છે, મનુષ્ય યોનિમાંથી નીકળી દેવ થાય છે, ત્યાંથી નીકળી તિર્યંચ થાય છે. બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં અને તેમાંથી વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરે છે. તે જીવ અમુક વસ્તુનો કર્તા, ભોક્તા, સંબંધી મનાય છે. એમ આપણે વ્યવહારમાં સાક્ષાત જોતા હોવાથી ઉપર્યુકત નિત્યના લક્ષણથી વિરૂદ્ધ સ્વભાવવાળા તે આત્માને સર્વથા નિત્ય માની શકીએ નહિ. એ સ્વાભાવિક છે. આમ કૂટસ્થ નિત્ય માનવાથી કોઈ જાતનો વ્યવહાર થઇ શકશે નહિ.

નિત્યનું યથાર્થ લક્ષણ આ પ્રમાણે માનવામાં આવે કે 'तद्भावाव्ययं नित्यम' અર્થાત્—'જે પોતાના મૂળ સ્વભાવથી વ્યય ન પામે તે નિત્ય છે.' તો કોઈ જાતનો દોષ આવશે નહિ. આત્માના પર્યાયો ભલે બદલાયા કરે, મનુષ્ય મરીને દેવ, દેવમાંથી નીકળી મનુષ્ય, ત્યાંથી તિર્યંચ, નારકી ભલે થયા કરે, બાલ્ય વિગેરે અવસ્થામાંથી યુવા વિગેરે અન્ય અવસ્થાઓને ભલે પ્રાપ્ત કરે, પરંતુ તે આત્માનો અસલ સ્વભાવ 'ચૈતન્ય' તો દરેક ગતિમાં અને દરેક સ્થિતિમાં અવશ્યં વિદ્યમાન હોય છે.

આત્મા વ્યાપક નથી, કેમકે બીજાં દ્રવ્યાન્તર અસાધારણ સામાન્ય રૂપે હોવા છતાં અનેક હોવાથી, ઘટ વિગેરેની જેમ. અહિં એક દ્રવ્યથી અન્ય દ્રવ્યને દ્રવ્યાન્તર સમજવાનું છે, અથવા બીજી રીતે પણ અનુમાન થઇ શકે—

આત્મા આકાશ વિગેરેની માફક વ્યાપક નથી, કેમકે આકાશ, કાળ, દિશા વિગેરેથી ભિન્ન હોવા છતાં ઘટ વિગેરેની જેમ દ્રવ્યપણું હોવાથી.

આત્મા પરમમહત્ત્વ પરિમાણનું અધિકરણ નથી, કારણ કે ચેતન હોવાથી; જે પરમમહત્ત્વનું અધિકરણ હોય તે ચેતન હોઇ શકે નહિ, આકાશ વિગેરેની જેમ. ઇત્યાદિ અનુમાનથી પણ આત્માની વ્યાપકતાનું નિરાકરણ થઇ જાય છે.

તેઓના આગમના પ્રણેતા અનાપ્ત હોવાથી તેઓનું આગમ તો પ્રમાણરૂપ થઇ શકશે નહિ. આત્માની વ્યાપકતા સિદ્ધ કરવામાં ઉપમાન પ્રમાણ પણ સહાયક થઇ શકશે નહિ. કારણ કે-આત્મા અમૂર્ત હોવાથી તેને ઉપમાન આપી શકાય તેમ નથી. આવી રીતે કોઇ પણ પ્રમાણથી આત્મા વ્યાપક સિદ્ધ થતો નથી.

નૈયાયિક મતમાં આત્માની વ્યાપકતા તો એક બાજૂએ રહી, પ્રથમ આત્માની જ સિદ્ધિ કયાં થઇ શકે તેમ છે ? આત્માની સિદ્ધિમાં જ્ઞાન વિગેરે ગુણો તો પ્રમાણરૂપે ઉપયોગી થઇ શકે તેમ નથી, કેમકે તે જ્ઞાન વિગેરે ગુણોને તો તેઓ

પર્યાયનો ત્યાગ તે મરણ અને ઉત્તર પર્યાયને પ્રાપ્ત કરવા તે જન્મ. આ પર્યાયો નિત્યવાદિયોના મતમાં ખપુષ્પ જેવા છે. આવી રીતે કૂટસ્થ નિત્યસ્વરૂપ આત્મા વિગેરે પદાર્થોને માનનારાઓના મતમાં જન્મ, મરણનો અભાવ થવાનો. અને તેનાં વિના સંસાર, બન્ધ, મોક્ષ વિગેરેની વ્યવસ્થાનો વિનાશ થશે.

હું સુખી, હું દુઃખી, હું ઘટ વિગેરેને જાણું છું.' ઇત્યાદિ અહંશબ્દવિષયક પ્રતીતિ શરીરાવચ્છિન્ન આત્મામાં જ થઇ શકે છે, અન્યત્ર થતી નથી. આત્માને જો વ્યાપક માનવામાં આવે તો સર્વને સર્વ સ્થળે તેવા પ્રકારની પ્રતીતિ થવી જોઇએ. એકના સુખે અન્ય સુખી થવા જોઇએ અને એકના દુઃખથી અન્ય દુઃખી થવા જોઇએ, એકના ભોજન કરવાથી ભોજન નહિ કરનારા અન્યને પણ ક્ષુધાની શાન્તિ થવાનો પ્રસંગ આવશે. એકના સૂવા, ઉઠવા, બેસવા, ચાલવાથી અન્યને પણ તે ક્રિયાઓ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. આવી રીતે સર્વ ક્રિયાઓમાં વ્યવહારમાં સંકરદોષ ઉપસ્થિત થશે. અથવા આત્માને સર્વત્ર વ્યાપક માનવાથી આત્મા સર્વત્ર વ્યાપી થઇ જવાથી કાંઇ પણ ક્રિયા થઇ શકશે નહિ. આ દોષના નિવારણમાં એમ કહેવામાં આવે કે—' શરીરની ભિન્નતા હોવાથી એ દોષ આવી શકશે નહિ. ' તો પછી શા માટે આત્માને વ્યાપક માનવો ? આત્માને વ્યાપક ન માનવામાં આવે તો શો દોષ ? આત્માને સર્વથા નિત્ય માનવામાં પ્રત્યક્ષ પ્રમાણથી વિરોધ દર્શાવ્યો. અનુમાન પ્રમાણથી વિરોધ હવે બતાવવામાં આવે છે—

गतानुगतिको लोकः कुमार्गं तत्प्रतारितः ।
मा गादितिच्छलादीनि प्राह कारुणिको मुनिः ॥२॥"

ભાવાર્થઃ—દુઃખ પૂર્વક શીખેલ કુતર્કોના અંશથી જેઓનાં મુખો વાચાળ થએલાં છે, એવા વિતંડાવાદના આડંબરથી વિભૂષિત થયેલા વાદિયો અન્યથા ( જો છળ વિગેરેનો ઉપયોગ ન કરવામાં આવે તો ) કેવી રીતે જીતી શકાય ? 'ગતાનુગતિક લોકસમૂહ તેઓથી ઠગાઇને કુમાર્ગમાં ન જાય ' એવા હેતુથી કરૂણાવંત ઋષિજીયે છળ વિગેરે કહેલ છે.

આમ છળ વિગેરે કરવામાં કોઇ દોષ નથી, કિન્તુ લાભઃ જ છે. આવી મહર્ષિની મોક્ષોપયોગિની શિક્ષા છે. નૈયાયિકો પ્રથમ દર્શાવેલ ૧૬ પદાર્થોના તત્ત્વજ્ઞાનથી મોક્ષ માને છે, પરંતુ વાસ્તવિક સ્વરૂપ વિચારીએ તો તે ૧૬ પદાર્થોમાંથી પ્રત્યેકનું જ્ઞાન અથવા સમુદાયનું જ્ઞાન મોક્ષ આપવામાં કારણભૂત થઇ શકે નહિ, એમ સ્પષ્ટ સમજી શકાય તેમ છે. કેમકે ફક્ત એકલા જ્ઞાનમાત્રથીજ મુક્તિ થઈ શકતી નથી. જો એમ જ મુક્તિ થતી હોય તો તપ, જપ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ, સંન્યસ્તાવસ્થા વિગેરે ક્રિયા અનુષ્ઠાનો નિષ્ફળ થવાથી તેને કોઇ આદર આપેજ નહિ.

કદાચ તેઓ ( નૈયાયિકો ) તરફથી એમ કહેવામાં આવે કે—' અમો કાંઇ ક્રિયાનો નિષેધ કરતા નથી, તત્ત્વજ્ઞાન

આત્માથી ભિન્ન હોવાનું માને છે. જે જેનાથી સર્વથા ભિન્ન હોય, તે તેનો ગુણ છે એમ કેમ કહી શકાય ? જેમ ઊંટ ગર્દભથી ભિન્ન હોવાથી તેને તેનો ગુણ માની શકાતો નથી તેમ જ્ઞાન વિગેરે ગુણોને આત્માથી ભિન્ન માની તે તેના ગુણો છે, એમ કહેવાનું સાહસ કરી શકાય નહિ. આમ જ્યારે આત્માનો જ અભાવ થઇ જાય છે, ત્યારે પ્રમાણ, પ્રમેય વિગેરે પદાર્થોના પરિજ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ કોને થવાની ? એ વિચારવા લાયક થઇ પડશે. જ્ઞાન વિગેરે આત્માના ગુણો છે અને તે તેનાથી કથંચિદ્ અભિન્ન તથા ભિન્ન છે. એ 'જૈનદર્શન' માં સવિસ્તર જણાવવામાં આવશે.

નૈયાયિકમતપ્રવર્તક મહર્ષિએ છળ, જાતિ, નિગ્રહસ્થાન, જલ્પ કથા, વિતંડાવાદ, હેત્વાભાસ વિગેરેને પણ મોક્ષનાં અંગરૂપ માની અન્ય વાદિયોનો પરાજય કરવામાં તેનો ઉપયોગ કરવા સુશિષ્યોને શિખવ્યું છે. તત્ત્વાતત્ત્વનો વિચાર કર્યા સિવાય કેવળ શુષ્ક બકવાદને વિતંડાવાદ કહેવામાં આવે છે, તે અને બીજા છળ વિગેરે કે જેનું સ્વરૂપ પ્રથમ જણાવ્યું છે; તેનો ઉપદેશ કરનારા ભવાભિનન્દિયોને પણ 'પરમકારૂણિક' વિશેષણવિશિષ્ટ કરવા એ અગાધ બુદ્ધિમત્તાનું કામ છે.

નૈયાયિકોના છળ વિગેરે કથનનો હેતુ દર્શાવનારા શ્લોકો આ સ્થળે ટાંકવા ઉચિત છે, તે આ પ્રમાણેઃ—

" दुःशिक्षितकुतर्कांशलेशवाचालिताननाः ।
जेतुं किमन्यथा शक्या वितण्डाटोपमण्डिताः ? ॥१॥

ઇંદ્રિયાર્થનો ફળમાં અન્તર્ભાવ થઇ જાય છે. પ્રેત્યભાવ તથા અપવર્ગ વિગેરે આત્માના પરિણામાન્તર રૂપ હોવાથી આત્માથી ભિન્ન કહી શકાય નહિ. આમ પ્રમેયના ૧૨ ભેદમાંથી એ પણ પ્રમેય રૂપે સિદ્ધ થઇ શકતો નથી.

પ્રમેયનું વાસ્તવિક સ્વરૂપ વિચારીએ તો દ્રવ્ય પર્યાય સિવાય અન્ય કાંઇ પ્રમેય ન હોઇ શકે. તેઓએ માનેલા સંશયે વિગેરે તત્ત્વો પણ તત્ત્વાભાસ છે. તે સર્વ તત્ત્વોનું અવલોકન પ્રથમ કરેલું હોવાથી અહિં તેનું પુનઃ પિષ્ટપેષણ કરી ગ્રન્થગૌરવ કરવા અમારી ઇચ્છા નથી.

## શું આત્મા સર્વવ્યાપક છે ?

આત્મા વ્યાપક છે, એવી નૈયાયિકોની માન્યતા ઉપર પૂર્વે લખાઇ ગયેલું હોવા છતાં પુનઃ તે વિષયને વિશેષ દૃઢતાથી પ્રતિપાદન કરવાનો અમારો એજ ઉદ્દેશ છે કે–સત્ય તત્ત્વ ઉપર સારી રીતે વિચાર કરવાની વારંવાર આવશ્યકતા છે. એથીજ રહસ્ય સમજી શકાય, એવા ગહન વિચારણીય વિષયને મધ્યસ્થ બુદ્ધિથી વિચારતાં જિજ્ઞાસુઓને સત્ય જ્ઞાન થાય છે.

આત્માને સર્વવ્યાપક ન માનતાં શરીરવ્યાપક માનવો જોઇએ. જેમ રૂપ વિગેરે ઘડાના ગુણો ઘડાથી બહાર માલૂમ પડતા નથી, તેમજ ચૈતન્ય વિગેરે આત્માના ગુણો પણ દેહ પરિમાણ આત્માથી અન્યત્ર પાષાણ વિગેરેમાં જોવામાં

પૂર્વક ક્રિયા કરવાથી મોક્ષ થાય છે, એમ અમારી માન્યતા છે;' એ કથન સત્ય છે; પરંતુ તફાવત ફક્ત આટલોજ રહે છે કે—જેને તત્ત્વ તરીકે આપે માનેલ છે, તેમાંથી એક પણ પદાર્થ તત્ત્વરૂપ ઘટી શકતો નહિ હોવાથી તે પદાર્થોના જ્ઞાનને તત્ત્વજ્ઞાન કહી શકાય નહિ; એથી એવા તાત્વિકજ્ઞાન વિનાની ક્રિયાથી મોક્ષ કેમ મેળવી શકાય ? પ્રમાણની પર્યાલોચના તો થઇ ગઇ. હવે પ્રમેય પદાર્થ તપાસીએ—

નૈયાયિકો, આત્મા ૧, શરીર ૨, ઇંદ્રિય ૩, અર્થ ૪, બુદ્ધિ ૫, મન ૬, પ્રવૃત્તિ ૭, દોષ ૮, પ્રેત્યભાવ ૯, ફળ ૧૦, અને અપવર્ગ ૧૨. આ પ્રમાણે પ્રમેયના બાર ભેદો જણાવે છે, પરંતુ તેમાંથી શરીર, ઇંદ્રિય, બુદ્ધિ, મન, દોષ, ફળ અને દુઃખ એ ૭ નો સમાવેશ કથંચિત્ આત્મામાં થઇ શકે તેમ છે. કેમકે સંસારી આત્મા શરીર સાથે તાદાત્મ્ય સંબંધ ધરાવે છે. આત્માને પહેલાં પ્રમાતા ઠરાવી પછી પ્રમેયમાં ગણાવવો તે પણ યુક્ત નથી. ઇંદ્રિય, બુદ્ધિ, અને મન એ ત્રણે પ્રમિતિના સાધન–કારણરૂપ હોવાથી પ્રમાણરૂપ થઇ શકે, પરંતુ પ્રમેય કેમ કહી શકાય ? દોષ એ રાગ, દ્વેષ અને મોહરૂપ હોવાથી સંસારી આત્માથી કથંચિત્ અભિન્ન છે. મન, વચન, કાયાની શુભાશુભ પ્રવૃત્તિથી થતું શુભાશુભ ફળ પ્રવૃત્તિથી ભિન્ન કહી શકાય નહિ. પ્રવૃત્તિ, રાગ, દ્વેષ અને મોહરૂપ હોવાથી દોષથી ભિન્ન ન ગણાવવી જોઇએ. દુઃખ એ મનના વ્યાપારરૂપ છે; મન જ પ્રમેયરૂપ થઇ શકતું નથી, એમ ઉપર જણાવ્યું છે; તો દુઃખ પ્રમેય કેમ થઇ શકે ? શબ્દ વિગેરે

કદાચ ઉપર જણાવેલ અનુમાનની વ્યાપ્તિમાં આ પ્રમાણે વિરોધ દર્શાવવામાં આવે કે–'આત્માનો 'અદૃષ્ટ' નામનો વિશેષ ગુણ સર્વ ઉત્પન્ન થતા પદાર્થોમાં નિમિત્ત માત્ર છે, જો એમ ન હોય તો અન્ય દ્વીપમાં રહેલ કનક, રત્ન, ચંદન, અંગના વિગેરે અમુક નિયમિત પ્રદેશમાં રહેલ પુરૂષને ઉપભોગ યોગ્ય કેમ થઇ શકે? આમ આત્માનો ગુણ સર્વત્ર રહેતો હોવાથી આત્માને સર્વ વ્યાપી કેમ ન માનવો?' એ વિરોધના પરિહારમાં સમજવું જરૂરનું છે કે અદૃષ્ટ નામના આત્માના ગુણને સર્વત્ર સિદ્ધ કરવામાં કાંઇ પણ સાધન નહિ હોવાથી આત્માને સર્વ વ્યાપક મનાવવાનો પ્રયાસ નિષ્ફળ છે.

'અગ્નિનું ઉર્ધ્વજ્વલન, વાયુનું તિર્યગ્ગમન વિગેરેમાં 'અદૃષ્ટ' કારણ છે.' આવું કથન ઉચિત નથી, કેમકે તેમાં તો લઘુ, ગુરુ, ગુરુલઘુ, અગુરુલઘુ, વિગેરે ગુણો કારણ છે, અથવા સ્વભાવ જ કારણ છે. જેમ કે–અગ્નિમાં બળવાનો સ્વભાવ છે. જ્ઞાન, બુદ્ધિ વિગેરે આત્માના ગુણો શરીર વ્યાપક આત્મામાં જ જણાતા હોવાથી એ ગુણોવાળા આત્માને દેહસ્થ ન માનતાં સર્વવ્યાપક શા માટે માનવો? શરીરાવચ્છિન્ન આત્માને જ મુક્તિ મળી શકે, પરંતુ સર્વવ્યાપક આત્માને મુક્તિ મળી શકે નહિ.

## મુક્તિ—મીમાંસા.

નૈયાયિકો એમ માને છે કે–"મુક્તાવસ્થામાં આત્માના નવ વિશેષ ગુણોનો સંતાન અત્યંત નાશ પામે છે, કેમકે તે

આવતા નથી. કદાચ પ્રતિપક્ષ તરફથી એમ કહેવામાં આવે કે—'પુષ્પ વિગેરેમાં રહેલા ગંધ વિગેરે ગુણો પોતાના સ્થાનનો ત્યાગ કરી અન્યત્ર પણ જોવામાં આવે છે.' તે યુકત નથી. કેમકે પુષ્પ વિગેરેના ગંધ વિગેરે ગુણો પોતાના ગુણોનો ત્યાગ કરી અન્યત્ર જતા નથી, કિંતુ તેવા પ્રકારના ગંધવાળાં પુદ્ગલો (ગુણ) જે વૈસસિકી અથવા પ્રાયોગિકી ગતિવડે અન્યત્ર જાય છે. આથી પણ એજ વિશેષ સ્પષ્ટ થાય છે, કે જ્યાં જ્યાં ગુણો ઉપલબ્ધ થાય-જોવામાં આવે ત્યાં ત્યાં તેઓનો આધાર-ગુણી અવશ્ય હોય છેજ.

'ભિન્ન દેશમાં રહેલા મંત્રો સેંકડો યોજન દૂર રહીને પણ આકર્ષણ—ઉચ્ચાટન વિગેરે કરે છે. તો મંત્ર વિગેરે ગુણિના આકર્ષણ ઉચ્ચાટન વિગેરે ગુણો આવી રીતે ગુણિનો ત્યાગ કરી અન્યત્ર પણ જ્યારે જોવામાં આવે છે ત્યારે ગુણિનો ત્યાગ કરી ગુણો અન્યત્ર હોઇ શકે જ નહિ. એ નિયમનું નિશ્ચળ કયાં રહે છે?' આમ પ્રતિપાદન કરનારે ધ્યાનમાં રાખવું જોઇએ કે—આકર્ષણ-ઉચ્ચાટન વિગેરે ખાસ મંત્રોના ગુણો નથી, પરંતુ મંત્રોના અધિષ્ઠાયક દેવોનો તે મહિમા છે. અસાધારણ શકિત ધરાવનાર દેવો પોતાના સામર્થ્યથી તેમ કરે તેથી અમારા કથનમાં દોષને અવકાશ મળતો નથી.

આત્મા સર્વ વ્યાપક નથી, કારણ કે તેના ગુણો સર્વત્ર ઉપલબ્ધ થતા નથી; જેના ગુણો સર્વત્ર ઉપલબ્ધ થતા ન હોય તે સર્વવ્યાપી કહી શકાય નહિ, જેમ ઘટ વિગેરે.

વાસ્તવિક સ્થિતિ તપાસીએ તો સ્યાદ્વાદવાદિયોના મંતવ્ય પ્રમાણે કોઇ પણ સ્થળે કોઇ પણ વસ્તુનો અત્યંત ઉચ્છેદ ઘટતો નથી. દ્રવ્યસ્વરૂપે આપેલ હેતુ વિરુદ્ધ છે. એમ પણ કેમ ન કહી શકાય ? માટે નૈયાયિકોના પૂર્વોક્ત અનુમાન પ્રમાણે મુક્તાવસ્થામાં આત્માના જ્ઞાન વિગેરે ગુણોનો અત્યંત ઉચ્છેદ થવાથી આત્મા નિર્ગુણ થઇ જાય છે. એવી માન્યતા સિદ્ધ નહિ થતી હોવાથી ત્યાજ્ય છે.

નૈયાયિકો ' नहि वै सशरीरस्य प्रियाप्रिययोरपहतिरस्ति ' ' अशरीरं वा वसन्तं प्रियाप्रिये न स्पृशतः ' ભાવાર્થઃ–' શરીરધારિને પ્રિયાપ્રિય-સુખ-દુઃખનો અભાવ નથી હોતો અને અશરીરી મુક્તાત્માને પ્રિયાપ્રિય-સુખ-દુઃખ સ્પર્શ કરી શકતાં નથી. ' આ શ્રુતિયોનું પ્રમાણ આપી મુક્તાત્માને સર્વથા સુખ-દુઃખ ન હોવાનું માને છે. એ માન્યતા તરફ દૃષ્ટિપાત કરીએ—

સૂક્ષ્મદૃષ્ટિથી ઉપર સૂચવેલ શ્રુતિ પર ધ્યાન આપીશું તો સહેજ સમજી શકાશે કે-તેમાં અમુક્તાત્માને જે સુખ—દુઃખોનો અભાવ જણાવવામાં આવ્યો છે; તે એક બીજા સાથે સંબંધ ધરાવતાં અદૃષ્ટના પરિપાકથી ઉત્પન્ન થયેલાં વિષયજન્ય સાંસારિક સુખ-દુઃખો જ સમજવાં જોઇએ; જેમ વિષમિશ્રિત અન્નમાંથી વિષનો ત્યાગ કરી ફક્ત અન્નનો ઉપયોગ કરી શકાતો નથી, તેમ દુઃખમિશ્રિત સાંસારિક સુખમાંથી દુઃખનો ત્યાગ કરી ફક્ત સુખને જ ગ્રહણ કરી

સંતાન રૂપ છે, પ્રદીપના સંતાનની જેમ, જે જે સંતાન હોય છે, તેનો અત્યંત નાશ થાય છે. જેમ પ્રદીપના સંતાનો-થાય છે; તેમ અહિ પણ બને છે. વિશેષતઃ—જ્યાં સુધી આત્માના વાસના-રૂપ વિશેષ ગુણોનો ઉચ્છેદ ન થાય ત્યાં સુધી આત્યંતિક દુઃખની વ્યાવૃત્તિ થઇ શકે નહિ. સંસારરૂપી સ્તંભના મૂલભૂત ધર્માધર્મથી જ સુખ-દુઃખનો સંભવ રહે છે, જ્યારે તે ધર્માધર્મનો જ ઉચ્છેદ થઇ જાય; ત્યારે તેનું કાર્ય-શરીર વિગેરે ક્યાંથી હોઇ શકે ? શરીરના અભાવમાં આત્માને સુખ-દુઃખ ન જ હોઇ શકે. સારાંશ એજ છે કે—આત્માના ગુણોનો ધ્વંસ એ જ અપવર્ગ છે. ”

ઉપર્યુક્ત નૈયાયિકોનું કથન કેટલે અંશે યુક્ત છે ? એ વિચારીએ. ઉપર જે સંતાન નામનો હેતુ દર્શાવવામાં આવ્યો છે, તે સંતાન શું સ્વતંત્ર અપરાપરની ઉત્પત્તિરૂપ છે ? અથવા એકનો આશ્રય લેનાર એક બીજાની ઉત્પત્તિરૂપ છે. ? આ બે પક્ષમાંથી જો પ્રથમ પક્ષ સ્વીકારવામાં આવે તો વ્યભિચાર દોષ આવશે. કેમકે-એક પછી એક ઉત્પન્ન થતા ઘટ, પટ વિગેરે પર્યાયોમાં પણ સંતાનત્વ તો છે, પરંતુ તેનો અત્યંત ઉચ્છેદ થતો નથી. જો બીજો પક્ષ માનવામાં આવે તો તેવું સંતાનત્વ પ્રદીપમાં પણ નથી અને કથંચિત્ સાધ્ય તો ત્યાં પણ છે. તથા વ્યભિચાર દોષ પણ ઉપસ્થિત થવાનો. કેમ-કે—પરમાણુમાં પાકથી ઉત્પન્ન થયેલ રૂપ વિગેરેમાં તેવા પ્રકારનું સંતાનત્વ હોવા છતાં અત્યંત ઉચ્છેદરૂપ સાધ્ય નથી.

ભાવાર્થ:—જ્યાં બુદ્ધિગ્રાહ્ય, અતીન્દ્રિય, આત્યંતિક અને અકૃત આત્માઓથી દુર્લભ એવું સુખ હોય છે; તેને મોક્ષ જાણવો.

કદાચ એમ કહેવામાં આવે કે-"अयं रोगाद् विप्रमुक्तः सुखी संजातः" અર્થાત્ "આ મનુષ્ય રોગથી મૂકાયો એથી સુખી થયો: આવા વાકયની જેમ આ સ્થળે સુખ શબ્દ ફકત દુઃખના અભાવનો જ વાચક છે, તો તે યુકત નથી. કેમકે આ સ્થળે વપરાયેલ સુખ શબ્દ મુખ્ય સુખનો વાચક છે. આત્યંતિક અને અતીન્દ્રિય એવાં વિશેષણો જ એ અર્થને પુષ્ટિ આપે છે.

જે મોક્ષમાં સુખનું સંવેદન ન હોય, જ્યાં જ્ઞાન વિગેરે આત્માના ગુણોની વિદ્યમાનતા ન હોય; તેવા મોક્ષ માટે બુદ્ધિશાલી મનુષ્યોની પ્રવૃત્તિ કેમ થઇ શકે ? ગૌતમ મહર્ષિ પણ એથી જ કહે છે કે:—

" वरं वृन्दावने रम्ये क्रोष्टृत्वमभिवाञ्छितम् ।
न तु वैशेषिकीं मुक्तिं गौतमो गन्तुमिच्छति ॥ १ ॥ "

ભાવાર્થ:—રમણીય વૃંદાવનમાં શિયાળપણું ચાહવું શ્રેઠ છે, પરંતુ ગૌતમ ઋષિ [1]વૈશેષિક લોકોથી મનાતી મુક્તિને પ્રાપ્ત કરવા ઇચ્છતા નથી. મુક્તિના વિષયમાં બન્નેનો સરખો અભિપ્રાય હોવાથી આ શ્લોક અહિં ટાંકવામાં આવ્યો છે.

એ તો સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે–મુક્તાવસ્થામાં

१ નૈયાયિકોની મુક્તિ પણ વૈશેષિકોના મતને મળતી છે.

શકાતું નથી. દુઃખના ત્યાગમાં સાંસારિક સુખનો પણ ત્યાગ કરવો પડે છે, અને સાંસારિક સુખનો ત્યાગ કરતાં તેની સાથે સંબંધ ધરાવનાર દુઃખનો પણ ત્યાગ થઈ જાય છે જ. કેમકે સાંસારિક સર્વ સુખઃદુઃખો વેદનીય કર્મના વિપાકરૂપ છે, તે કર્મનોજ જ્યારે સર્વથા નાશ કરી નાંખવામાં આવે; ત્યારે તે કર્મથી ઉત્પન્ન થનાર સાંસારિક સુખ-દુઃખો સંભવી શકે નહિ. એ બુદ્ધિગમ્ય યુક્તિયુક્ત કથન છે, પરંતુ વેદનીય કર્મનો ક્ષય થવાથી ઉત્પન્ન થનાર, ક્ષાયિક, વિષયો સાથે સંબંધ ન ધરાવનાર, પારમાર્થિક, નિરતિશય, અનપેક્ષ, અક્ષય, અનન્ત, ઐકાન્તિક, આત્યંતિક, આત્મિક સુખ હોવાનો નિષેધ કેમ કરી શકાય ?

સાંસારિક સુખ જેમ દુઃખમિશ્રિત-દુઃખ સાથે સંબદ્ધ હોય છે, તેમ પારમાર્થિક સુખ માટે નથી. તે સુખ સાથે દુઃખનો બિલકુલ અંશ હોતો નથી. કેમકે સાંસારિક સુખ-દુઃખ શારીરિક હોય છે. અને મુક્તવસ્થાનું સુખ એ ફક્ત આત્મિક હોય છે. શરીર સાથે સંબંધ ધરાવનાર દુઃખમિશ્રિત સુખ શરીરના નાશ સાથે નાશ પામે છે. સાંસારિક સુખ-દુઃખનું મૂળ શરીર મુક્તાવસ્થામાં હોતું નથી. તેથી તે શરીરાશ્રિત સુખ-દુઃખ પણ મુક્તિમાં હોતાં નથી, કિંતુ અક્ષય આત્યંતિક આત્મિક સુખ તો અવશ્ય હોય છે જ. આ કથનને સ્મૃતિ પણ ટેકો આપે છે.

" सुखमात्यन्तिकं यत्र बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
तं वै मोक्षं विजानीयाद् दुष्प्रापमकृतात्मभिः " ॥ १ ॥

સુખની પ્રાપ્તિ માટે જ હોય છે. જેમ પ્રાણિયોને સાંસારિક સ્થિતિમાં સુખ ઇષ્ટ છે અને દુઃખ અનિષ્ટ છે; તેમ મોક્ષમાં પણ દુઃખની નિવૃત્તિ ઇષ્ટ છે, પરંતુ સુખની નિવૃત્તિ ઇષ્ટ નથી. મુક્તિમાં જો આત્મિક સુખ ન હોય તો લોકોની પ્રવૃત્તિ તે મેળવવા તરફ થાય નહિ, છતાં થાય છે. માટે મોક્ષમાં અ-વૈષયિક આત્યંતિક સુખ હોય છે જ. એમ માનવું જોઇએ.

" જો સુખ સંવેદનરૂપ મોક્ષ માનવામાં આવે, તો તેના ઉપર રાગ થાય અને રાગ તો બંધનરૂપ હોવાથી રાગી મનુષ્યને મોક્ષ કેવી રીતે મળી શકે ? એવા હેતુથી સુખ સંવેદન રૂપ મોક્ષ માનવામાં આવતો નથી. " નૈયાયિકોનું આવું કથન ન્યાય્ય નથી, કેમકે–વિષયાદિકની પ્રવૃત્તિમાં હેતુભૂત સાંસારિક સુખમાં રાગ ધારણ કરવો તે જ બંધનરૂપ થઇ શકે. પરંતુ મોક્ષ સંબંધિ સુખ તરફ રાગ તો સાંસારિક સુખની નિવૃત્તિમાં કારણભૂત હોવાથી બંધનરૂપ કેમ કરી શકાય ? મોક્ષની સ્પૃહારૂપ રાગ પણ જ્યાં સુધી પરમોત્કૃષ્ટકોટિ–ક્ષપકશ્રેણિમાં આરુઢ ન થાય ત્યાં સુધીજ રહી શકે છે. તેવી ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થતાં તત્કાળ તેવો રાગ પણ સ્વયં દૂર થઇ જાય છે. એથીજ ' मोक्षे भवे च सर्वत्र, निःस्पृहो मुनिसत्तमः ' એવાં વાક્યો દૃષ્ટિગોચર થાય છે. એથી સુખસંવેદનરૂપ મોક્ષ માનવામાં રાગ વિઘ્નરૂપ થઇ શકતો નથી એ સ્પષ્ટ છે. ( સત્ય રૂપી સૂર્ય તરફ રાગની આશંકારૂપી યદ્વાતદ્વા ધૂલિપ્રક્ષેપ વ્યર્થ થાય છે. ) ખરૂં જોતાં તો દુઃખનિવૃત્તિરૂપ મોક્ષ માનનારાઓના મતમાંજ એ દોષ ઘટી શકે છે. કેમકે જ્યાં સુધી

પાષાણ જેવા જડ રૂપ જ બની જવાનું હોય, તેના કરતાં તો લોકો સંસારને જ વધારે પસંદ કરે કે-જ્યાં દુઃખ સાથે પણ વચ્ચે વચ્ચે સુખનો આસ્વાદ અને જ્ઞાનનો અનુભવ મળે છે. અલ્પમતિ પણ બિલકુલ સુખ ન હોય તેવા સ્થાનમાં જવા કરતાં અલ્પસુખવાળા સ્થાનમાં રહેવાનું ચાહે, એ સ્વાભાવિક છે.

નૈયાયિકો ઉપરના કથનનું આવી રીતે સમાધાન કરે કે- "સંસારમાં દુઃખ વિનાનું ફક્ત એકલું સુખ તો મળી શકતું નથી જ, દુઃખ અવશ્ય ત્યાગ કરવા લાયક છે. દુઃખમિશ્રિત સુખમાંથી પૃથક્કરણ કરી એકલા દુઃખનો જ ત્યાગ થઇ શકે તેમ નથી. આવી આવશ્યકતા હોવાથી દુઃખ સાથે સુખનો પણ ત્યાગ કરવો પડે છે. સર્વથા દુઃખનો ઉચ્છેદ કરવા જતાં સ્વલ્પ સુખની આહુતી આપવી પડે; એ પણ શ્રેષ્ઠ જ ગણી શકાય. એવો કોણ મંદમતિ હોય કે-જે સ્વલ્પ સુખ ખાતર અગણિત દુઃખ સહન કરે ? એથી સર્વથા સુખ-દુઃખ વિનાનો મોક્ષ ઇચ્છવા યોગ્ય છે જ."

મધુથી ખરડાયેલ તરવારની જેવું સાંસારિક સુખ દુઃખ રૂપ હોવાથી ત્યાગ કરવા લાયક છે, તેથી મુમુક્ષુઓ ત્યાગ કરે પણ છે; પરંતુ તેઓ ભવિષ્યમાં મળનાર આત્યંતિક સુખને લક્ષ્યમાં રાખીને જ ત્યાગ કરે છે. વિષયનિવૃત્તિથી ઉત્પન્ન થનાર, સ્વસંવેદ્ય, અનુભવસિદ્ધ એવું સુખ જો મોક્ષમાં ન હોય તો એ મોક્ષને લોકો ચાહતાં વિચાર કરે. વિષમિશ્રિત મધુ સદૃશ સુખને ત્યાગ કરવાની આકાંક્ષા પણ વાસ્તવિક

સમજમાં આવી જાય તો લગાર માત્ર વિરોધ રહી શકે નહિ જેમકે ઇચ્છા અને દ્વેષ એ બન્ને મોહરૂપ મનાય છે, તેનો મુક્તાવસ્થામાં મોહનો વિનાશ માને છે. અજરામર સ્થાનમાં જનાર આત્મા કૃતકૃત્ય હોવાથી તેને ક્રિયા વ્યાપારરૂપ પ્રયત્ન હોતો નથી, એમ સ્યાદ્વાદવાદિયો સ્વીકારે છે; છતાં વીર્યાન્તરાયના ક્ષયથી ઉત્પન્ન થતું અનન્ત સામર્થ્ય તો મુક્તાવસ્થામાં અવશ્ય મનાય છે. સંસ્કાર તો મતિજ્ઞાનરૂપ હોવાથી મોહના વિનાશમાંજ વિનષ્ટ થઇ જાય છે. સારાંશ એટલોજ છે કે મોક્ષમાં આત્માના ક્ષાયિક ગુણો અવશ્ય રહે છે. સત્યતત્ત્વ જિજ્ઞાસુ વિચારક વર્ગને આ ગ્રંથમાંથી કાંઇક જાણવાનું જરૂર મળશે. એ સત્યતત્ત્વને દર્શાવી સ્વપરનું હિત સધાવવામાં આ ગ્રંથ કોઇ પણ અંશે ઉપકારક નીવડશે તો હું મ્હારા પરિશ્રમની સફલતા માનીશ. મધ્યસ્થ સજ્જનો આ ગ્રંથથી શ્રેય સાધો. એજ આકાંક્ષા સાથે વિરમવામાં આવે છે. ॐ શાન્તિઃ ।

આઠમો પ્રસ્તાવ સમાપ્ત.

દુઃખની નિવૃત્તિ કરવા કષાયકલુષિત ભાવ–દ્વેષ હોય, ત્યાં સુધી મોક્ષ કેમ મળી શકે ? કારણ કે–દ્વેષ સંસારમાં પતન કરાવે છે. તેથી ' સમસ્ત કર્મોનો ક્ષય એજ મોક્ષ છે. ' એમ માનવામાં દોષને લેશ પણ અવકાશ મળતો નથી.

સ્યાદ્વાદવાદિયોને અમુક અપેક્ષાએ બુદ્ધિ વિગેરે ગુણોનો મુક્તાવસ્થામાં કથંચિત્ ઉચ્છેદ માનવામાં હાનિ નથી. નૈયાયિકો બુદ્ધિને જ્ઞાનના પર્યાયરૂપ કહે છે. સ્યાદ્વાદવાદિયો મતિ ૧, શ્રુત ૨, અવધિ ૩, મનઃપર્યવ ૪, અને કેવલજ્ઞાન ૫, એમ પાંચ પ્રકારનાં જ્ઞાન માને છે. તેમાંથી પ્રથમનાં ચાર જ્ઞાન ક્ષાયોપશમિક હોવાથી પંચમ ક્ષાયિક કેવળજ્ઞાન પ્રકટ થતાં નષ્ટ થઇ જાય છે. આવી રીતે નૈયાયિકોના મતને મળતા થઇ શકાય છે; પરંતુ કેવળજ્ઞાન તો ક્ષાયિક, નિષ્કલંક, આત્મસ્વરૂપ હોવાથી મુક્તાવસ્થામાં રહે છે જ.

## ઉપસંહાર.

' ધર્માધર્મ : ' અર્થાત્ ધર્મ અને અધર્મનો ક્ષય એજ મોક્ષ છે. મુક્તિમાં ધર્મ અને અધર્મનો અભાવ હોવાથી, તેનાથી ઉત્પન્ન થતાં સાંસારિક વૈષયિક સુખ–દુઃખો હોતાં નથી, પરંતુ વિષયોથી નિરપેક્ષ, પરમાર્થિક આત્યંતિક સુખ અવશ્ય હોય છે.

જેમ નૈયાયિકો મોક્ષમાં આત્માના વિશેષ ગુણોનો ઉચ્છેદ માને છે, તેમ જૈનો પણ અમુક અપેક્ષાએ માને છે. અપેક્ષા

ભાવાર્થઃ—યોગ અને આચારની વિભૂતિ દ્વારા જેણે મહેશ્વરને ખુશી કરીને વૈશેષિક શાસ્ત્ર બનાવેલ છે તે કણાદ ઋષિને નમસ્કાર થાઓ.

તથા તેજ ભાષ્યની પ્રસ્તાવનાના અગીઆરમાં પૃષ્ઠમાં આ પ્રમાણે પણ જણાવેલ છે-कणादाय मुनये स्वयमीश्वर-उलुकरूपधारी प्रत्यक्षीभूय द्रव्य-गुण-कर्म-सामान्य-विशेष समवायलक्षणं पदार्थ षट्कमुपदिदेश तदनु स महर्षिर्लोकानुकम्पया षट्पदार्थरहस्य प्रपञ्च न पराणि सूत्राणि रचयां चकार।

ભાવાર્થ-મહાદેવે પોતે કણાદ મુનિની અગાડી ઉલુક (ઘુવડ) નું રૂપ ધારણ કરીને દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય-આ છ પદાર્થનો ઉપદેશ કર્યો. ત્યાર બાદ તે મહર્ષિએ લોકોની અનુકંપાને લઇને છ પદાર્થના રહસ્યનો ફેલાવો કરવા સારૂ સૂત્રોની રચના કરી. આ ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે-મહાદેવે તો કેવળ છ પદાર્થનો નામ માત્રથીજ ઉપદેશ કરેલ છે, પરન્તુ તે પદાર્થોને સૂત્રમાં ગુમ્ફન કરી વિસ્તાર રૂપે સ્પષ્ટ સમજાવવાનું કામ તો મહર્ષિ કણાદે કરેલું છે. તે મહર્ષિ પશુપતિના ભક્ત હોવાથી તેમનું પાશુપત પણ બીજું નામ સમજવું. કણાદના જે શિષ્યો હોય તે કાણાદ કહેવાય છે.

હવે વૈશેષિક દર્શન નામ આપવાનું કારણ સમજાવવામાં આવે છે.

## प्रस्ताव नवमो.

वैशेषिक दर्शनकारे मानेला पदार्थोनुं आचार सहित आ प्रस्तावमां प्रतिपादन करवामां आवशे. जो के ईश्वर विषयनी मान्यता नैयायिकोना जेवीज होवाथी तेनुं अत्र विवेचन करवामां आवतुं नथी, तो पण सृष्टिसंहारनी विधिना प्रतिपादनद्वारा कंईक कहेवामां आवशे.

जगतनो कर्त्ता व्यापक सर्वज्ञ एवी जे कोइ व्यक्ति होय तेने अनादि अनन्त ईश्वररूपे समजवुं.

### कणाद ऋषिनी ओळखाण.

आ मतना प्रथम प्रचारक कणाद नामना महर्षि हता. तेओने कणाद नाम आपवामां एक दंतकथा पण श्रवणगोचर थाय छे. तेओ गलीओमां पडेला चोखा विगेरे धान्यमां कणोने एकठा करीने आहार करता होवाथी कणाद एवुं सार्थक नाम प्रचलित थयुं. तेज कणाद महर्षिनी अगाडी महेश्वरे उलूकना रूपथी आ मतनो प्रचार करेलो होवाथी आ दर्शनकुं नाम औलूक्य पण समजवुं. आज वातनी पुष्टि प्रशस्तपादभाष्यमा अन्तमो श्लोक पण करी आपे छे—

> योगाचारविभूत्या यस्तोषयित्वा महेश्वरम् ।
> चक्रे वैशेषिकं शास्त्रं तस्मै कणभुजे नमः ॥

( जुओ काशीमां छपायेल पृ. ३२९ ).

प्र.—અભાવ રૂપ માનવામાં તો અભાવમાં રૂપાદિ ગુણો તથા ગમનક્રિયા વિગેરે જે પ્રતીત થાય છે તે છેજ નહિ તો તેની ઉપપત્તિ કેવી રીતે કરશો ?

ઉ.—રૂપાદિ ગુણો તો વાસ્તવિક રીતે જોતાં એમાં છે જ નહિ, કિન્તુ ખાલી ભ્રાન્તિ જ છે.

પ્ર.—ભ્રાન્તિ તો ત્યાંજ હોઇ શકે કે જ્યાં ઉત્તરકાલમાં બાધજ્ઞાન થતું હોય. જેમકે પ્રથમ દૂરની દોરીની અન્દર સર્પજ્ઞાન થયું. જ્યારે તેની પાસે ગયા ત્યારે યથાર્થ દોરીનું જ્ઞાન થવાથી સર્પનું જ્ઞાન નિવૃત્ત થયું. તેવાજ સ્થલમાં પ્રથમના સર્પના જ્ઞાનને ઉત્તરકાલમાં થયેલ દોરીના જ્ઞાનની અપેક્ષાએ ભ્રાન્તિ રૂપ માની શકાય. પરન્તુ અન્ધકાર, છાયા વિગેરેમાં જે રૂપાદિ ગુણોનું તથા ગમનાગમન ક્રિયાનું જ્ઞાન થાય છે, તે જ્ઞાનને ભ્રાન્તિરૂપ ઠરાવવામાં કોઇપણ કાળમાં બાધકજ્ઞાન થતુંજ નથી. આ અન્ધકાર નીલરૂપવાળું નથી તથા આમાં શીત સ્પર્શ પણ નથી, કિન્તુ ઉષ્ણ સ્પર્શ છે. આવા પ્રકારનું બાધક છે જ નહિ. ત્યારે કહો કે એને ભ્રાન્તિ રૂપે માનવાનું શું કારણ છે, તથા કિરણાવલીકાર પણ અન્ધકારને દ્રવ્ય માનવામાં પ્રમાણભૂત છેઃ—तमः खलु चलं नीलं परापरविभागवत् प्रसिद्ध द्रव्य वैधर्म्यान्नवभ्यो भेत्तुमर्हति ।

ભાવાર્થઃ—અન્ધકાર ગમનક્રિયાવાળું તથા નીલરૂપ, પરત્વ, અપરત્વ અને વિભાગ વિગેરે ગુણ વાળું છે તથા પ્રસિદ્ધ દ્રવ્યોની સાથે વિધર્મતા હોવાથી નવ દ્રવ્યોથી અલગ માનવું જોઇએ.

વિશેષ એ છ પદાર્થનું પાંચમું તત્ત્વ છે, તે દરેક નિત્ય દ્રવ્યની ઉપર તથા એક પરમાણુ બીજા પરમાણુથી ભિન્ન છે: વિશેષ હોવાથી. આ પ્રકારે પરમાણુઓનું ભેદ જ્ઞાન કરાવવામાં કારણભૂત તરીકે **વિશેષ** પદાર્થ માનવામાં આવેલ છે તેના અવલંબનથી પ્રવૃત્તિ થયેલી હોવાથી આ દર્શનનું **વૈશેષિક** દર્શન નામ આપવામાં આવેલ છે. એ તો ઉપલક્ષણ હોવાથી છ પદાર્થોને માનવાવાળા વૈશેષિક કહેવાય અને તેનું જે દર્શન કહેતાં મન્તવ્ય, તે વૈશેષિક દર્શન કહેવાય.

આ દર્શનના સાધુઓના આચાર-વેષ વિગેરે નૈયાયિકોની માફકજ છે. એજ કારણથી પિષ્ટપેષણ કરવામાં આવતું નથી.

## તત્ત્વોનું નિરૂપણ.

द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां षण्णां पदार्थानां साधर्म्यवैधर्म्याभ्यां तत्त्वज्ञानं निःश्रेयसहेतुः ।

પ્રશસ્તપાદભાષ્ય પૃ. ૬ કાશીમાં છપાયેલ છે તે.

ભાવાર્થઃ—દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય-આ છ પદાર્થોનું સાધર્મ્ય-વૈધર્મ્ય દ્વારા જે તત્ત્વજ્ઞાન થાય, તેનેજ મોક્ષનું કારણ સમજવું. આ પ્રાચીન લોકોનું મન્તવ્ય છે. નવીન લોકો અભાવ સહિત સાત પદાર્થોનું સાધર્મ્ય વૈધર્મ્ય દ્વારા જે જ્ઞાન થાય તેને મોક્ષનું કારણ માને છે અને તે મોક્ષ પણ એકવીસ પ્રકારના દુખના ધ્વંસરૂપ સમજવો.

ઉત્ક્ષેપણ વિગેરે જો કે ગમનરૂપ હોવાથી તેઓનો પણ ગમનમાં અન્તર્ભાવ થઇ શકે છે તોપણ શિષ્યવર્ગને સ્પષ્ટરૂપે જ્ઞાન થાય એટલા માટે અલગ બતાવવામાં આવે છે.

## સામાન્યના ભેદો.

પર સામાન્ય અને અપર સામાન્ય એવી રીતે સામાન્યના બે ભેદ છે. 'द्रव्यं सत् गुणः सन् कर्म सत्' દ્રવ્ય છે, ગુણ છે અને કર્મ છે, એવો જ્યાં પ્રતિભાસ થાય ત્યાં આ ત્રણ પદાર્થની ઉપર સત્તાના સંબન્ધથી પર સામાન્ય માનવામાં આવે છે. એનુંજ મહા સામાન્ય બીજું નામ છે. દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ, તેમાં દ્રવ્યત્વ વિગેરે ધર્મો એક એક પદાર્થોમાં રહેલા હોવાથી અલ્પ વિષયને લઈને તેઓનું અપર સામાન્ય નામ આપવામાં આવે છે. પર સામાન્ય તો અનુવૃત્તિ તથા વ્યાવૃત્તિ રૂપ પણ છે.

## વિશેષના ભેદો.

નિત્ય દ્રવ્યની ઉપર રહેવાવાળા અને પરમાણુઓમાં એક બીજાના ભેદ જ્ઞાનમાં કારણ ભૂત જે હોય તે વિશેષ કહેવાય. તેના અનન્ત ભેદો છે. પરમાણુ વિગેરે જેટલા નિત્ય પદાર્થો તેટલા વિશેષો સમજવા.

## સમવાય.

એક બીજાને છોડીને નહિ રહેવાવાળા જે આધાર આધે-

## કર્મના ભેદો.

દ્રવ્યને ઓળખાવવા માટે બીજું પણ લક્ષણ છે. જે ગુણ અને ક્રિયાનો આધારભૂત તે દ્રવ્ય કહેવાય. આ લક્ષણ પણ બીજાઓમાં ઘટતું ન હોવાથી આથી અધિક દ્રવ્ય છેજ નહિ એ પણ ખૂબ ધ્યાનમાં રાખવું.

## અધિકની શંકા અને તેનું સમાધાન.

પ્રશ્ન—અન્ધકાર, છાયા વિગેરેમાં પણ દ્રવ્યનું જે લક્ષણ બાંધવામાં આવેલ છે તે સંપૂર્ણ રીતે ઘટે છે, તથા પ્રત્યક્ષ પ્રમાણથી નીલ રૂપ દ્વારા તેનું પ્રત્યક્ષ થતું હોવાથી અન્ધકાર, છાયાને દ્રવ્ય માનવામાં બાધક કોઇ છેજ નહિ. અનુમાન પ્રમાણ પણ તેમાં દ્રવ્યપણું સિદ્ધ કરી આપે છે. રૂપાદિ ગુણો હોવાથી પૃથ્વી વિગેરેની માફક શીત સ્પર્શ હોવાથી શીત સ્પર્શના આધારરૂપે એને દ્રવ્ય સમજવું. આ અન્ધકાર બીજો છે, આ એથી ન્યારો છે, એવા પ્રકારની ભિન્ન ભિન્ન પ્રતીતિને લઇને, આ અન્ધકાર ચાલ્યો ગયો, આ બીજો આવ્યો, વિગેરે ક્રિયાઓને લઇને પણ દ્રવ્ય માનવામાં લગાર માત્ર જ્યારે અડચણ નથી ત્યારે શા માટે એને જુદું દ્રવ્ય ન માનવું જોઇએ ?

ઉત્તર—અન્ધકાર, છાયા વિગેરેને તેજના અભાવ રૂપ માનવાથી સર્વ વ્યવહારની ઉપપત્તિ થાય છે, તો શા માટે જુદા પદાર્થ તરીકે અન્ધકાર, છાયાને માનવું જોઇએ ?

પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ આ પાંચમાં ભૂતપણું, જુદી જુદી બાહ્ય ઇન્દ્રિયથી ગ્રહણ કરવાપણું તથા વિશેષ ગુણરૂપ ધર્મોને રહેવાથી તેઓનું તે સાધર્મ્ય સમજવું.

પૃથ્વી વિગેરે ચાર દ્રવ્યની અન્દર દ્રવ્યનું આરંભકપણું તથા ગુણ—આ બે ધર્મોને લઇને સાધર્મ્ય સમજવું.

પ્રત્યક્ષપણું, રૂપપણું, દ્રવત્વ, આ ત્રણ ધર્મોને પૃથ્વી, જલ અને તેજમાં રહેલા હોવાથી તેઓનું તે સાધર્મ્ય સમજવું.

પૃથ્વી, પાણીમાં ગુરૂત્વનો સમવાય તથા રસના સમવાયને લઇને સાધર્મ્ય સમજવું.

વિશેષ ગુણને લઇને પાંચ ભૂતમાં સાધર્મ્ય રહેલ છે.

પૃથ્વી, જલમાં નૈમિત્તક દ્રવત્વનું સાધર્મ્ય છે. એવી રીતે દરેક ઠેકાણે જે ધર્મો જેમાં ઘટતા હોય, તે તેઓના સાધર્મ્ય, અને જે ન ઘટતા હોય તે તેઓનું વૈધર્મ્ય સમજવું.

## દ્રવ્યનું વિશેષ રૂપથી નિરૂપણ.

પ્રશસ્તભાષ્ય પૃ. ૨૦.—

પૃથ્વીત્વ જાતિનો જેમાં સંબન્ધ હોય તે પૃથ્વી કહેવાય, અથવા ગન્ધ ગુણવાળી જે હોય તે પૃથ્વી કહેવાય. રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ અને સંસ્કાર—આ ચૌદ પૃથ્વીના

ઉ.—અન્ધકાર, છાયા વિગેરેને દ્રવ્ય માનવામાં બીજો તો કોઇપણ દોષ જો કે નથી, તોપણ એને અલગ દ્રવ્ય માનવામાં અને તેના અવયવોની કલ્પના કરવામાં ગૌરવ દોષ આવતો હોવાથી અલગ દ્રવ્ય રૂપે સ્વીકારવામાં એ બે પદાર્થો આવતા નથી. કિન્તુ તેજના અભાવરૂપ તે બે દ્રવ્યો સમજવા. વળી સૂત્રકારે પોતે પણ નવથી અધિક દ્રવ્યો જ્યારે બતાવ્યા નથી ત્યારે અમારાથી અલગ કેમ માની શકાય ? આ વાત મુક્તાવલીની ટીકા દિનકરીમાં સ્પષ્ટરૂપે સમજાવેલ છે. પૃષ્ઠ ૬૧ થી લઇ ૬૪ સુધી એનું વિવેચન કરવામાં આવેલ છે. આ સામાન્યરૂપે દ્રવ્યની સમજુતી આપવામાં આવી છે.

## સામાન્ય રૂપે ગુણોના ભેદો.

રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન આ સત્તર ગુણોને સૂત્રકારે સૂત્રમાં સાક્ષાત્ બતાવેલા છે. ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, અદૃષ્ટ અને શબ્દ આ સાત ગુણોને સૂત્રમાં રહેલા ચકારથી સૂચિત કરેલા છે. એકંદર ચોવીસ ગુણોને માનવામાં આવેલ છે.

## કર્મના ભેદો.

ઉત્ક્ષેપણ, અપક્ષેપણ, આકુચન, પ્રસારણ અને ગમન— આ પાંચ ભેદો છે. ભ્રમણ, રેચન, સ્યન્દન, ઊર્ધ્વજ્વલન, તિર્યક્પતન, નમન, ઉન્નમન વિગેરે કર્મના ભેદો ગમનરૂપ હોવાથી તેઓનો ગમનમાં અન્તર્ભાવ કરવામાં આવે છે.

પરન્તુ મનને શરીરાશ્રિત માનવામાં આવેલ હોવાથી પ્રથમની શુક્રશોણિત અવસ્થા શરીરરૂપ ન હોવાથી તે અવસ્થામાં કેવી રીતે માની શકાય ? માટે કલલાવસ્થામાં માનવું ઉચિત ગણાય, તેજ કલલ અવસ્થાની અન્દર માતાના આહારનો રસ લગાર લગાર સંક્રમ થાય છે. અદષ્ટને લઈને ફરીથી જઠરાગ્નિના સંબન્ધથી લઈ કલલ અવસ્થાના આરંભક પરમાણુમાં ક્રિયા વિભાગાદિ ક્રમથી કલલ શરીરનો નાશ થયા બાદ અદષ્ટ વશથી ઉત્પન્ન થઈ છે ક્રિયા જેમાં—એવા આહારના પરમાણુઓ મળીને બીજું શરીર આરંભ કરે છે. આ પ્રકારની કલ્પના નિરન્તર શરીરના વિષયમાં સમજવી.

પક્ષી તથા સરીસૃપોનું અંડજ શરીર સમજવું.

## ઘ્રાણઇન્દ્રિયની સમજણ

ગન્ધને ગ્રહણ કરવાવાળી અને પૃથ્વીના અવયવોથી બનેલી હોવાથી ઘ્રાણેન્દ્રિય પાર્થિવ કહેવાય છે. પાર્થિવ વિષયના ત્રણ ભેદ છે. નીચી ઉંચી પૃથ્વી પ્રાકાર ઈંટો વિગેરે માટી રૂપ પાર્થિવ વિષય સમજવો. પત્થરની શિલા સૂર્યનીલકાન્તાદિ મણિઓ, વજ્ર, હીરા વિગેરે પાષાણ રૂપ પાર્થિવ વિષય સમજવો.

ઘાસ, ઘઉં, જવ વિગેરે ઓષધિ, પુષ્પ અને ફળવાળાં

યભૂત પદાર્થો તેનો સંબન્ધ થવામાં અર્થાત્ આ તન્તુમાં પટ છે, આ લાકડામાં કબાટ છે, એવું જ્ઞાન થવામાં જે નિમિત્ત હોય તેને આ ઠેકાણે સમવાય કહેવામાં આવે છે. તેના અવાન્તર ભેદો નહિ હોવાથી તે એકજ છે.

## સાધર્મ્ય વૈધર્મ્યનું સ્વરૂપ.

અસ્તિપણું, સ્વરૂપવત્તા, જ્ઞેયપણું, વાચ્યપણું, પ્રમેયપણું વિગેરે ધર્મોને દરેક પદાર્થમાં સરખી રીતે રહેવાપણું હોવાથી તે ધર્મોનું છ પદાર્થોની સાથે સાધર્મ્ય સમજવું.

દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ-આ પાંચની અન્દર સમવાયિપણું તથા અનેકપણું આ બે ધર્મોનું સાધર્મ્ય છે.

સત્તા સંબન્ધરૂપ સાધર્મ્ય દ્રવ્ય, ગુણ, કર્મ આ ત્રણમાં સમજવું.

કારણવાળા પદાર્થોમાં કાર્યપણું, અનિત્યપણું આ બે ધર્મોનું સાધર્મ્ય છે. પરમાણુનું પરિમાણ, દ્વયણુકનું પરિમાણ, આકાશ, કાલ, દિશા, આત્મા, આચારનું પરિમાણ- આટલા પરિમાણમાં કોઇનું કારણપણું નહિ હોવાથી આટલા પરિમાણને છોડીને દ્રવ્યાદિ ત્રણની અંદર કારણપણારૂપ સાધર્મ્ય છે.

પૃથ્વી, જલ, તેજ, વાયુ અને મન-આ પાંચમાં ક્રિયાપણું તથા મૂર્ત્તપણારૂપ બે ધર્મોને લઇને સાધર્મ્ય સમજવું.

આકાશ, કાલ, દિશા, આત્મા, આ ચારમાં વ્યાપકપણું તથા પરમ મહત્ત્વ આ બે ધર્મોને લઇને સાધર્મ્ય સમજવું.

## તેજનું નિરૂપણ.

ઉષ્ણુ સ્પર્શ જેમાં હોય તે તેજ કહેવાય. રૂપ, રસ, સંખ્યા, પરિમાણુ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ, સંસ્કાર–એ અગીઆર ગુણો તેજમાં સમજવા. રૂપ ભાસ્વર શુકલ છે. સ્પર્શ ઉષ્ણુ હોય છે. તેના બે ભેદ છે. નિત્ય અને અનિત્ય. નિત્ય તેજ પરમાણુનું સમજવું. કાર્યરૂપ અનિત્યના ત્રણુ ભેદ છે. શરીર, ઇન્દ્રિય, વિષય. પાર્થિવ અવયવોના સંયોગ સહિત તેજથી બનેલું તૈજસ શરીર કેવળ અયોનિજ છે, અને તે પણુ આદિત્ય લોક સિવાય બીજે સમજવું નહિ.

પૃથ્વી વિગેરેના અવયવોથી અભિભૂત નહિ થયેલ એવા તેજના અવયવથી બનેલી અને ગન્ધ વિગેરે ગુણોમાંથી કેવળ રૂપનુંજ ગ્રહણુ કરતી હોવાથી ચક્ષુ ઇન્દ્રિય તૈજસ છે. દિવ્ય, ઔદર્ય, ભૌમ, આકરજ લાકડાં વિગેરેથી ઉત્પન્ન થયેલ ઉર્ધ્વજ્વલન સ્વભાવવાળો, પકાવવું, બાળવું વિગેરે કાર્યો કરવામાં જે સમર્થ હોય તે ભૌમ તેજ કહેવાય. વિજળી વિગેરે દિવ્ય તેજ કહેવાય. કરેલા આહારને રસાદિ રૂપે બનાવવામાં જે કારણુ હોય તેવા જઠરાગ્નિને ઔદર્ય તેજ કહેવામાં આવે છે. સુવર્ણ વિગેરે આકરજ તેજ કહેવાય.

ગુણો સમજવા. રૂપના પાંચ ભેદ છે–શુકલ, નીલ, રક્ત, પીત અને કૃષ્ણ. ગન્ધના બે ભેદ છે–સુરભિ ગન્ધ અને દુરભિ ગન્ધ. રસનાં પાંચ ભેદ છે–મધુર, ખાટો, તીખો, કડવો, કષાયેલ. સ્પર્શના ત્રણ ભેદ–શીત, ઉષ્ણ, અનુષ્ણાશીત. બીજા ગુણોના અવાન્તર ભેદો પ્રસંગે કહેવામાં આવશે.

પૃથ્વીના બે ભેદ છે–નિત્ય, બીજી અનિત્ય. પાર્થિવ પરમાણુને નિત્યપૃથ્વી સમજવી. અનિત્ય પૃથ્વીના શરીર, ઇન્દ્રિય અને વિષયરૂપ ત્રણ ભેદો સમજવા.

શરીરના બે ભેદ–યોનિજન્ય અને અયોનિજન્ય. દેવતાઓ તથા ઋષિઓનાં શરીર તો શુક્ર શોણિતની અપેક્ષા રાખ્યા સિવાય ધર્મ વિશેષ સહિત પરમાણુ થકી ઉત્પન્ન થયેલ હોવાથી તે શરીર અયોનિજન્ય સમજવું.

કીડી, મંકોડી વિગેરે ક્ષુદ્ર જન્તુઓનું શરીર અધર્મવિશેષસહિત પરમાણુથી ઉત્પન્ન થયેલ હોવાથી તે શરીર અયોનિજન્ય કહેવાય.

શુક્રશોણિતના સંનિપાતથી ઉત્પન્ન થયેલ યોનિજન્ય શરીરના બે ભેદો છે.—જરાયુજ, બીજું અંડજ. મનુષ્ય, પશુ મૃગ વિગેરેનું જરાયુજ સમજવું.

અર્થાત્—પિતાનું શુક્ર અને માતાનું શોણિત—આ બે ચીજનો સંબન્ધ થયા બાદ જઠરાગ્નિના સંબન્ધથી શુક્રશોણિતના આરંભક પરમાણુમાં પ્રથમના રૂપનો નાશ થાય. પછી

ણુના અભાવમાં પણ અવસ્થાનપણું હોવાથી. જળની ઉપર રહેલ પાંદડાની જેમ. વૃક્ષ વિગેરેનું કંપવું તે પણ સ્પર્શવાળા દ્રવ્યના સંયોગથી થયેલું હોવું જોઈએ. વિલક્ષણ કંપપણું હોવાથી નદીના પૂરથી હણાયેલા વેતસ વિગેરેના કંપની માફક. આ સર્વ અનુમાનથી વાયુની સિદ્ધિ સમજવી. તે પ્રત્યક્ષ નહિ હોવાથી એની સિદ્ધિમાં અનુમાન પ્રમાણ આપવામાં આવેલ છે. શરીરમાં રહેલ વાયુના પાંચ ભેદ છેઃ—અપાન, વ્યાન, ઉદાન, સમાન અને પ્રાણ. આ ભેદો પણ ક્રિયાની ભિન્નતાથી કરવામાં આવેલા છે. મળ, મૂત્ર વિગેરેને નીચે લઇ જવાનું જે વાયુ કામ કરે તેને અપાન વાયુ કહેવામાં આવે છે. આહારથી બનેલ રસ અને ધાતુ વિગેરેનો ગર્ભ નાડીમાં જે વાયુ ફેલાવો કરે તેને વ્યાન વાયુ કહેવામાં આવે છે.

અન્ન, પાન વિગેરેને ઊર્ધ્વ લઇ જવાનું જે વાયુ કામ કરે તેને ઉદાન વાયુ કહેવામાં આવે છે. આહારને પકાવવા માટે જઠરાગ્નિને સર્વ ઠેકાણે સરખી રીતે લઇ જવાનું જે વાયુ કામ કરે તે સમાન વાયુ કહેવાય. મુખ, નાસિકા દ્વારા જે વાયુ કાઢવામાં આવે તે પ્રાણ વાયુ કહેવાય. પ્રશસ્ત ભાષ્ય, પૃષ્ટ ૩૮.

## સૃષ્ટિસંહારનું નિરૂપણ.

બાર હજાર વર્ષનો ચતુર્યુગ કહેવાય. એવા હજાર ચતુ-

વૃક્ષો, પુષ્પ સિવાય ફળ ના હોય તે વનસ્પતિ, ઉદુમ્બર વિગેરે, લતા, ગુલ્મ–આ સર્વ સ્થાવર પૃથ્વી સમજવી. ઉપભોગનું જે સાધન હોય તે વિષય કહેવાય, એજ વિષયપદનો અર્થ સમજવો.

## જલનું નિરૂપણ.

શીત સ્પર્શવાળું જે હોય તે જળ કહેવાય. તેમાં રૂપ, રસ, સ્પર્શ, દ્રવત્વ, સ્નેહ, સંખ્યા, પરિમાણુ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ સંસ્કાર–આ ચૌદ ગુણો છે. રૂપ કેવળ અભાસ્વર શુકલ સમજવું. રસ મધુર સમજવો. સ્પર્શ શીત સમજવો. દ્રવત્વ સ્વભાવ સિદ્ધ હોવાથી સાંસિદ્ધિક સમજવું. તે જલના બે ભેદો છે. એક નિત્ય, બીજું અનિત્ય. નિત્ય પરમાણુ રૂપ છે. અનિત્ય કાર્યરૂપ છે. તેના ત્રણ ભેદ છે. શરીર, ઇન્દ્રિય, વિષય. શરીર કેવળ અયોનિજ વરૂણ લોકમાં પ્રસિદ્ધ છે. તે પણ પાર્થિવ અવયવોના ભેગા મળવાથી ઉપભોગનું સાધન થઇ પડે છે, કેવળ જલના શરીરથી ઉપભોગ બની શકે નહિ, કિન્તુ જલની પ્રધાનતા હોવાથી તે શરીર જલીય કહેવાય છે.

જલના અવયવોથી બનેલી રૂપાદિની મધ્યમાં રસનુંજ ગ્રહણ કરતી હોવાથી સકતુના રસનો પ્રકાશક જલની માફક રસના ઇન્દ્રિય પણ જલની બનેલી હોવી જોઇએ.

નદી, તળાવ, કુવા, ટાંકુ, સમુદ્ર, હિમ અને કરા વિગેરે જલના વિષયો સમજવા.

હવે સૃષ્ટિસ્વરૂપનું નિરૂપણ કરવામાં આવે છે. આવી રીતે સંહાર કર્યા બાદ તેજ જીવાત્માઓને સુખ દુઃખાદિના અનુભવ કરાવવાની ખુદ ઈશ્વરને ઇચ્છા ઉત્પન્ન થાય છે, તેજ વખતે દરેક જીવાત્માઓની અન્દર અદૃષ્ટનો સંબન્ધ કરાવવામાં આવે છે. ત્યાર બાદ પ્રાપ્ત થયેલ અદૃષ્ટની અપેક્ષાથી પવનના પરમાણુમાં ક્રિયા ઉત્પન્ન થાય છે. તે પવન પરમાણુઓનો પરસ્પર સંયોગ થવાથી દ્વયણુક વિગેરે ક્રમથી લઈ કોઈ પણ ઠેકાણે વિઘાતને ન પામતો એવો આકાશની અન્દર મહાવાયુ ઉત્પન્ન થાય છે, અને તે વાયુની અન્દર જલના પરમાણુથી દ્વયણુકાદિ ક્રમથી લઇ મ્હોટા ઉછાળા મારતો મહાસમુદ્ર ઉત્પન્ન થાય છે. પછી તેજ સમુદ્રમાં પૃથ્વીના પરમાણુથી દ્વયણુક વિગેરે કાર્યક્રમને લઈ મહા પૃથ્વી ઉત્પન્ન થાય છે, તે પછી તેજ સમુદ્રમાં તૈજસ પરમાણુથી દ્વયણુક વિગેરે કાર્યોને લઈને ઝળહળતો મહાતેજોરાશિ ઉત્પન્ન થાય છે. આ ચારે મહાભૂત ઉત્પન્ન થયા બાદ મહેશ્વરના સંકલ્પ માત્રથી પાર્થિવ પરમાણુસહિત તૈજસ પરમાણુથી એક મ્હોટા ઇંડાનો પ્રારંભ કરવામાં આવે છે, અને તેજ ઇંડાની અન્દરથી ચાર મુખવાળા સકળ લોકના પિતામહ એવા બ્રહ્માને સકલ ભુવનની સાથે ઉત્પન્ન કરીને તેમને પ્રજા બનાવવાના કાર્યમાં જોડવામાં આવે છે.

અતિશય, વૈરાગ્ય, ઐશ્વર્યથી યુકત અને ઈશ્વરથી પ્રેરાયલા બ્રહ્માજી પણ દરેક જીવોના કર્મના વિપાકને જાણીને તથા કર્મોને અનુકૂળ છે જ્ઞાન, ભોગ અને આયુષ જેનું એવા

## વાયુતત્ત્વનિરૂપણ.

પાકથી પેદા નહિ થયેલ એવો અનુષ્ણાશીત સ્પર્શવાળો જે હોય તે વાયુ કહેવાય.

સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ અને સંસ્કાર–આ નવગુણો વાયુમાં સમજવા. તેના બે ભેદ છે. નિત્ય અને અનિત્ય. નિત્યવાયુ પરમાણુ રૂપ સમજવો. અનિત્યવાયુના ત્રણ ભેદ છે. શરીર, ઇન્દ્રિય, વિષય. પૃથ્વીના અવયવો સહિત વાયુથી બનેલું અયોનિજ મરૂત લોકમાં છે.

પૃથ્વી વિગેરેના અવયવોથી અભિભૂત નહિ થયેલ એવા વાયુના અવયવોથી બનેલી અને સ્પર્શને ગ્રહણ કરવા વાળી સ્પર્શનઇન્દ્રિય વાયુની સમજવી. રૂપાદિની મધ્યમાં સ્પર્શને ગ્રહણ કરવાવાળી હોવાથી શરીરમાં લાગેલ જલની શીતળતાનો પ્રકાશક પંખાના પવનની માફક સ્પર્શ શબ્દ વિગેરે વાયુને ઓળખવાનાં ચિહ્નો સમજવાં. રૂપાદિ ગુણોથી રહિત જે આ સ્પર્શ માલુમ પડે છે તેનો આધાર કોઇ હોવો જોઇએ. સ્પર્શપણું હોવાથી પૃથ્વીના સ્પર્શની માફક. જે પાંદડાંમાં શબ્દ સંભળાય છે તે સ્પર્શવાળા દ્રવ્યના સંયોગથી ઉત્પન્ન થયેલો હોવો જોઇએ. દંડના અભિઘાતથી થયેલ ભેરી શબ્દની માફક. પાંદડાં વિગેરેનું આકાશમાં જે અવસ્થાન છે, તે સ્પર્શવાળા દ્રવ્યના સંયોગનું કાર્ય હોવું જોઇએ. પ્રયત્ન, વેગ વિગેરે કાર-

દિશા, કાળ અને મનનો પણ શબ્દ ગુણ નથી. બાહ્ય ઇન્દ્રિયોથી ગ્રહણ કરવા લાયક હોવાથી રૂપની જેમ આજ હેતુથી આત્માનો પણ વિશેષ ગુણ નથી, કેમકે આત્માનો કોઈ પણ ગુણ બાહ્ય ઇન્દ્રિયોથી ગ્રહણ કરવા લાયક છેજ નહિ.

આ અનુમાનોથી આઠ પૈકી કોઇ પણ દ્રવ્ય આધાર રૂપે સિદ્ધ થતું નથી, ત્યારે જે અવશિષ્ટ આકાશ દ્રવ્ય રહ્યું તેજ શબ્દનું અધિકરણ સમજવું. આની સિદ્ધિ માટે શબ્દ સિવાય બીજું કોઇ પણ લિંગ છેજ નહિ.

તે આકાશ દ્રવ્ય એક છે, વ્યાપક છે. તેનું સમાન તથા અસમાન બીજું કોઇ પણ કારણ ન હોવાથી તે નિત્ય છે. દરેક જીવાત્માને શબ્દની ઉપલબ્ધિમાં આકાશ શ્રોત્રરૂપથી નિમિત્ત છે. જેથી શબ્દ સંભળાય તેવા આકાશને શ્રોત્રરૂપ આકાશ કહેવામાં આવે છે. શ્રોત્રરૂપ આકાશ વિદ્યમાન હોવા છતાં પણ ઉપભોગનું સાધનભુત અને મધુર કટુતાદિ શબ્દ વિષયક સુખ-દુઃખનું કારણ રૂપ અદૃષ્ટ તેવા પ્રકારનું નહિ હોવાથી બધિરને શબ્દ ન સંભળાય તેમાં આકાશનો લગાર માત્ર દોષ સમજવો નહિ, કિન્તુ એમાં ભાગ્યનોજ સમજવો.

## કાલદ્રવ્યનિરૂપણ.

પર, અપર, યુગપત, ચિર, ક્ષિપ્ર, સવાર, મધ્યાહ્ન, સાયંકાળ, દિવસ, માસ, વર્ષ વિગેરે કાળને ઓળખવાનાં ચિહ્નો સમજવાં.

યુગનો એક બ્રહ્માનો દિવસ. એવા સો વર્ષના છેડે વર્તવાવાળા જે બ્રહ્માજી, તેની મુક્તિ કાલમાં સંસારની વિવિધ અવસ્થામાં વારંવાર નવા શરીરોને ગ્રહણ કરી થાકી ગયેલા તથા ગર્ભ-વાસના દુઃખોથી દુઃખિત થયેલા પ્રાણીઓને રાત્રિમાં વિસામો લેવાની ખાતર અર્થાત્ કેટલાક કાલ સુધી સર્વ દુઃખોને શાન્ત કરવા સારૂ મહાદેવને જગતનો સંહાર કરવાની ઇચ્છા થાય છે. તેની પછી શરીર ઇન્દ્રિયો અને મહાભૂતનો આરંભક તથા દરેક આત્માની અન્દર રહેલ જે અદૃષ્ટ તેની શક્તિનો પ્રતિબન્ધ ( રોકાવટ ) થાય છે, તે વખતે ભાવિકાલમાં તેજ કાલમાં તેજ શરીર, ઇન્દ્રિયો, મહાભૂત વિગેરેની ઉત્પત્તિ જે થવા વાળી છે તે બન્ધ થાય છે, તથા ઉત્પન્ન જે થયેલ છે તેના વિનાશ માટે મહાદેવને સંહારની ઇચ્છા સહિત આત્મા અને પરમાણુના સંયોગથી ક્રિયા ઉત્પન્ન થાય છે. તેજ ક્રિયા દ્વારા શરીર ઇન્દ્રિયોમાં પરંપરા કારણભૂત જે પરમાણુઓ તે વિભક્ત–પૃથક્ થઇ જાય છે. પછી પ્રથમનો સંયોગ જતો રહે છે. એવી રીતે પ્રથમ નાશને લઇ છેવટના પરમાણુ સુધી નાશ થાય છે. છેવટે પરમાણુઓજ માત્ર છુટાં છુટાં રહે છે. તેવી જ રીતે પૃથ્વી, જલ, તેજ, વાયુ આ ચાર ભૂતોનો પણ અનુક્રમે નાશ થતાં થતાં જુદાં પડેલાં કેવળ પરમાણુઓ જ બાકી રહે છે, ત્યારે ધર્માધર્મ સંસ્કાર વિગેરેથી જોડાયેલ જીવાત્માઓ પણ તેટલો જ કાળ બ્રહ્માજીના સો વર્ષ પર્યન્ત પ્રાણનો સંબન્ધ ન હોવા છતાં પણ સંસ્થિત છે એમ સમજવું. આ સંહારનું સ્વરૂપ સમજવું.

વાયવ્ય, ઉર્ધ્વ દિશા અને અધો દિશા. સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ આ પાંચ દિશાના ગુણો સમજવા. પરમ મહર્ષિ લોકોએ મેરૂની ચારે બાજુએ પ્રદક્ષિણા કરતો એવા સૂર્યના સંયોગવિશેષરૂપ દિશાઓનાં દશ નામ કલ્પવામાં આવ્યાં છે. વ્યવહારને માટે માહેન્દ્રી, વૈશ્વાનરી, યામ્યા, નૈરુતી, વારૂણી, કૌબેરી, ઐશની, બ્રાહ્મી, નાગી દિશા તો એકજ છે, તોપણ ઉપાધિના ભેદથી વ્યવહારને માટે દશ ભેદ પાડવામાં આવ્યા છે.

## આત્મદ્રવ્યનિરૂપણ.

આત્મત્વના સંબંધથી આત્મા કહેવાય છે. તે અતીન્દ્રિયને લઈને પ્રત્યક્ષ નહિ હોવાથી અનુમાન પ્રમાણદ્વારા તેની સિદ્ધિ કરવામાં આવે છે. શબ્દ વિગેરેની ઉપલબ્ધિ જે માલૂમ પડે છે તે ઇન્દ્રિયરૂપ કારણથી થયેલી હોવી જોઈએ. ક્રિયાપણું હોવાથી. છેદન ક્રિયાની જેમ, આથી ઇન્દ્રિયોમાં કરણપણું સિદ્ધ થયું.

જે કારણ હોય તે કર્ત્તા સિવાય કાર્ય કરી શકે નહિ— વાંસલાની માફક; જેમ વાંસલો કરણ હોવાથી સુથાર રૂપ કર્ત્તા સિવાય લાકડાં કાપવાની ક્રિયા એકલો કરી શકતો નથી, તેમ ઇન્દ્રિયોમાં કરણપણું હોવાથી કર્ત્તા સિવાય સ્વતંત્ર રીતે ઉપલબ્ધિ ક્રિયા કરી શકે નહિ. ક્રિયાપણું હોવાથી છેદન ક્રિયાની માફક જ્ઞાનનો કોઈપણ આધાર હોવો જોઈએ. શરીર, ઇન્દ્રિયો અને મન તો અજ્ઞ હોવાથી જ્ઞાનના આધાર થઈ શકે

મનુદેવ ઋષિની સાથે પિતૃગણોને તથા મુખ, બાહુ, ઉરૂ અને પાદથી ચાર વર્ણોને બનાવીને તથા બીજાં પણ ઉંચ નીચ ભૂત બનાવીને જેને જેવા પ્રકારનું કર્મ હોય તેને તેવા રૂપમાં જોડવા. ઉલટું કરી શકે નહિ તેટલા માટે પ્રેરણા કરવી. આ સર્વ કાર્યનો લાભ બ્રહ્માજીને આપવામાં આવેલો છે.

## આકાશદ્રવ્યનિરૂપણ.

આકાશ, કાલ, દિશા આ ત્રણ દ્રવ્યોમાં અવાન્તર ભેદ નહિ હોવાથી વ્યકિતના અભેદને લઇને એમાં જાતિ માનવામાં આવી નથી, કિન્તુ આ ત્રણ સંજ્ઞાઓ પારિભાષિક સમજવી.

શબ્દ, સંખ્યા, પરિમાણ, પૃથકૃત્વ, સંયોગ, વિભાગ આ છ ગુણો તેની અંદર છે.

શબ્દને આકાશનો ગુણ માનવામાં યુકિત બતાવવામાં આવે છે.

ચક્ષુથી ગ્રહણ કરવાને અયોગ્ય હોવા છતાં પણ બીજી બાહ્ય ઇંદ્રિયથી ગ્રહણ કરવા લાયક જાતિવાળો હોવાથી સ્પર્શની માફક શબ્દ પણ વિશેષ ગુણ છે. આ અનુમાનથી શબ્દમા વિશેષ ગુણપણું સિદ્ધ થયું.

તે શબ્દરૂપ વિશેષ ગુણનો આધાર ભૂત દ્રવ્ય કોઇ હોવું જોઇએ. સુખની જેમ શબ્દ, પોતે, સ્પર્શવાળા દ્રવ્યનો વિશેષ ગુણ ન હોવો જોઇએ. વિશેષગુણ હોવાથી આથી કોઇ એક સ્પર્શ વિનાનું આધાર ભૂત દ્રવ્ય સિદ્ધ થયું.

શરીર અને ઇન્દ્રિયોના વિશેષ ગુણો છે તે રૂપાદિની જેમ વ્યાપ્યવૃત્તિ હોય છે. આજ કારણથી શરીરના ગુણો થઈ શકે નહિ.

અથવા જ્યાં સુધી દ્રવ્ય હોય ત્યાં સુધી જે ગુણો રહે તે યાવદ્ દ્રવ્યભાવિ કહેવાય, અને ત્યાં સુધી જે ન રહે તે અયાવદ્ દ્રવ્યભાવિ કહેવાય.

અયાવદ્ દ્રવ્યભાવિ સુખાદિ શરીરના વિશેષ ગુણો નથી, કેમકે રૂપાદિની જેમ શરીરના જેટલા ગુણો છે તે યાવદ્ દ્રવ્યભાવિ છે, અને સુખાદિમાં અયાવદ્ દ્રવ્યભાવત્વ સ્વભાવિક છે માટે શરીરનો ગુણ કેવી રીતે મનાય ?

બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, સંસ્કાર, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ, વિભાગ આ ચૌદ ગુણો આત્માના સમજવા. તેમાં બુદ્ધિ આત્માની અન્દર સમવાય સંબન્ધથી રહેલી છે. આત્મા જ્ઞાનનું તે સંબન્ધથી અધિકરણ છે. આત્મા અને જ્ઞાન પરસ્પર ભિન્ન રહેવા છતાં સમવાય સંબન્ધથી આત્મા જ્ઞાનનું અધિકરણ છે. આથી એ સિદ્ધ થયું કે આત્મા જ્ઞાનસ્વરૂપ નથી. કિન્તુ જ્ઞાનનો આધાર છે. બુદ્ધિથી લઈ પ્રયત્ન સુધીના તમામ ગુણો આત્માનું અનુમાન કરાવી શકે છે. ધર્મ, અધર્મ પણ બીજે ઠેકાણે રહેલ માનવામાં આવે તો આત્માની અન્દર સુખાદિના ઉપભોગનું સાધન થઈ શકેજ નહિ. કારણ બીજે રહીને કાર્યને બીજે

હીરાલાલ મણીલાલથી મોટા છે. મણીલાલ હીરાલાલથી નાના છે. આ સો વર્ષનો છે, આ વીસ વર્ષનો છે. આવા પ્રકારનો ન્હાના મ્હોટાનો જે વ્યવહાર થાય છે તે કાલિક પરાપરત્વને લઇને સમજવું. મ્હોટો હોય તે પર કહેવાય; ન્હાનો હોય તે અપર કહેવાય. તથા સર્વ કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશમાં પણ કાલ દ્રવ્ય નિમિત્ત સમજવું. અને જો કાલ માનવામાં ન આવે તો ક્ષણ, લવ, નિમેષ, કલાક, મુહૂર્ત, પ્રહર, રાત્રિ, પક્ષ, યુગ, કલ્પ, મન્વન્તર, પ્રલય, મહાપ્રલય વિગેરેનો વ્યવહાર બની શકે નહિ, માટે કાલ દ્રવ્ય જરૂર માનવું જોઇએ.

સંખ્યા, પરિણામ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ–આ પાંચ ગુણો કાલના સમજવા. તે એક છે, તોપણ ઉપાધિભેદને લઇને ભિન્ન ભિન્ન રૂપે માનવામાં આવે છે. વળી સર્વ કાર્યોના આરંભની સમાપ્તિ, સ્થિતિ, વિનાશ વિગેરે ઉપાધિના ભેદથી જપા પુષ્પના સંનિધાનવાળા મણીની જેમ નાના ભેદો સમજવા.

## દિશાનું નિરૂપણ.

મૂર્ત્ત દ્રવ્યને અવધિ બનાવી પ્રયાગથી કાશી પૂર્વમાં છે, કાશીથી પ્રયાગ પશ્ચિમ છે, અમદાવાદથી પૂના દક્ષિણમાં છે, પૂનાથી અમદાવાદ ઉત્તરમાં છે વિગેરે જે વ્યવહાર થાય છે તેમાં જે નિમિત્ત હોય તે દિશા કહેવાય. તેના દશ ભેદો છે.–પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઇશાન, નૈર્ઋત્ય, અગ્નિ,

પ્રપંચ કેવી રીતે ઉત્પન્ન થવાનો ? માટે એકાન્તમાં બેસી વિચાર કરવાથી આત્મા નાના છે એમ કહેવામાં લગાર માત્ર વિરૂદ્ધતા છેજ નહિ, અને તે વ્યાપક હોવાથી એના પરિમાણને પરમમહત્ પરિમાણ કહેવામાં આવે છે. સર્વ મૂર્ત્ત દ્રવ્યનો સંબન્ધ એનું નામજ આ ઠેકાણે વ્યાપકપણું સમજવું.

સુખાદિ ગુણો પણ આત્માની અન્દર મનના સંયોગથી થયેલા હોવાથી એમાં સંયોગ ગુણ પણ માનવામાં આવે છે. તેમજ વિભાગ પણ સમજવો.

આત્માને નાના માનવામાં આવશે તો અનુક્રમે સર્વ આત્માની મુક્તિ થવાથી સંસારનો ઉચ્છેદ થવાનો.

આત્મા અપરિમિત માનેલા હોવાથી આ દોષ અત્ર લાગુ પડી શકતો નથી. તેનીજ પુષ્ટિ પ્રશસ્તપાદ ભાષ્યના પૃ૦ ૮૮ માં આપેલ ન્યાયવાર્તિકનો શ્લોક સારી રીતે કરી આપે છે.

" अत एव च विद्वत्सु मुच्यमानेषु सन्ततम् ।
ब्रह्माण्डलोके जीवानामनन्तत्वादशून्यता " ॥

ભાવાર્થ—નિરન્તર દરેક આત્માઓની મુક્તિ થયા છતાં પણ બ્રહ્માંડની અન્દર જીવાત્માઓ અનન્ત હોવાથી એની શૂન્યતા કદાપિ થવાની નહિ. જ્યાં વસ્તુ અપરિમિત હોય ત્યાં શૂન્યતાની શંકા પણ આકાશપુષ્પ જેવી સમજવી.

મન નિરૂપણ............ન્યાયકન્દલી પૃ. ૯૦

મનપણાના સંબન્ધથી મન કહેવાય. આત્માનો સર્વ ઇન્દ્રિયોની સાથે એક કાલમાં સંબન્ધ બરાબર થાય છે, અને

નહિ, તથા શરીર પોતે પાંચ ભૂતનું કાર્ય હોવાથી ઘટાદિની જેમ શરીરનો ધર્મ જ્ઞાન ઘટી શકે નહિ. ઈન્દ્રિયોને નાશ થયા બાદ પણ તે દ્વારા અનુભવેલા પદાર્થનું સ્મરણ થાય છે, માટે વાંસલાની જેમ ઇન્દ્રિયોનો પણ ધર્મ જ્ઞાન ઘટી શકે નહિ. મન પણ ભૂતનું કાર્ય હોવાથી તથા સ્વયંકરણ હોવાથી પણ ઇન્દ્રિયોની જેમ મનનો ધર્મ જ્ઞાન ઘટી શકે નહિ. જ્યારે બીજું કોઇપણ દ્રવ્ય આધાર રૂપ બની શકતું નથી ત્યારે તેનો આધાર જે હોય તે આત્મા કહેવાય.

તેવીજ રીતે શરીરમાં રહેલી હિતની પ્રાપ્તિ અને અહિતના પરિહારયોગ્ય પ્રવૃત્તિ-નિવૃત્તિ રૂપ જે ચેષ્ટાઓ તે દ્વારા પ્રયત્નવાળો આત્મા પણ સિદ્ધ થાય છે.–સારથિની જેમ. જેવી રીતે સારથિ રથને ખરાબ રસ્તામાંથી દૂર કરી સારા માર્ગમાં પોતાના પ્રયત્નથી પ્રવૃત્તિ કરાવે છે તેમજ આત્માની અંદર પણ સમજવું.

ભાવાર્થ–હિતની પ્રાપ્તિ અને અહિતના પરિહાર રૂપ ચેષ્ટાઓ તે પ્રયત્નવાળાએ કરેલી હોવી જોઇએ–રથની જેમ. તથા સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ વિગેરે પણ આત્માના અનુમાનમાં હેતુઓ સમજવા.

હું સુખી, હું દુઃખી વિગેરે જે પ્રતિભાસ થાય છે તે શરીરમાં ઘટી શકે નહિ મૃત શરીરની માફક. તેજ વાત સ્પષ્ટ રીતે સમજવામાં આવે છે. સુખ દુઃખ વિગેરે શરીર અને ઇન્દ્રિયોના વિશેષ ગુણ નથી, અવ્યાપ્ય-વૃત્તિ હોવાથી. જે

તે મનને વિભુ માનવામાં સર્વ ઇન્દ્રિયોની સાથે સંબન્ધનો પ્રસંગ આવવાથી એક કાલમાં સર્વઇન્દ્રિયવિષયક જ્ઞાનની આપત્તિ આવવાની. આ દોષથી બચવાની ખાતર મનને પરમાણુરૂપ માનવામાં આવે છે.

પ્ર૦–લાંબું ખાજું ખાવામાં એક કાલમાં પાંચ ઇન્દ્રિયોનું જે જ્ઞાન થાય છે તે જ્ઞાન મનને અણુ માનવામાં નહિ થાય.

ઉ૦–કમલના સો પત્રને વિંધવાની જેમ મન પોતે અત્યન્ત લઘુ હોવાથી જલદી નાના ઇન્દ્રિયવિષયક જ્ઞાન થતું માલૂમ પડે છે; વાસ્તવિક રીતે તો જ્ઞાન અનુક્રમેજ થાય છે, પરન્તુ ઘણું જલદી થતું હોવાથી યૌગપદ્યની ભ્રાન્તિ માલૂમ પડે છે.

સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ અને સંસ્કાર આ આઠ ગુણો મનમાં સમજવા.

## દ્રવ્ય નરૂપણનો સાર.

નવ દ્રવ્યમાં આકાશ, કાલ, દિશા, આત્મા, મન આ પાંચ દ્રવ્ય તો સર્વથા નિત્ય છે.

જેનો ઉત્પાદ ન થાય, નાશપણ ન થાય, કૂટસ્થ એકજ સ્વભાવવાળું જે હોય તે નિત્ય કહેવાય. તે પાંચમાં પણ મન સિવાય બાકીનાં ચાર વ્યાપક દ્રવ્ય છે. મન અણુસ્વરૂપ છે. પૃથ્વી વિગેરે ચાર દ્રવ્યમાં પણ પરમાણુઓ નિત્ય છે, અને જે કાર્યસ્વરૂપ પૃથ્વી વિગેરે છે તે સર્વ અનિત્ય છે. પૃથ્વી,

ઠેકાણે પેદા કરી શકે નહિ, માટે કાર્ય-કારણનું અધિકરણ એકજ માનવામાં આવે છે.

પૂર્વમાં અનુભવેલા પદાર્થનું સ્મરણ હાલમાં જે થાય છે તેનું કારણ અનુભવ તો હોઇ શકે નહિ, એ તો પ્રથમ જ નષ્ટ થઇ ગયો. તેમજ તુચ્છ અભાવ પણ કારણ થઇ શકે નહિ અને કારણ વિના કાર્ય પણ થઇ શકે નહિ એ વાત ચોક્કસ છે. માટે સ્મરણનું કારણ જે હોય તેને આ ઠેકાણે સંસ્કાર કહેવામાં આવે છે. આત્મા અનંત હોવાથી એની સંખ્યા પણ અનન્ત સમજવી, તથા એક બીજાથી ભિન્ન હોવાથી પૃથક્ત્વ ગુણ પણ તેમાં મનાય છે. આત્માને ઘણા માનવામાં કારણ પણ દર્શાવવામાં આવે છે.

પ્રશ્ન—જો આત્માને એકજ માનવામાં આવે તો જેમ બાલ્યાવસ્થામાં અનુભવેલા પદાર્થનું વૃદ્ધાવસ્થામાં સ્મરણ થાય છે, જેમ પહેલાં મને સુખ થયું હતું, દુઃખ થયું હતું, તેમજ બીજા શરીરે અનુભવેલા પદાર્થનું સ્મરણ પણ થવું જોઇએ, કેમકે અનુભવ કરવાવાળો તો દરેક શરીરમાં એકજ છે.

ઉ૦-માયા ઉપાધિ ભિન્ન હોવાથી બીજા શરીરે અનુભવેલાનું સ્મરણ થઈ શકે નહિ.

પ્ર૦-માયા પણ આત્માથી ભિન્ન છે કે અભિન્ન છે, સત્ છે કે અસત્ છે. ભિન્ન માનવામાં બે પદાર્થો સિદ્ધ થાય છે. અભિન્ન માનવામાં બ્રહ્મજ ખાલી રહેવાનો, તો પછી

અવયવો તે છિદ્રોમાં પ્રવેશ કરીને આખા ઘટને પકાવી દે છે. જ્યારે આવા સહેલા ઉપાયથી કાર્ય થતું હોય, ત્યારે શા માટે ઘટથી લઈ પરમાણુ સુધી નાશ માનવો અને ફરીથી ઘટની ઉત્પત્તિની નવીન કલ્પના કરવી જોઇએ ? કલ્પના પણ ત્યાં કરાય જ્યાં દોષ ન આવતો હોય. પરન્તુ આ ઠેકાણે તો ગૌરવ દોષ પણ આવે છે, માટે વૈશેષિક લોકોનું કથન યુક્તિસંગત નથી એમ નૈયાયિકોનો આશય છે.

## ગુણોમાં સાધર્મ્ય-વૈધર્મ્યની સમજણ.

દ્રવ્યની માફક ગુણવાળા તથા ક્રિયાવાળા ન હોવાથી ગુણરહિતપણું તથા ક્રિયારહિતપણું ગુણોનું સાધર્મ્ય સમજવું.

રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, વેગ-આ દશ ગુણો મૂર્ત્ત દ્રવ્યમાં રહેતા હોવાથી મૂર્ત્ત-ગુણપણું એમાં સાધર્મ્ય છે.

બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, ભાવના, શબ્દ-આ નવ ગુણો અમૂર્ત્ત એવા આકાશ, કાલ, દિશા અને આત્મા આ ચાર દ્રવ્યમાં રહેલા હોવાથી અમૂર્ત્ત ગુણપણું એનું સાધર્મ્ય સમજવું.

સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ-આ પાંચ ગુણો મૂર્ત્ત અમૂર્ત્ત ઉભયમાં રહેલ હોવાથી ઉભયગુણપણું એનું સાધર્મ્ય સમજવું.

ઇન્દ્રિયોનો પણ ઘટાદિ પદાર્થોની સાથે બરાબર સંબન્ધ છે. એમ હોવા છતાં પણ જે વખતે રૂપાદિ ગુણોનો અનુભવ થાય છે તેજ વખતે ગન્ધાદિ ગુણોનો થતો નથી. તથા સુખના અનુભવ-કાલમાં દુઃખનો અનુભવ થતો નથી, માટે ઇન્દ્રિયોથી જુદું એક કરણ માનવું જોઇએ જેનો ચક્ષુઇન્દ્રિયની સાથે સંબન્ધ થવાથી રૂપાદિ ગુણોનું જ્ઞાન થયું અને ઘ્રાણેન્દ્રિયની સાથે સંબન્ધ જેનો ન થવાથી ગન્ધાદિનું ન થયું તેનું નામજ અન્તઃકરણ યા મન સમજવું.

આત્મા, ઇન્દ્રિયો અને પદાર્થો તે ત્રણનો સંબન્ધ કાર્યની ઉત્પત્તિમાં ઇન્દ્રિયો સિવાય બીજા કરણની અપેક્ષાવાળો છે, કેમકે આ ત્રણની વિદ્યમાનતામાં પણ કાર્ય દેખાતું નથી. માટી જેમ ઘડાની ઉત્પત્તિમાં કુંભાર વિગેરે બીજી સામગ્રી હોવા છતાં પણ દંડરૂપ કરણ સિવાય તેથી ઘટો બનતો નથી, તે-મજ આત્મા, ઇન્દ્રિયો અને પદાર્થો આ ત્રણનો સંબન્ધ હોવા છતાં જેની અપેક્ષાથી જ્ઞાન–સુખાદિની ઉત્પત્તિ થાય છે તેનું નામજ મન સમજવું. આ અનુમાનથી મન સિદ્ધ થયું. બીજું પણ પ્રમાણ આપવામાં આવે છે.

સ્મરણ ઇન્દ્રિયથી પેદા થાય છે–જ્ઞાન રૂપ હોવાથી. ગન્ધ વિગેરેની માફક. આ વાત શ્રોત્રેન્દ્રિય વિગેરેથી બની શકે નહિ, કેમકે બધિર વિગેરેને શ્રોત્ર વિગેરેનો વ્યવહાર ન હોવા છતાં પણ સ્મરણ થાય છે, માટે સ્મૃતિનું જે કારણ તે પણ મન સમજવું.

અપાકજ રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, પરિમાણ, એકત્વ, એક પૃથકત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, વેગ આ અગીઆર ગુણોમાં કારણ ગુણપણું સાધર્મ્ય છે. કારણમાં જેવા ગુણ હોય તેવાજ ગુણ કાર્યમાં આવે છે. દૃષ્ટાન્ત તરીકે જુઓ—તન્તુમાં જેવા ગુણો હોય તેવા ગુણો પટમાં આવે છે, અને માટીમાં જેવા ગુણો હોય તેવાજ ગુણવાળો કાચો ઘડો બને છે.

બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, ભાવના, શબ્દ આ દશ ગુણોનો, આત્મા અને આકાશ તેનું કારણ બીજુ કોઇપણ દ્રવ્ય ન હોવાથી એ ગુણોમાં અકારણ ગુણપણું સાધર્મ્ય છે.

બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ ભાવના, શબ્દ, તૂલનું પરિમાણ, ઉત્તર સંયોગ નૈમિત્તિક દ્રવત્વ, પરત્વ, અપરત્વ, અને અપાકજ રૂપાદિ આ સર્વ ગુણો સંયોગથી પેદા થતા હોવાથી સંયોગજન્યગુણપણું એમાં સાધર્મ્ય છે.

બુદ્ધિથી લઇને ભાવના સુધીના ગુણો આત્મા અને મનના સંયોગથી થાય છે, શબ્દ, ભેરી અને આકાશના સંયોગથી, રૂનું પરિમાણ શિથિલ સંયોગથી, ઉત્તર સંયોગ સંયોગથી, નૈમિત્તિક દ્રવત્વ અગ્નિના સંયોગથી, પરત્વ, અપરત્વ દિશા કાલ અને વિપિનચં ના પિંડના સંયોગથી પાર્થિવ રૂપાદિ અગ્નિના સંયોગથી પેદા થાય છે. માટે એ સર્વ ગુણો સંયોગજન્ય કહેવાય છે.

જલ, તેજ, વાયુ, આકાશ આ પાંચને ભૂત નામ આપવામાં આવેલ છે. તેમાંથી આકાશને બદલે મન ઉમેરવાથી તે પાંચનું મૂર્ત્ત નામ છે. જગતનો ઉત્પાદ, વિનાશ વિગેરે જેવા પ્રકારનો છે તે બતાવવામાં આવી ગયો.

સર્વ પૃથ્વીમાં તેજના સંયોગથી રૂપાદિની પરાવૃત્તિ માનવામાં આવે છે. જલ વિગેરેમાં કોઇ પ્રકારથી રૂપાદિની પરાવૃત્તિ થતીજ નથી. વૈશેષિક લોકો પરમાણુમાં પાક માને છે. નૈયાયિક લોકો અવયવિમાં માને છે. તેજ વાત સ્પષ્ટ રૂપે જણાવવામાં આવે છે.

અવયવિની સાથે ગાઢ જોડાયેલા અવયવોમાં પાકનો સમ્ભવ નથી, પરન્તુ જ્યારે તીવ્ર અગ્નિના સંયોગથી અવયવી નષ્ટ થઇ સ્વતંત્ર પરમાણુ રૂપ બની જાય છે. ત્યારે તે પરમાણુઓ પાકી જવાથી પછી તેના સંયોગથી દ્વયણુકથી લઇ અનુક્રમે તેજ નીંભાડામાં પાછો નવો ઘટ તૈયાર થાય છે.

ભાવાર્થ—નીંભાડામાં નાંખ્યા બાદ તીવ્ર અગ્નિના સંયોગથી પ્રથમનો ઘટ સર્વથા નષ્ટ થઇ પરમાણુ સ્વરૂપ બની જાય છે અને પછી પરમાણુમાં પાક થઇ અનુક્રમે દ્વયણુક વિગેરે બનતાં બનતાં નવો ઘટ તૈયાર થાય છે. તેજના અતિયોગને લઇ પૂર્વના ઘટનો સર્વથા નાશ અને નવા ઘટની ઉત્પત્તિ થાય છે.

## નૈયાયિકોનો અભિપ્રાય.

અવયવી પોતે છિદ્રવાળી હોવાથી અગ્નિના સૂક્ષ્મ

ઘટનો સમવાય હોવાથી એકાધિકરણને લઇને કપાલનું રૂપ ઘટના રૂપનું અસમવાયિકારણ સમજવું. આ બેથી જે ભિન્ન કારણ હોય તે નિમિત્ત કારણ કહેવાય, સમવાયિકારણતા દ્રવ્યમાં, અસમવાયિકારણતા ગુણમાં અને નિમિત્તકારણતા સર્વમાં સમજવી.

બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ અધર્મ, ભાવના નામનો સંસ્કાર આ ગુણોમાં કેવળ નિમિત્તકારણતા સમજવી.

સંયોગ, વિભાગ, ઉષ્ણ, સ્પર્શ, ગુરૂત્વ, દ્રવત્વ, વેગ આ ગુણોમાં અસમવાયિકરણતા તથા નિમિત્ત કારણતા સમજવી. ઉપરોકત સર્વ એક બીજાનું સાધર્મ્ય સમજવું. એથી વિપરીત જે હોય તે વૈધર્મ્ય સમજવું.

## ગુણનું વિશેષ નિરૂપણ.

રૂપના પાંચ ભેદ છે–લાલ, પીળું, લીલું, કાળું, ધોળું. આ પાંચે પ્રકારનાં રૂપો ચક્ષુ ઇન્દ્રિયથી પ્રત્યક્ષ છે. પૃથ્વી, જલ, તેજ આ ત્રણ દ્રવ્યમાં રહે છે. જલ અને તેજના પરમાણુનું રૂપ નિત્ય છે. પાર્થિવ પરમાણુનું અગ્નિના સંયોગથી નાશ થતું હોવાથી પૃથ્વીનું સર્વ રૂપ અનિત્ય છે.

ખાટો, કડવો, તીખો, ખારો, મધુર એ રસના પાંચ ભેદો સમજવા. જિહ્વાથી એનું પ્રત્યક્ષ થાય છે. પૃથ્વી અને પાણી સિવાય બીજામાં રસ માનવામાં આવ્યો નથી. પૃથ્વીમાં પાંચ પ્રકારનો છે. જલમાં એકલો મધુર છે. જીવનની પુષ્ટિ, બલ,

સંયોગ, વિભાગ, દ્વિત્વ વિગેરે સંખ્યા, દ્વિ પૃથક્ત્વ વિગેરે ગુણો અનેક દ્રવ્યમાં રહેલા હોવાથી અનેક દ્રવ્યગુણ પણું એનું સાધર્મ્ય સમજવું. બાકીના ગુણો એક એક દ્રવ્યમાં રહે છે.

રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સ્નેહ, સ્વભાવસિદ્ધ દ્રવત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, ભાવના, શબ્દ–આ સોળ ગુણો સ્વાશ્રય દ્રવ્યને બીજાથી વ્યાવૃત્તિ કરાવવાવાળા હોવાથી એનું વિશેષગુણપણું સાધર્મ્ય સમજવું. નામ પણ એનું વિશેષગુણ આપવામાં આવે છે. સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, નૈમિત્તિક, દ્રવત્વ, વેગ–આ દશ ગુણોમાં સામાન્ય ગુણપણું સાધર્મ્ય છે.

રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, શબ્દમાં બાહ્ય એક એક ઇન્દ્રિયથી ગ્રહણ કરવાપણારૂપ સાધર્મ્ય છે. સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ, વેગ, સ્નેહ આ દશ ગુણોમાં ચક્ષુ અને સ્પર્શ આ બે ઇન્દ્રિયોથી ગ્રહણ કરવાપણું હોવાથી બેઇન્દ્રિય પ્રત્યક્ષપણું સાધર્મ્ય છે.

બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન આ છ ગુણોમાં માનસિક પ્રત્યક્ષ થવા પણારૂપ સાધર્મ્ય છે

ગુરૂત્વ, ધર્મ, અધર્મ, ભાવના આ ચાર ગુણો અતીન્દ્રિય પ્રત્યક્ષ હોવાથી તેનું તે સાધર્મ્ય સમજવું.

દ્રવ્ય ઉત્પન્ન થાય છે. આવી રીતે દરેક ઠેકાણે રૂપાદિનું પરાવર્તન સમજવું.

## સંખ્યાનિરૂપણ.

એક, બે, ત્રણ, ચાર એવા વ્યવહારમાં જે કારણ હોય તે સંખ્યા કહેવાય. તેના બે ભેદ છે. એક દ્રવ્ય સંખ્યા, બીજી અનેક દ્રવ્ય સંખ્યા. જેનું આશ્રય દ્રવ્ય એક હોય તે એકદ્રવ્યસંખ્યા કહેવાય, જેનું આશ્રય દ્રવ્ય અનેક હોય તે દ્રવ્ય કહેવાય આકાશ, કાળ, દિશા, જલાદિ પરમાણુ વિગેરેમાં રહેલી સંખ્યા એક દ્રવ્ય સંખ્યા. અનેક દ્રવ્ય સંખ્યા તો બેથી પરાર્ધ પર્યન્ત સમજવી. દ્વિત્વાદિ સંખ્યા અપેક્ષાબુદ્ધિથી ઉત્પન્ન થાય છે. તેના નાશથી નાશ પામે છે.

## પરિમાણનિરૂપણ.

માન વ્યવહારમાં જે કારણ હોય તે પરિમાણ કહેવાય. તેના ચાર ભેદ છે. અણુપરિમાણ, મહત્ પરિમાણ, હ્રસ્વ પરિમાણ, દીર્ઘ પરિમાણ. મહત્ પરિમાણના બે ભેદ છે. એક નિત્ય, બીજું અનિત્ય. આકાશ, કાલ, દિશા, આત્મા આ ચારમાં જે પરમ મહત્ પરિમાણ છે તે નિત્ય સમજવું. તે ચાર દ્રવ્યો વ્યાપક તથા નિત્ય હોવાથી એનું પરિમાણ પણ નિત્યજ હોય.

ઘટાદિ વિગેરેમાં મહત્ પરિમાણ અનિત્ય સમજવું.તેના નાશથી પરિમાણનો પણ નાશ થતો હોવાથી અનિત્ય કહેવામાં

સંયોગ, વિભાગ અને વેગ આ ત્રણ ગુણો ક્રિયાજન્ય છે. પરત્વ, અપરત્વ, દ્વિત્વ, સંખ્યા, દ્વિપૃથકત્વ આ ચાર ગુણો અપેક્ષાબુદ્ધિથી પેદા થતા હોવાથી અપેક્ષાબુદ્ધિજન્યત્વ એનું સાધર્મ્ય છે.

ગુરૂત્વ, દ્રવત્વ, વેગ, પ્રયત્ન, ધર્મ અધર્મ, સંયોગ આ ગુણોમાં ક્રિયાનું કારણપણું સાધર્મ્ય છે.

રૂપ, રસ, ગન્ધ, અનુષ્ણાશીત સ્પર્શ સંખ્યા, પરિમાણ એક પૃથકત્વ, સ્નેહ, શબ્દ આ ગુણોમાં અસમવાયિ કારણતા રૂપ સાધર્મ્ય છે.

જે અન્યથા સિદ્ધ ન હોય અને કાર્યની પૂર્વમાં નિયમથી રહેવાવાળું હોય તે કારણ કહેવાય. તેના ત્રણ ભેદ છે–સમવાયિ કારણ, અસમવાયિકારણ અને નિમિત્તકારણ.

જેમાં જે સમવાય સંબન્ધથી ઉત્પન્ન થાય તે તેનું સમવાયિકારણ કહેવાય. જેમ તંતુઓ પટનું, કપાલ ઘડાનું સમવાયિકારણ છે તેમ સર્વત્ર સમજવું.

સમવાય અને અસમવાયિત્વ આ બેમાંથી કોઇ એક સંબન્ધથી જે કારણ હોય અને આત્માના ગુણોથી ભિન્ન હોય તે કાર્યનું અસમવાયિકારણ કહેવાય.

જેમ તંતુનો સંયોગ અને પટ આ બંને તંતુમાં સમવાય સંબન્ધથી રહેતા હોવાથી તંતુ સંયોગ પટનું અસમવાયિ કારણ સમજવું તથા કપાલનું રૂપ કપાલમાં સમવાયસંબન્ધથી રહે છે, અને ઘટનું રૂપ કપાલમાં રૂપસમવાયિ

જેમ અપર સામાન્ય છે; તેમ પૃથક્ત્વ પર સામાન્યની અપેક્ષાથી એક પૃથક્ત્વાદિક અપર સામાન્ય નથી.

## સંયોગનું નિરૂપણ.

આ દ્રવ્યનો આ દ્રવ્યની સાથે સંબન્ધ થયો. એવા વ્યવહારમાં જે કારણ હોય તે સંયોગ કહેવાય. દ્રવ્ય, ગુણ અને કર્મમાં પણ તે કારણ છે તન્તુ-સંયોગ પટનું કારણ. કપાલનો સંયોગ ઘટનું કારણ. આત્માને મનનો સંયોગ બુદ્ધિ વિગેરે ગુણનું કારણ. ભેરીને આકાશનો સંયોગ શબ્દનું કારણ પ્રયત્નવાળા આત્મા અને હાથનો સંયોગ હાથની ક્રિયાનું કારણ—એમ સર્વત્ર સમજવું. પ્રથમ જુદાં હોય અને પછી જે દ્રવ્યોનું આપસમાં મળવું તે સંયોગ કહેવાય. તેના ત્રણ ભેદ છે—અન્યતરકર્મજન્ય, ઉભયકર્મજન્ય અને ત્રીજો સંયોગજન્ય.

બે પદાર્થોમાંથી એકની ક્રિયાથી જે સંયોગ ઉત્પન્ન થાય તે અન્યતરકર્મજન્ય કહેવાય. જેમ પર્વતની સાથે મનુષ્યનો સંયોગ, પક્ષીને ઉડી બેસવાથી વૃક્ષની સાથે પક્ષીનો સંયોગ, વિગેરે સમજવા.

ઉભયની ક્રિયાથી જે સંયોગ થાય તે ઉભયકર્મજન્ય કહેવાય.

બે મલ્લોનો આપસમાં દોડીને આવવાથી થયેલો તે, બે પાડાઓને સામા આવવાથી થયેલો તે, ઘણા તંતુઓ અને

આરોગ્યતા વિગેરેમાં નિમિત્ત છે. જલના પરમાણુમાં નિત્ય છે. પૃથ્વીમાં અનિત્ય સમજવો.

ગન્ધના બે ભેદ છે.–સુગન્ધિ, દુર્ગન્ધિ. નાશિકાથી એનું પ્રત્યક્ષ થાય છે. પૃથ્વી સિવાય બીજે ઠેકાણે માનવામાં આવેલ નથી અને અનિત્ય છે.

શીત, ઉષ્ણ, અનુષ્ણાશીત સ્પર્શના ત્રણ ભેદો છે. ત્વગ્ ઇન્દ્રિયથી એનું પ્રત્યક્ષ થાય છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ આ ચાર દ્રવ્યમાં છે. કઠિન, શિથિલ વિગેરે તો સંયોગવિશેષ સમજવા. સ્પર્શવિશેષ રૂપે માનવા નહિ.

જલ, તેજ, વાયુ આ ત્રણના પરમાણુને છોડીને બાકી સર્વત્ર અનિત્ય છે.

## પાકથી થયેલ રૂપાદિની સમજણ.

કાચા ઘડાની અંદર અગ્નિનો સંયોગ થવાથી ઘડાનો આરમ્ભ કરવાવાળા પરમાણુઓની અંદર ક્રિયા ઉત્પન્ન થાય છે. પછી તે ક્રિયાદ્વારા ઘડાનો વિભાગ થાય છે, ત્યાર બાદ સંયોગનો નાશ. જ્યારે તે સંપૂર્ણ નષ્ટ થઇને સ્વતંત્ર પરમાણુ રહે છે ત્યારે પરમાણુમાં અગ્નિ સંયોગની ઉષ્ણતાને લઇને શ્યામરૂપ વિગેરેનો નાશ થાય છે, અને એથી વિલક્ષણ અગ્નિના સંયોગની ઉષ્ણતાને લઇને તેમાં લાલરૂપ વિગેરે ઉત્પન્ન થાય છે. તે પછી ભોગી લોકોના અદષ્ટની અપેક્ષાથી ઉત્પન્ન થયેલા પાકજ પરમાણુમાં ક્રિયા ઉત્પન્ન થયા બાદ પરસ્પર સંયોગ થવાથી દ્વયણુક વિગેરેના ક્રમથી ઘટાદિ કાર્ય

ગના બે ભેદ છે. એક કારણના વિભાગથી ઉત્પન્ન થયેલ વિભાગ બીજો કારણ–અકારણના વિભાગથી ઉત્પન્ન થયેલ વિભાગ.

દરેક વિભાગ ક્ષણિક હોવાથી ઉત્તર સંયોગ સુધી તેની સ્થિતિ માનવામાં આવે છે. કોઇ ઠેકાણે સંયોગથી અને કોઇ ઠેકાણે આશ્રયના નાશથી વિભાગનો નાશ માનવામાં આવે છે.

## પરત્વ–અપરત્વનિરૂપણ.

આ પદાર્થથી આ પદાર્થ પર છે, તથા એથી આ અપર છે, એવા વ્યવહારનું જે કારણ હોય તે પરત્વ અપરત્વ કહેવાય. તેના બે ભેદ છે––એક દિશાથી થયેલ અને બીજું કાલથી થયેલ.

દૂર અને નજીકના વ્યવહારમાં દિશાકૃત પરત્વ અપરત્વ સમજવું. અને ન્હાના મ્હોટાના વ્યવહારમાં કાલકૃત પરત્વ અપરત્વ સમજવું.

ભાવાર્થ—કાશીની અપેક્ષાએ પ્રયાગથી પટણા દૂર છે. મુંબઇની અપેક્ષાએ અમદાવાદથી પૂના દૂર છે. તેવીજ રીતે પ્રયાગની અપેક્ષાએ કાશીથી પટણા નજીક છે. અમદાવાદની અપેક્ષાએ મુંબઇથી પૂના નજીક છે. આવે ઠેકાણે દિશાએ કરેલો પરત્વ અપરત્વનો વ્યવહાર સમજવો. પચાસ વરસ વાળાની અપેક્ષાએ સો વરસવાળો મોટો છે. સો વર્ષ વાળાની અપેક્ષાએ પચાસ વાળો નાનો છે. આ વ્યવહાર કાલથી થયેલો સમજવો. અપેક્ષા–બુદ્ધિના નાશથી એનો નાશ થાય છે.

કંઈ પણ બાધ નથી. અણુપરિમાણના બે ભેદ–નિત્ય અને અનિત્ય. પરમાણુનું અણુ પરિમાણ નિત્ય સમજવું. દ્વયણુકમાં અનિત્ય સમજવું. તથા કેરી, લીંબુ, બોર વિગેરેમાં ન્હાના મ્હોટાનો વ્યવહાર આપેક્ષિક સમજવો. લાંબા ટુંકાની અપેક્ષાથી હ્રસ્વ દીર્ઘનો વ્યવહાર સમજવો સોળ હાથના કપડાથી બાર હાથનો ટુંકો, અને બાર હાથથી સોળ હાથનો લાંબો એવી રીતે સર્વત્ર સમજવું. આ ચાર પ્રકારના પરિમાણમાં જેનો આશ્રય નાશ પામતો હોય તે પરિમાણનો પણ નાશ સમજવો.

## પૃથકત્વનિરૂપણ.

ઘટથી પટ જુદો છે એવા વ્યવહારમાં જે કારણ હોય તે પૃથકત્વ કહેવાય. તેના બે ભેદ–એક દ્રવ્ય પૃથકત્વ, અને અનેક દ્રવ્ય પૃથકત્વ. જેનું આશ્રય દ્રવ્ય એક હોય તે એક દ્રવ્ય પૃથકત્વ કહેવાય, અને જેનું આશ્રય દ્રવ્ય અનેક હોય તે અનેક દ્રવ્ય પૃથકત્વ કહેવાય. જેમ એક સંખ્યા પરમાણુમાં નિત્ય છે અને કાર્ય દ્રવ્યમાં કારણગુણપૂર્વક હોય છે તથા આશ્રયના નાશથી નાશ પામે છે, તેમજ એક પૃથકત્વ પણ સમજવું. જેમ દ્વિત્વાદિ સંખ્યા અપેક્ષા–બુદ્ધિથી પેદા થાય છે, તેના નાશથી નાશ પામે છે તેમ અનેક પૃથકત્વ પણ સમજવું.

## સંખ્યા અને પૃથકત્વના ભેદની સમજણ.

સંખ્યાપણું પર સામાન્યની અપેક્ષાથી એકત્વ દ્વિત્વ

નિમિત્તના અભાવે જોવામાં ન આવ્યા, પરન્તુ પૂર્વમાં દેખેલા હોવાથી સ્મરણ તો બરાબર છે. ત્યારે વિચાર થયો કે–આ બે વિરૂદ્ધ ધર્મો એકમાં તો સંભવી શકે નહિ; તેમ સામાન્ય ધર્મો દેખાતા હોવાથી અભાવ પણ માની શકાય નહિ ત્યારે તે વખતે સંશય પેદા થાય છે. તેના બે ભેદ છે–એક અન્તઃસંશય અને બીજો બાહ્ય સંશય.

કોઈ એક નૈમિત્તિક પુરૂષે કંઈક ગ્રહ–સંચારાદિ નિમિત્ત પ્રાપ્ત કરીને સારૂં થયું હતું અથવા થશે, નરસું થયું હતું યા થશે—આવો આદેશ કર્યો બાદ તેના વાક્યથી તેમજ થયું. પછી બીજા કોઈ વખતે જ્યારે સારા નરસા વિષયમાં કહેવામાં આવ્યું ત્યારે તેથી ઉલટું ફલ માલૂમ પડ્યું. મનમાં વિચાર થયો કે જે નિમિત્તબલથી પ્રથમ કહ્યું હતું, તેજ નિમિત્ત-બલથી અત્યારે પણ કહેવામાં આવ્યું છતાં ફલ ઉલટું કેમ થયું. આ વિચાર થયા બાદ સંશય થયો–જે મ્હને પોતાને નિમિત્તજ્ઞાન થયું હતું તે શું સાચું છે કે ખોટું ? આનું નામ અન્તઃસંશય સમજવો.

બાહ્ય સંશયના બે ભેદ છે—પ્રત્યક્ષ વિષયમાં અને અપ્રત્યક્ષ વિષયમાં. આ શું લાકડું છે કે પુરૂષ છે એ પ્રત્યક્ષ વિષયમાં. અને એકલું શીંગડું જોવાથી સંશય થાય કે–આ ગાય છે કે રોઝ ! એ પરોક્ષ વિષયમાં સમજવો.

## વિપર્યયસ્વરૂપનિરૂપણ.

વિપર્યયના બે ભેદ છે. પ્રત્યક્ષ વિષયમાં અને અપ્રત્યક્ષ

તુરીના સંયોગથી પટ અને તુરીનો સંયોગ, કપાલને દંડના સંયોગથી ઘટ અને દંડનો સંયોગ પેદા થાય છે. આ સર્વ સંયોગજન્ય સંયોગો સમજવા. પરમાણુઓનો આકાશ-પ્રદેશમાં વર્તવારૂપ સંયોગ તો અન્યતરકર્મજન્ય સમજવો.

વિભુ પદાર્થોનો પરસ્પર સંયોગ છેજ નહિ. સંયોગનો નાશ કોઇ ઠેકાણે વિભાગથી થાય છે અને કોઇ ઠેકાણે આશ્રયના નાશથી થાય છે.

## વિભાગનું નિરૂપણ.

'આથી આ જુદો થયો' એવા વ્યવહારમાં જે કારણ હોય તે વિભાગ કહેવાય. વસ્તુને પ્રાપ્ત કરીને પછી જુદું પડવું એનું નામ વિભાગ સમજવો. શબ્દ અને વિભાગ આ બેમાં વિભાગ કારણ છે. તેના ત્રણ ભેદ છે. બેમાંથી એકની ક્રિયાથી ઉત્પન્ન થયેલો વિભાગ અન્યતરકર્મજન્ય કહેવાય.

બેની ક્રિયાથી ઉત્પન્ન થયેલ વિભાગ ઉભયકર્મજન્ય કહેવાય.

વિભાગથી થયેલો વિભાગ વિભાગજન્ય વિભાગ કહેવાય.

વૃક્ષ, પર્વત વિગેરેમાંથી જુદા પડેલા મનુષ્ય, કપિ વગેરેમાં અન્યતરકર્મજન્મ વિભાગ કહેવાય. બે મલ્લોના જુદા પડવાથી ઉભયકર્મજન્ય વિભાગ કહેવાય. વિભાગજન્ય વિભા-

જંગલી મનુષ્યોને ગાયના ગળાની પાસે રહેલી એકલી ગલકંબળ દેખવાથી આ પ્રાણી કોણ હશે એવો જે ખ્યાલ થાય તે અપ્રત્યક્ષ અનધ્યવસાય સમજવો.

## સ્વપ્નનિરૂપણ.

શરીરના વ્યાપાર દ્વારા ગમનાગમનથી દિવસમાં પરિશ્રાન્ત થયેલા પ્રાણીને રાત્રિમાં પરિશ્રમની શાન્તિ માટે તથા કરેલા આહાર પાણીને રસાદિ રૂપે પરિણામ પમાડવાની ખાતર તથા અદૃષ્ટે કરાવેલ પ્રયત્નની અપેક્ષા દ્વારા આત્મા અને મનના સંયોગથી મનમાં જે ક્રિયાનો સંતાન ઉત્પન્ન થયેલો છે તેથી બાહ્ય ઇન્દ્રિયોના સંબન્ધરહિત આત્માના પ્રદેશમા નિશ્ચલરૂપે મન રહે છે એવા સમયમાં પ્રલીનમનસ્ક પુરૂષ કહેવાય છે.

અને જ્યારે મન પ્રલીન થાય છે ત્યારે ઇન્દ્રિયોનો સમૂહ પણ પોતાના વ્યાપારથી શાન્ત થઇ જાય છે, અને તે પ્રલીન મનની અવસ્થામાં પ્રાયે પ્રાણ તથા અપાન વાયુના સંતાનને નીકળવા પ્રવેશ કરવા રૂપ પ્રવૃત્તિ થયા બાદ સ્વાપ એવા સંસ્કારથી તથા પૂર્વે અનુભવેલા વિષયથી પણ દેશકાલથી વ્યવહિત એવા અસદ્ભૂત વિષયમાં પ્રત્યક્ષ સંવેદનરૂપ સ્વપ્નજ્ઞાન ઉત્પન્ન થાય છે. તેના ત્રણ ભેદ છે. સંસ્કારપાટવથી થતું સ્વપ્નજ્ઞાન, ધાતુદોષથી થતું સ્વપ્નજ્ઞાન અને ત્રીજું દૃષ્ટથી થતું સ્વપ્નજ્ઞાન. ઉદાહરણો અનુક્રમે–કામી યા ક્રોધી મનુષ્ય જે અર્થનું ચિન્તવન કરી સુઇ રહ્યો હોય ત્યારે

ભાવાર્થ—જે કાલમાં બીજા અવયવ દ્વારા વિભાગ થાય છે તે કાલમાં અપેક્ષા બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ત્યાર પછી તે વિભાગથી જે કાલમાં સંયોગનો વિનાશ થાય છે તેજ કાલમાં પરત્વ ઉત્પન્ન થાય છે. પછી સંયોગનો નાશ થવાથી તેના આશ્રયથી ઉત્પન્ન થયેલ પરત્વ ગુણનો નાશ સમજવો. એવી રીતે અપરત્વમાં પણ સમજવું.

## બુદ્ધિ નિરૂપણ.

બુદ્ધિ, ઉપલબ્ધિ, જ્ઞાન એ સર્વ પર્યાયો સમજવા. પદાર્થો અનન્ત હોવાથી દરેક અર્થનો પ્રકાશ કરવાવાળી બુદ્ધિ પણ અનન્ત સમજવી. જો કે તે બુદ્ધિના અનન્ત ભેદ અર્થના અનન્ત ભેદને લઇને છે, તોપણ સંક્ષેપથી તેના બે ભેદો છે—વિદ્યા, બીજી અવિદ્યા. તેમાં પણ વિદ્યાના ચાર ભેદો છે—સંશય, વિપર્યય, અનધ્યવસાય અને સ્વપ્ન.

## સંશયનું સ્વરૂપ.

જેના સામાન્ય ધર્મો દેખવામાં આવતા હોય, અને વિશેષ ધર્મો જો કે દેખાતા ન હોય પરન્તુ સ્મરણમાં તો જરૂર હોય એવા સ્થલમાં અધર્મને લઇને સંશય પેદા થાય છે કે—આ શું લાકડું છે કે પુરૂષ!

અર્થાત—કોઇ એક પુરૂષ જંગલમાં ગયા બાદ લાકડાના ને પુરૂષના ઉંચાઇ, પહોળાઇ વિગેરે સરખા ધર્મોને જોયા. બાદ વક્ર પોલાણ હાથ પગ વિગેરે બીજા ધર્મો.

દર્શન હયેનું જ્ઞાન તે માધ્યસ્થ દર્શન ગુણ દોષ સિવાયનું જ્ઞાન તે. આ મતમાં પ્રમાણ બે છે. પ્રત્યક્ષ અને અનુમાન. પ્રત્યક્ષ પ્રમાણના ભેદો લક્ષણ વિગેરે સર્વ નૈયાયિકના સમાન હોવાથી અત્ર વિશેષ વિવેચન કરવામાં આવતું નથી. વિશેષની આકાંક્ષા વાળાએ પ્રશસ્તપાદ ભાષ્યના પૃ. ૧૮૬–૧૮૭ સુધી ન્યાયકન્દલી પૃ. ૧૮૯–૨૦૦ સુધી જોઇ લેવી. નૈયાયિકના દર્શનમાં પણ ખૂબ પ્રતિપાદન કરવામાં આવેલ હોવાથી પિષ્ટપેષણ ન થાય તેટલા માટે મુલતવી રાખવામાં આવેલ છે.

## અનુમાનનિરૂપણ.

હેતુનું દર્શન અને વ્યાપ્તિના સ્મરણ પૂર્વક જે સાધ્ય પદાર્થનું જ્ઞાન થાય તેને અનુમાન કહેવામાં આવે છે. હેતુનું લક્ષણ–પ્રશસ્ત પાદ ભાષ્ય પૃ. ૨૦૦ માં આ પમાણે છે.

" यदनुमेयेन संवद्धं प्रसिद्धं च तदन्विते ।
तदभावे च नास्त्येव तल्लिङ्गमनुमापकम् ॥ "
" विपरीत मतो यत् स्यादेकेन द्वितयेन वा ।
विरुद्धासिद्धसंदिग्धमलिंगं काश्यपोऽब्रवीत् ॥ "

ભાવાર્થ—જેને સિદ્ધ કરવાની ઇચ્છા હોય તે ધર્મવાળા પક્ષમાં તે વિદ્યમાન હોય, તથા જેમાં તે સાધ્ય ધર્મનો નિશ્ચય હોય તેવા સપક્ષમાં પ્રસિદ્ધ હોય, તથા તેજ સાધ્યધર્મના અભાવવાળામાં તે બિલકુલ ન હોવો જોઇએ એવા હેતુને

વિષયમાં, પિત્ત, કફ અને વાયુ દોષવાળી ઇન્દ્રિયો જેને હોય એવા પુરૂષને યથાર્થ આલોચન કર્યા સિવાય તથા અધર્મ સહિત આત્મા મનના સંયોગથી શંખમાં પીળાપણાનું જ્ઞાન, ગાયમાં અશ્વનું જ્ઞાન જે થાય તે પ્રત્યક્ષ વિષયક વિપર્યય કહેવાય. નિત્યમાં અનિત્યનું, અનિત્યમાં નિત્યનું, આત્મામાં જડનું, જડમાં આત્માનું જે જ્ઞાન, સુખમાં દુઃખનું, દુઃખમાં સુખનું, શાક્યાદિ બીજા દર્શનમાં આ શાક્ય દર્શનજ સાચું છે, કારણમાં અકારણનું, અહિતમાં હિતનું જે જ્ઞાન થાય તે પરોક્ષ વિષયક વિપર્યય સમજવો,

## અનધ્યવસાયસ્વરૂપ.

અનધ્યવસાયના બે ભેદ છે. પ્રત્યક્ષ વિષય, બીજો પરોક્ષ વિષય. ચિત્ત બીજા વિષયમાં લાગેલું હોવાથી અને વિશેષ જ્ઞાનનો અર્થી હોવાથી પ્રસિદ્ધ પદાર્થમાં, આ શું ! એવો જે ખ્યાલ આવયો તેનું નામ અનધ્યવસાય કહેવાય.

અર્થાત્—પનસના વૃક્ષમાં આ વૃક્ષ છે, શાખાવાળું છે એવો તો અધ્યવસાય છે, પરન્તુ આનું પનસ નામ છે એવો ઉપદેશ ન હોવાથી તથા જેને વિશેષ નામની ખબર નથી એવા પુરૂષને મનમાં એમ થાય છે કે એનું નામ શું હશે. એટલા ખ્યાલ માત્રથી જ્યાં સંજ્ઞાવિશેષનું અનવધારણ ન થાય ત્યાં તેને અનધ્યવસાય કહેવામાં આવે છે, આ પ્રત્યક્ષ વિષય અનધ્યવસાય સમજવો. નાળીએર દ્વીપમાં રહેવાવાળા

થયેલું હોવાથી જેમ શબ્દ પ્રમાણનો અનુમાનમાં અન્તર્ભાવ થાય છે, તેમજ વાક્ય સાંભળવાથી પેદા થયેલ રોઝના જ્ઞાન રૂપ ઉપમાન પ્રમાણને અનુમાનમાં અન્તર્ભાવ કરવાથી કંઇ પણ બાધ છેજ નહિ, માટે જુદું પ્રમાણ ન માનવું જોઇએ.

## અર્થાપત્તિનો અનુમાનમાં અન્તર્ભાવ.

માવજીભાઇ દિવસે ખાતા નથી અને પુષ્ટ તો માલૂમ પડે છે, ત્યારે રાત્રિભોજનની કલ્પના અવશ્ય કરવી જોઇએ, કેમકે ભોજન સિવાય પુષ્ટપણું બની શકેજ નહિ. આવા સ્થલમાં બીજા લોકો અર્થાપત્તિ પ્રમાણ માને છે, ત્યારે વૈશેષિક લોકો એનો અનુમાનમાં અન્તર્ભાવ કરે છે. શાન્તિલાલની માફક માવજીભાઇ પણ રાત્રિભોજન કરવાવાળા છે. દિવસમાં ભોજન નહિ કરીને પણ પુષ્ટ માલૂમ પડતા હોવાથી. આવી રીતે દરેક અર્થાપત્તિનો અનુમાનમાં અન્તર્ભાવ કરવો.

## સંભવનો અનુમાનમાં અન્તર્ભાવ.

હજારની સંખ્યા પણ સોની સાથે સંબન્ધ વાળી છે. સોની ગણતરી પૂર્વક હજારની ગણતરી થતી હોવાથી.

## અભાવ પ્રમાણનો પણ અનુમાનમાં અન્તર્ભાવ.

જેમ ઉત્પન્ન થયેલું કાર્ય કારણસંતાન સૂચવે છે, તેમ ઉત્પન્ન નહિ થયેલું કાર્ય પણ કારણના અભાવમાં હેતુ રૂપે સમજવું.

સંસ્કારના અતિશયથી તેનું સ્મરણ થાય છે. વાતપ્રકૃતિવાળો પુરૂષ સ્વપ્નમાં આકાશગમનને જુએ છે. પિત્તપ્રકૃતિવાળો અગ્નિમાં પ્રવેશ, સુવર્ણનો પર્વત, સૂર્યનો ઉદય વિગેરે જુએ છે. શ્લેષ્મપ્રકૃતિવાળો નદી સમુદ્ર વિગેરેમાં તરવાનું, અને હિમના પર્વત વિગેરેને જુએ છે. આ સર્વ ધાતુદોષનાં ઉદાહરણો સમજવાં.

## અદૃષ્ટનું ઉદાહરણ.

પોતે અનુભવેલા યા નહિ અનુભવેલા પ્રસિદ્ધ યા અપ્રસિદ્ધ પદાર્થમાં જે શુભ સૂચક ગજ ઉપર આરોહણ, છત્ર ચામરાદિનો લાભ વિગેરેનું સ્વપ્નમાં જે જ્ઞાન થાય તે સર્વ સંસ્કારસહિત ધર્મથી સમજવું.

તેલનું મર્દન, ગર્દભ, ઉંટ વિગેરે ઉપર ચઢવું એવું જે સ્વપ્નજ્ઞાન થાય તે સર્વ સંસ્કારસહિત અધર્મથી સમજવું.

અત્યન્ત અપ્રસિદ્ધ પદાર્થનું જે સ્વપ્નજ્ઞાન થાય તે કેવલ અદૃષ્ટથી સમજવું.

## વિદ્યાનું નિરૂપણ.

તેના ચાર ભેદ છે. પ્રત્યક્ષ, અનુમાન, સ્મૃતિ અને આર્ષ. ઇન્દ્રિય અને અર્થના સંબન્ધથી ઉત્પન્ન થયેલ અને ભ્રાન્તિરહિત એવું જે જ્ઞાન તેને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. દ્રવ્યાદિ પદાર્થો પ્રમેય કહેવાય. આત્મા પ્રમાતા, ગુણ દોષ માધ્યસ્થ દર્શન પ્રમિતિ કહેવાય. ગુણ દર્શન ઉપાદેયનું જ્ઞાન તે દોષ

## બાકીના ગુણોનું નિરૂપણ.

પુષ્પમાલા વિગેરે ઇચ્છિત પદાર્થને સમીપમાં રહેવાથી તથા ઇષ્ટ પદાર્થની ઉપલબ્ધિવિષયક ઇન્દ્રિયાર્થના સંનિકર્ષથી અને ધર્માદિની અપેક્ષા યુકત આત્મા મનના સંયોગથી સુખ વિષયક સંવેદન, અનુરાગ, નેત્રની પ્રસન્નતા, મુખનો પ્રસાદ વિગેરેને પેદા કરાવવાવાળું જે હોય તે સુખ કહેવાય. તે સુખ અનુગ્રહસ્વભાવવાળું હોય છે; અતીત વિષયમાં સ્મૃતિથી થાય છે અને અનાગત વિષયમાં સંકલ્પથી પેદા થાય છે.

### દુઃખસ્વરૂપ.

ઉપઘાતસ્વભાવવાળું હોય તે દુઃખ કહેવાય. તે પણ અનિષ્ટ પદાર્થ ઉપલબ્ધિ વિષયક ઇન્દ્રિયાર્થ સંબન્ધથી તથા અધર્મયુકત આત્મા મનના સંયોગ દ્વારા અસહિષ્ણુતા, ઉપઘાત, દીનતા, મુખમલિનતા વિગેરેને પેદા કરાવવાવાળું જે હોય તે દુઃખ સમજવું.

### ઇચ્છાસ્વરૂપ.

પોતાને માટે યા પરને માટે અપ્રાપ્ત વસ્તુની જે પ્રાર્થના તેનું નામ ઇચ્છા. તે પણ આત્મા મનના સંયોગથી તથા સુખ સ્મૃતિ વિગેરેની અપેક્ષાથી ઉત્પન્ન થાય છે. તે ઇચ્છા પણ સ્મૃતિ પ્રયત્ન ધર્માધર્મ વિગેરેનું કારણ રૂપ છે. કામ, અભિલાષા, રાગ, સંકલ્પ, કારૂણ્ય, વૈરાગ્ય, ઉપધા, ભાવ વિગેરે ઇચ્છાના ભેદો સમજવા. મૈથુનની ઇચ્છા કામ કહેવાય; ભોજનની

અનુમિતિનું કરણ માનવામાં આવે છે. ઉપલક્ષણથી બાધ દોષ તથા સત્પ્રતિપક્ષ દોષ આ બેથી પણ રહિત હોય. અર્થાત્--પક્ષસત્ત્વ, વિપક્ષાસત્વ, સપક્ષસત્વ, અબાધિતત્વ, અસત્પ્રતિપક્ષત્વ આ પાંચ રૂપ જેમાં હોય તે હેતુ સાચો કહેવાય. આ પાંચ રૂપમાંથી કોઇ એક રૂપથી પણ રહિત હોય તે અસત્ય હેતુ કહેવાય. બીજાં આગમ વિગેરે પ્રમાણો પણ અનુમાનથી જુદાં સમજવાં નહિ. ધૂમની માફક વ્યાપ્તિબલથી અર્થનું પ્રતિપાદન કરવાવાળું આપ્તવચનરૂપ શબ્દ પણ અનુમાજ છે; અમુક શબ્દનો આ સાચો અર્થ છે. એવું જ્યાં સુધી માલૂમ ન પડે ત્યાં સુધી તે અર્થનું શબ્દ દ્વારા પ્રતિપાદન થઇ શકે જ નહિ, અને જ્યારે સાચો અર્થ જાણવામાં આવી જાય ત્યારે ધૂમની માફક અર્થના પ્રતિપાદનમાં તે શબ્દ હેતુ સમજવો. આનું નામજ અનુમાન સમજવું.

## ઉપમાનનો અનુમાનમાં અન્તર્ભાવ.

રોઝને નહિ જાણનાર નાગરિક પુરૂષે જેને રોઝનું યથાર્થ જ્ઞાન છે એવા વનેચરને કહ્યું કે ગવય કેવો હોય, ત્યારે જવાબમાં એમ જણાવ્યું કે ગાયના જેવો રોઝ હોય. તેજ વખતે જંગલમાં ગયા બાદ તે વ્યકિત જોવામાં આવવાથી પૂર્વમાં શ્રવણ કરેલ વનેચરનું વાકય પણ યાદ અને પછી યથાર્થ રોઝનું જ્ઞાન થયું કે આનું નામજ રોઝ છે. આને નૈયાયિક લોકો ઉપમાન પ્રમાણ કહે છે. આ વિષયમાં વૈશેષિક લોકોનું કહેવું એમ છે કે આ રોઝનું જ્ઞાન પણ વનેચરના વાકયથી

### ગુરૂત્વનું સ્વરૂપ.

જલ અને પૃથ્વીની પતનક્રિયામાં જે કારણ હોય તે ગુરૂત્વ કહેવાય. તે અપ્રત્યક્ષ છે તો પણ પતનક્રિયા દ્વારા એનું અનુમાન થઇ શકે છે. જ્યારે આ વૃક્ષથી ફલ નીચે પડયું ત્યારે એમાં ભારે પણું છે એમ અવશ્ય માનવું જોઇએ. તથા તેને સંયોગ, પ્રયત્ન અને સંસ્કારનું વિરોધિ સમજવું.

### દ્રવ્યત્વનું સ્વરૂપ.

સ્પન્દન કહેતાં રેલો ચાલવો, પાતળાપણું વિગેરે ક્રિયાનું જે કારણ હોય તે દ્રવત્વ કહેવાય. તેના બે ભેદ છે, સાંસિદ્ધિક અને બીજું નૈમિત્તિક. સ્વભાવસિદ્ધ દ્રવત્વ પાણીમાંજ છે. ઘૃતાદિ પૃથ્વી, સુવર્ણ વિગેરેમાં નૈમિત્તિક દ્રવત્વ સમજવું.

### સ્નેહસ્વરૂપ.

સ્નેહ પાણીનો વિશેષ ગુણ છે. આટો વિગેરેનો પિંડ બનાવવામાં શરીર વિગેરેની શુદ્ધિમાં, મૃદુપણા વિગેરેમાં સ્નેહ કારણ છે.

### સંસ્કારનું સ્વરૂપ.

તેના ત્રણ ભેદ છે. વેગ, ભાવના અને સ્થિતિસ્થાપક. વેગ મૂર્ત્તિમાન પાંચ દ્રવ્યમાં છે.

ભાવના નામનો સંસ્કાર આત્માનો ગુણ છે. અનુભવેલા પદાર્થની સ્મૃતિમાં તથા પ્રત્યભિજ્ઞાનમાં કારણભૂત છે. જ્ઞાન.

જેમ આ વડના ઝાડ નીચે યક્ષ છે એવું ઐતિહ્ય જો ખોટા વાક્ય રૂપ હોય તો તે અ પ્રમાણ છે. અને જો સાચા વાક્ય રૂપ હોય તો તેનો અનુમાનમાં અન્તર્ભાવ સમજવો.

## સ્મૃતિવિદ્યાનિરૂપણ.

પરિસ્ફુટ અભ્યાસથી સંસ્કાર પેદા થાય છે અને તે દ્વારા આત્મા મનના સંયોગથી પૂર્વમાં દેખેલ યા સાંભળેલ યા અનુભવેલ પદાર્થનું સ્મરણ કરે છે. આ સ્મૃતિ પણ પ્રમાણરૂપ નથી, કેમકે પૂવમાં અનુભવેલા પદાર્થને યાદ કરાવીનેચરિતાર્થ થયેલી હોવાથી. માટે પૂર્વ વિજ્ઞાનનેજ પ્રમાણ માનવું, સ્મરણને નહિ.

## આર્ષવિદ્યા નિરૂપણ.

વેદ બનાવવાવાળા મહર્ષિઓને ત્રિકાળવિષયક અતીન્દ્રિય પદાર્થ ધર્મ, અધર્મ વિગેરે આગમમાં પ્રતિપાદન કરેલા હોય અથવા ન હોય તો પણ તે સર્વ પદાર્થમાં આત્મા મનના સંયોગથી તથા ધર્મવિશેષને લઇને યથાર્થ સંવેદન રૂપ પ્રાતિભજ્ઞાન પેદા થાય છે તેને આ ઠેકાણે આર્ષ કહેવામાં આવે છે. તે પણ બતાવેલ પ્રામાણથી અલગ છે એમ સમજવાની ભૂલ કરવી નહિ.

## બુદ્ધિનિરૂપણ સમાપ્ત.

---

મંત્ર સિવાયની ક્રિયાઓ કરવી, વેદ ભણવામાં અનધિકારિ પણું વિગેરે શૂદ્રને ધર્મનાં સાધનો સમજવાં

ગુરૂકુલમાં નિવાસ કરવો, નિરન્તર અગ્નિમાં હોમ કરવો, જંગલથી લાકડાં લાવવાં, ભિક્ષા ભોજન કરવું, ગુરૂ મહારાજની સેવા વિગેરે બ્રહ્મચારીને ધર્મના સાધનો સમજવાં.

યતિ, સાધુ, સંન્યાસી, પરિવ્રાજક વિગેરે સાધુનાં પર્યાય નામો છે. તે સાધુપણું બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, સંન્યસ્તાશ્રમ આચારમાં કોઇપણ આશ્રમવાળો હોય તેને યતિ થવામાં કંઇ પણ બાધ નથી. અનુક્રમે ચારે આશ્રમ સેવવાજ જોઇએ એવો નિયમ નથી. તેજ વાતની પુષ્ટિમાં ન્યાયકન્દલી કારનો અભિપ્રાય પૃ ૨૦૭ માં છે કે—

यदहरेवाऽस्य श्रद्धा भवति तदहरेवाय प्रव्रजेत्

જે દિસે શ્રદ્ધા થાય તેજ દિવસે સર્વનો ત્યાગ કરી યતિ પણાને પ્રાપ્ત કરે. એમાં આશ્રમનું કંઇ પણ કામ નથી. કોઇ પણ આશ્રમમાં હોય, પરન્તુ સાધુ થવામાં વૈરાગ્ય-વાસના-યુક્ત શ્રદ્ધાજ કારણ છે.

ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, આ પાંચ યજ્ઞોનું સેવન, શાલીયા વૃત્તિ, યાયાવર વૃત્તિ, સંતોષ-વૃત્તિ વિગેરે ગૃહસ્થોને ધર્મનાં સાધનો સમજવાં.

વલ્કલ, ચામડું, દાઢી, મુચ્છ, નખ, રોમ વગેરેનું

ઇચ્છા અભિલાષા; વારંવાર વિષયમાં આસક્તિપણું તે રાગ, અનાસન્ન ક્રિયાની ઇચ્છા તે સંકલ્પ. સ્વાર્થની અપેક્ષા સિવાય પર દુઃખના નાશની ઇચ્છા તે કારૂણ્ય. દોષ દેખવાથી વિષયના ત્યાગની ઇચ્છા વૈરાગ્ય. બીજાને ઠગવાની ઇચ્છા ઉપધા. આકારથી માલૂમ પડેલી ઇચ્છા ભાવ કહેવાય. ચિકીર્ષા, જિહીર્ષા વિગેરે ક્રિયાના ભેદથી ઇચ્છાના પણ ભેદો સમજવા.

## દ્વેષસ્વરૂપ

અન્દરથી હૃદયને બાળવાવાળો જે હોય તે દ્વેષ કહેવાય જેની વિદ્યમાનતામાં આત્મા પ્રજ્વલિત માલૂમ પડે તે દ્વેષ સમજવો. તે પણ પ્રયત્ન, સ્મૃતિ અને અદૃષ્ટનું કારણરૂપ સમજવો. અમુકને મારી નાંખું એવો પ્રયત્ન દ્વેષથી થાય છે. વેદના અર્થને નાશ કરવાવાળામાં દ્વેષ કરવાથી ધર્મ થાય છે, તેજ વેદના અર્થને પાલન કરવાવાળામાં દ્વેષ કરવાથી અધર્મ થાય છે. ક્રોધ, દ્રોહ, મન્યુ, અક્ષમા, અમર્ષ વિગેરે દ્વેષના ભેદો સમજવા.

## પ્રયત્નનું સ્વરૂપ.

પ્રયત્ન, સંરંભ, ઉત્સાહ વિગેરે પર્યાયો સમજવા. તેના બે ભેદ છે. જીવન પૂર્વક, બીજો ઇચ્છા પૂર્વક. સુતેલા પ્રાણીની પ્રાણ, અપાન વાયુની ક્રિયા પ્રયત્નપૂર્વક સમજવી. હિતાહિત પ્રાપ્તિ–પરિહારમાં જે સમર્થ હોય તે ઇચ્છા દ્વેષ પૂર્વક પ્રયત્ન સમજવો.

જ્ઞાનપૂર્વક ધર્મના સેવનથી વિશુદ્ધ કુલમાં ઉત્પન્ન થયા બાદ વિનાશના ઉપાયોને જાણનાર આચાર્યનો સમાગમ કરી છ પદાર્થનું તત્વજ્ઞાન મેળવ્યા બાદ અજ્ઞાનની વૃત્તિઓ રૂપ બાલચેષ્ટાથી ઉદાસીન થયેલ મહાત્માને રાગદ્વેષો શાન્ત થવાથી નવીન ધર્માધર્મો ઉત્પન્ન થતા નથી, અને પૂર્વમાં જે ઉત્પન્ન થયેલા હોય તેનો ઉપભોગ કરી નિરોધ કરવામાં આવે છે. તદનન્તર ઇન્ધન વિનાના અગ્નિની માફક નિર્બીજ આત્માને શરીરની નિવૃત્તિ થાય છે, અને નવા શરીરની ઉત્પત્તિનું કોઇ કારણ ન હોવાથી નવું શરીર ઉત્પન્ન થતું નથી. તેજ વખતે દુઃખનો અત્યંત નાશ થાય છે, એનું નામજ મોક્ષ છે. તે દુઃખના એકવીશ ભેદ છે. છ ઇંદ્રિયો, છ વિષયો, છ બુદ્ધિઓ, શરીર, મન, દુઃખ, આ એકવીશ દુઃખનું કારણ હોવાથી એને દુઃખરૂપ કહેવામાં આવે છે, અને તેના અભાવનું નામ મોક્ષ સમજવું. ન્યાયકન્દલીકાર પણ આ વાતને પુરવાર કરી આપે છે પૃ. ૨૮૦. આત્માના વિશેષ ગુણોનો સર્વથા નાશ સહિત આત્માનું જે અવસ્થાન. તેનું નામજ મોક્ષ.

## શબ્દગુણનું નિરૂપણ.

શબ્દ આકાશનો ગુણ છે. શ્રવણેન્દ્રિયથી એનું પ્રત્યક્ષ થાય છે. તે ક્ષણિક છે. તેના બે ભેદ છે. વર્ણાત્મક અને બીજો ધ્વનિરૂપ. અકારાદિ વર્ણો જ્યાં સ્પષ્ટ માલૂમ પડે તે વર્ણાત્મક શબ્દ સમજવો. શંખ વિગેરેના શબ્દો ધ્વનિરૂપ સમજવા.

મદ દુઃખાદિનો વિરોધિ છે. ધનુષ વૃક્ષની શાખા નેતરની સોટી વિગેરેને નમાવીને મૂકી દીધા પછી જે. પૂર્વ અવસ્થાની પ્રાપ્તિમાં જે કારણ હોય તેને સ્થિતિસ્થાપક સંસ્કાર કહેવાય.

## ધર્મનું સ્વરૂપ.

ધર્મ એ પુરૂષનો ગુણવિશેષ છે. તેનું આચરણ કરવાવાળાને ધર્મ પોતે સુખ અને સુખનું સાધન મોક્ષ વિગેરે સારા કાર્યોમાં કારણભૂત છે. તે ધર્મ પુરૂષના શુભ સંકલ્પથી પેદા થાય છે. તેનાં સાધનો ધર્મમાં શ્રદ્ધા, પ્રાણિઓના હિતનું ચિન્તન, સત્યવચન, ચોરિત્યાગ, બ્રહ્મચર્ય, નિષ્કપટભાવ, ક્રોધત્યાગ, શુચિ દ્રવ્યનું ( સાત્વિક પદાર્થનું ) સેવન, દેવની ભકિત, ઉપવાસ, અપ્રમાદ આ સર્વ સામાન્ય ધર્મનાં સાધનો સમજવાં. વિશેષ સાધન—

સારા લોકથી ક્ષત્રિય વૈશ્ય પાસેથી દ્રવ્યનું ગ્રહણ કરવું, અધ્યયન, અધ્યાપન, યજ્ઞ વિગેરે બ્રાહ્મણનાં ધર્મ સાધનો સમજવાં. સમ્યક પ્રજાનું પાલન, ખરાબ લોકોને કબજામાં રાખવા, યુદ્ધથી જ્યાં સુધી વિજય ન મળે ત્યાં સુધી અથવા પ્રાણાન્ત સુધી પણ વિરામ પામવું નહિ વિગેરે ક્ષત્રિયોને ધર્મનાં સાધનો સમજવાં.

લેવા દેવાનો વ્યવહાર કરવો, ખેતીનું કાર્ય કરવું, પશુઓને પાલન કરવાં વિગેરે વૈશ્યોને ધર્મનાં સાધનો સમજવાં.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના આધીન રહેવું. વૈદિક

ઘટત્વ, કલશત્વ, કુંભત્વ વિગેરે પર્યાય ધર્મો પણ જાતિ કહેવાય નહિ. દરેકની અન્દર ઘટત્વ જાતિથીજ કામ ચાલી જાય છે. આ ઉદાહરણો તુલ્ય ધર્મમાં જાતિ નહિ માનવાનાં સમજવાં.

એકના અધિકરણમાં જ્યાં બીજાનો અત્યન્ત અભાવ આવતો હોય, પરન્તુ તે બંને ધર્મો એક ઠેકાણે રહેતા હોય તે ધર્મો પણ જાતિ કહેવાય નહિ. જેમ ભૂતત્વ અને મૂર્ત્તત્વ. ભૂતત્વના અધિકરણ આકાશમાં મૂર્ત્તપણાનો અભાવ છે, અને મૂર્ત્તપણાના અધિકરણ મનમાં ભૂતપણાનો અભાવ છે, છતાં પણ પૃથ્વી, જલ, તેજ, વાયુ આકાશની અન્દર તે બંને ધર્મો રહેતા હોવાથી સંકર દોષને લઇને આ બે ધર્મો જાતિ રૂપે માનવામાં આવ્યા નથી.

જાતિની ઉપર જાતિ માનવામાં અનવસ્થા દોષ આવવાથી સામાન્યપણું પણ જાતિ નથી.

વિશેષની ઉપર જાતિ માનવાથી વિશેષ રૂપની હાનિને લીધે વિશેષની ઉપર પણ જાતિ માનવામાં આવી નથી.

પર, અપર વિગેરે ભેદો તો પૂર્વ કહેવામાં આવેલા હોવાથી અત્ર વિશેષ વિવેચન કરવામાં આવતું નથી.

જે સ્વભાવથી એક પિંડમાં સામાન્ય રહે છે તેજ સ્વભાવથી બીજા પિંડમાં પણ રહે છે. દ્રવ્ય, ગુણ, કર્મથી જુદા પદાર્થ તરીકે સામાન્યને માનવામાં આવે છે.

ધારણ કરવું, અતિથિના ખાધા પછી જે શેષ બાકી રહે તેનું ભોજન કરવું વિગેરે વાનપ્રસ્થને ધર્મનાં સાધનો સમજવાં.

યમ, નિયમ વિગેરે ખબ દઢતા પૂર્વક પાળવા આ યતિઓને ધર્મનાં સાધનો સમજવાં.

## અધર્મનિરૂપણ.

અધર્મ પણ આત્માનો ગુણ વિશેષ સમજવો. તેનું આચેરણ કરવાવાળાને અહિત દુઃખ વિગેરેની પ્રાપ્તિ થાય છે. આજ કારણથી ધર્મશાસ્ત્રમાં અધર્માચરણનો નિષેધ કરવામાં આવે છે. હિંસા, અસત્ય, ચોરી, પરદેશગમન, અસંતોષ વિગેરે અધર્મનાં સાધનો સમજવાં.

જ્ઞાન વિનાના અને રાગદ્વેષવાળા પુરૂષને થોડા અધર્મ સહિત ધર્મમાં ઉત્કૃષ્ટ પ્રવૃત્તિ કરવાથી પોતાના આશયને અનુકૂલ બ્રહ્મ, ઇન્દ્ર, પ્રજાપતિ, પિતૃલોક, મનુષ્યલોક વિગેરેમાં ઉત્પન્ન થયા બાદ ઇષ્ટ ઇન્દ્રિય વિષયક સુખાદિની પ્રાપ્તિ થાય છે. થોડા ધર્મ સહિત ઘણા અધર્મથી પ્રેતયોનિ, તિર્યચયોનિ વિગેરે સ્થાનોમાં જવાથી અનિષ્ટ ઇન્દ્રિયોના વિષયો મળવાથી દુઃખાદિની પ્રાપ્તિ થાય છે.

અધર્મસહિત પ્રવૃત્તિરૂપ ધર્મથી ચારે ગતિમાં વારંવાર પરિભ્રમણ કરતો સંસારનો બન્ધ પ્રાપ્ત કરે છે.

ઘટ, પટ નથી એવી પ્રતીતિના વિષયને અન્યોન્યાભાવ કહેવામાં આવે છે. આ ભૂતલમાં ઘડો નથીજ આ પ્રતીતિના વિષયને અત્યન્તા ભાવ કહેવામાં આવે છે.

ઉપરોક્ત પ્રાચીન લોકોના મન્તવ્ય પ્રમાણે છ પદાર્થોનું, અને નવીન લોકોની માન્યતા પ્રમાણે સાત તત્ત્વોનું સંક્ષેપથી સ્વરૂપ બતાવવામાં જે આવેલું છે તે પ્રશસ્તપાદ ભાષ્ય, ન્યાયકન્દલી ટીકા, મુકતાવળી, દિનકરી વિગેરે ગ્રન્થોના અનુસારે સમજવું. વિશેષજિજ્ઞાસાવાળાઓને તે ગ્રન્થો અવલોકવાની ભલામણ કરી આ દર્શનની અત્ર સમાપ્તિ કરવામાં આવે છે.

ઇતિ વૈશેષિક દર્શન.

નદી, તળાવ, સમુદ્ર વિગેરેના તરંગોની જેમ એક શબ્દથી બીજો શબ્દ, બીજાથી ત્રીજો એવી રીતે ઉત્પન્ન થતાં થતાં જ્યારે કાન સુધી આવે ત્યારે તેનું ગ્રહણ થાય છે.

## કર્મસ્વરૂપનિરૂપણ.

મૂર્ત્ત દ્રવ્યમાં રહેવાવાળું, બીજામાં નહિ રહેવાવાળું અને ગુણથી જે રહિત હોય તે કર્મ કહેવાય. તેના પાંચ ભેદ છે. ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુંચન, પ્રસારણ, ગમન. પત્થર વિગેરે વસ્તુને ઉંચે ફેંકવાની જે ક્રિયા તે ઉત્ક્ષેપણ કર્મ કહેવાય. તેજ વસ્તુને નીચે ફેંકવાની જે ક્રિયા તે અવક્ષેપણ કર્મ કહેવાય. હાથ પગ વિગેરેને સંકોચ કરવાની જે ક્રિયા તે આકુંચન કર્મ કહેવાય. તે અવયવોને ફેલાવવાની ક્રિયાને પ્રસારણ કહેવામાં આવે છે. જવા આવવાની ક્રિયાને ગમન કહેવામાં આવે છે. આત્મત્વ પુરૂષત્વની માફક કર્મત્વનો પર્યાય ગમન પણ સમજવું. ભ્રમણ વિગેરેની વ્યાખ્યા પૂર્વ કરવામાં આવી છે, માટે અત્ર તેનું વિવેચન કરવામાં આવતું નથી.

## સામાન્યસ્વરૂપનિરૂપણ.

નિત્ય હોઈ કરીને પણ અનેક પદાર્થોમાં સમવાય સંબન્ધથી જે રહે તે સામાન્ય કહેવાય. તેના બાધક બતાવવામાં આવે છે. જે ધર્મ એક વ્યક્તિમાં રહે તે ધર્મ સામાન્ય ન કહેવાય, જેમ આકાશત્વ, દિશાપણું, કાલપણું.

આચાર્યશ્રીનો રોહ ગુપ્ત નામનો શિષ્ય બીજા ગામમાં વિચરતો હતો. કોઇ એક દિવસે રોહગુપ્ત આચાર્યશ્રીને વન્દન કરવા સારૂ અંતરંજીકા નગરીમાં આવ્યો. તે સમયે પોટ્ટશાલ નામના પરિવ્રાજક મહર્ષિ પોતે પેટ ઉપર લોઢાનો પાટો બાંધી હાથમાં જાંબુના વૃક્ષની ડાળ લઇ શહેરમાં પરિભ્રમણ કરતો હતો. નગરના લોકોએ આવા પ્રકારનું કૌતુક જોઇ પ્રશ્ન કર્યો કે આપને આમ કરવાનું શું કારણ. ઉત્તરમાં પરિવ્રાજક મહર્ષિએ જણાવ્યું જે મારૂં પેટ જ્ઞાનથી ભરેલું હોવાથી પેટ ફાટીને તે જ્ઞાન નીકળી ન જાય તેની ખાતર પેટ ઉપર લોઢાનો પાટો બાંધવામાં આવ્યો છે, અને જંબુદ્વીપની અન્દર મારો પ્રતિવાદી કોઇ નહિ હોવાથી પ્રતિવાદીનો અભાવ સૂચવવા માટે જંબુના વૃક્ષની ડાળ હાથમાં રાખી ફરૂં છું. આ બે નિમિત્તથી તે મહાત્માનું નામ પણ પોટ્ટશાલ પ્રચલિત થયું.

કદાચ કોઇ ખુણે રહી ગયો હોય તેના જગાડવા માટે આખા શહેરમાં પટહની ઉદ્ઘોષણા પણ મેં પોતે કરાવી છે. જેને વાદ કરવો હોય તે મારી પાસે આવી જાઓ. આવા પ્રકારની ઉદ્ઘોષણા નગરમાં પ્રવેશ કરતા રોહગુપ્તે સાંભળી અને તરતજ કહ્યું કે હું તમારી સાથે વાદ કરવા તૈયાર છું. તમો ઉદ્ઘોષણા બંધ કરાવો. આવી રીતે વાદની પ્રતિજ્ઞા વૃદ્ધાવસ્થાવાળા આચાર્યશ્રીને કહ્યા સિવાય તેણે સ્વીકારી લીધી, અને જ્યારે ગુરૂ પાસે આવીને સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તે મહર્ષિ જલ્પકથા, વિતંડાકથામાં નિપુણ હોવાથી અને

વિશેષનું નિરૂપણ પૂર્વ કરવામાં આવેલ હોવાથી અત્ર તેનું વિવેચન કરવામાં આવતું નથી.

## સમવાયનિરૂપણ.

આ કુંડામાં દહીં છે તેની માફક આ તંતુમાં પટ છે, આ તૃણમાં કટ છે, આ દ્રવ્યમાં ગુણ છે તથા કર્મ છે, ગુણમાં ગુણત્વ છે, કર્મમાં કર્મત્વ છે, આ દ્રવ્ય ગુણ કર્મની ઉપર સત્તા છે, આ નિત્ય દ્રવ્યમાં વિશેષ છે;–આવા પ્રકારની જે પ્રતીતિ થાય છે તે પણ સંબન્ધવિશેષ માન્યા સિવાય ઘટી શકેજ નહિ; અને જે એનો સંબન્ધવિશેષ હોય તેનું નામજ સમવાય. ગુણ ગુણિનો, ક્રિયા અને ક્રિયાવાળાનો, અવયવ અને અવયવિનો, જાતિ અને વ્યકિતનો, નિત્ય દ્રવ્ય અને વિશેષનો સમવાય સંબન્ધ સમજવો

## અભાવનું નિરૂપણ.

નવીન લોકો અભાવને પણ પદાર્થ રૂપે માને છે. તેના ચાર ભેદ છે. પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અન્યોન્યાભાવ, અત્યન્તા ભાવ.

આ ભૂતલમાં ઘડો થશે એવી પ્રતીતિ જ્યાં થાય તેને પ્રાગભાવ કહેવામાં આવે છે.

આ ઠેકાણે ઘડો ફૂટી ગયો એવી પ્રતીતિના વિષયને પ્રધ્વંસાભાવ કહેવામાં આવે છે.

તારી પાસેથી ભાગીને તે મહર્ષિ પાસે જઇ તેમની ઉપર મૂત્ર પુરીષોત્સર્ગ વિગેરે કરશે, તેથી તેમની સભામાં હાંસી થવાની અને એને બલશ્રી મહારાજા નગર બહાર કાઢી મૂકશે. સાથ તમારો વિજય થવાનો

ગુરૂ કૃપાથી સર્વ સામગ્રી મેળવી રોહગુપ્ત રાજ સભામાં ગયો અને તે પરિવ્રાજક પણ ત્યાં આવ્યા. રોહગુપ્તે જણાવ્યું જે તમારી ખુશીમાં આવે તેવો પૂર્વ પક્ષ કરો, હું ઉત્તર આપીશ. ત્યારે સમયને ઓળખી પરિવ્રાજકે પણ રોહગુપ્તને ઇષ્ટ, અને જેથી ખંડન થઇ શકેજ નહિ એવો પ્રશ્ન કર્યો.

શુભ અશુભ રાશિની માફક તેવા પ્રકારની ઉપલબ્ધિ થતી હોવાથી જગતમાં જીવ અને અજીવ આ બે રાશિ છે. આ પક્ષ સર્વથા ઇષ્ટ છે તોપણ અભિનિવેશને લઇને ખંડન કરવા માટે ઉત્તરમાં જણાવ્યું જે તમારૂં કથન ઠીક નથી, કેમકે રાશિ ત્રણ પણ દષ્ટિ ગોચર થાય છે–અધમ, મધ્યમ અને ઉત્તમ. આ ત્રણ રાશિની માફક બીજા પ્રકારની ઉપલબ્ધિ થતી હોવાથી જીવ, અજીવ અને નોજીવ આ ત્રણ રાશિ જગતમાં છે. જીવ મનુષ્યાદિ, અજીવ ઘટાદિ અને ગિરોલીનું કાપેલું પુછડું થોડી વાર તરફડે છે તેવો દેશવિશેષ નોજીવ કહેવાય. આ વાત સાંભળી ચૂપ થઇ ગયેલ પરિવ્રાજકને બીજી કંઇ પણ યુકિત યાદ નહિ આવવાથી વિદ્યાનો પ્રયોગ અજમાવવો શરૂ કર્યો. ત્યારે રોહગુપ્તે પણ તેમજ કર્યું. છેવટ તેમાં ફાવી નહિ શકવાથી મહર્ષિ પાસે જે છેલ્લું શસ્ત્ર ગર્દભીવિદ્યાનું હતું તે અજમાવ્યું. ત્યારે આણે પણ ગુરૂમંત્રિત

# प्रस्ताव दशमो.

## વૈશેષિકદર્શનની સમાલોચના.

આ દર્શન ક્યારે ઉત્પન્ન થયું અને કેવી રીતે થયું એ બીના જ્યાં સુધી જનસમાજના જાણવામાં ન આવે ત્યાં સુધી તેની ઉપર સત્યાસત્યનો નિર્ણય કેવી રીતે બાંધી શકાય! તેટલા માટે જો કે એની ઉત્પત્તિ એના મત પ્રમાણે તો જોઇ ગયા, પરન્તુ બીજાઓનો તેના ઉપર કેવો અભિપ્રાય છે તેની ઉપર પણ દૃષ્ટિપાત જરૂરનો ધારી કરવામાં આવે છે.

पंचसयाचोयाला तइआ सिद्धिं गयस्स वीरस्स पुरि अन्तरंजियाए तेरासियदिट्ठी उप्पन्ना—વિશેષાવશ્યક પૃ. ૯૮૧ માં. કાશીમાં છપાયેલ છે તે. પરમાત્મા મહાવીરનું નિર્વાણ થયા બાદ પાંચસો ચુમાલીસ વર્ષે અંતરંજીકા નગરીમાં વૈશેષિક દૃષ્ટિ ઉત્પન્ન થઇ.

આનું કંઇક વિવેચન તે ગ્રન્થના અનુસારે કરવામાં આવે છે.

અન્તરંજીકા નગરીની બાહિર ભૂતગૃહ નામના ચૈત્યમાં શ્રીગુપ્ત નામના આચાર્ય મહારાજ બીરાજમાન થયા હતા. તે સમયે તેજ નગરીમાં બલશ્રી નામનો રાજા હતો. તે વખતે

ઉલૂક ગોત્રમાં ઉત્પન્ન થયેલ હોવાથી ઔલૂક્ય નામ અને છ પદાર્થોને માનતા હોવાથી એમનું ષડૌલુક્ય નામ સમજવું.

આ સર્વ બીના વિશેષાવશ્યકમાં પૃ૦ ૯૮૧ થી ૧૦૦૩ સુધી વિવેચન કરીને સારી રીતે જણાવવામાં આવી છે.

આ ઉપરથી સ્હેજ સમજી શકાય તેમ છે કે ખુદ ઇશ્વરે ઘુવડનું રૂપ ધારણ કરી કણાદ ઋષિ અપર નામ રોહગુપ્તની આગળ છ પદાર્થોનો ઉપદેશ કર્યો એમાં કેટલી સત્યતા છે તેનો વિચાર કરવાનું કાર્ય વાંચક વર્ગને સોંપવામાં આવે છે. પોતે કલ્પેલા પદાર્થોને ઇશ્વરપ્રણીત કહેવરાવવાની ખાતર ઇશ્વરનેજ ઘુવડના રૂપનું ધારણ કરવાનું કલંક આપવું તે સારા મનુષ્યને શોભા સ્પદ કહેવાય નહિ. વળી ઇશ્વરને બીજી કોઇ પણ રીતે ઉપદેશ આપવાનું યાદ ન આવ્યું કે જેથી ઘુવડનું રૂપ ધારણ કર્યું. અશરીરિ ઇશ્વરને કોઇ વાર ઘુવડનાં તો કોઇ વાર વરાહના અને કોઇ વાર મચ્છનાં રૂપો બનાવવાની કલ્પના કરવી, આવી અસંબદ્ધ વાતો શ્રદ્ધાળુ ભક્તો સિવાય બીજાઓના મનોમન્દિરમાં કેવી રીતે નિવાસ કરી શકે એનો વિચાર આપ પોતેજ કરશો. આ સિવાયની ઇશ્વર વિષયની માન્યતા નૈયાયિકોના જેવી હોવાથી નૈયાયિક દર્શનની સમાલોચનાના પ્રસ્તાવમાં વિવેચન કરેલ હોવાથી અત્ર વિશેષ વિવેચન કરવામાં આવતું નથી.

આ દર્શનના પ્રથમ પ્રણેતા ઔલુક્ય વંશીય કણાદ ઋષિ હોવાથી આ દર્શન અનાદિ કાલનું છે એમ તો કોઇ પણ કહેવાનું સાહસ કરી શકેજ નહિ. હવે પદાર્થોનો વિચાર કરવામાં આવે છે.

સાથ સાથ વિદ્યાશક્તિ પણ પાસે હોવાથી તમો તેમાં ફાવી શકશો નહિ. માટે આ કાર્ય વિચાર કર્યાં સિવાય કર્યું લાગે છે. કદાચ તે હારશે તો પણ વિદ્યાનો પ્રયોગ કરી તમારો પરાજય કરવા ઘણી કોશિશ કરશે. તે કારણથી સાહસ કામ કરવું યોગ્ય ગણાય નહિ. વિદ્યાનાં નામોઃ— विच्छु सप्पे मुसग भिगी वराहीय काग पोमाइ पयाहि विज्जाहि सोय परि वाजगो कुमलो । ભાવાર્થ--વિંછીની વિદ્યા, સર્પવિદ્યા, મૂષકવિદ્યા, મૃગીવિદ્યા, વરાહીવિદ્યા, કાકવિદ્યા, પોતાકી વિદ્યા, આ વિદ્યાઓનો પ્રયોગ જેની ઉપર કરવામાં આવે તે મનુષ્યને વિદ્યાધિષ્ઠાત્રી દેવતા તેવા રૂપથી નાશ કરવાનો ઉપદ્રવ કરે. આ વાત સાંભળી રોહગુપ્તે કહ્યું કે ત્યારે હવે શું કરવું. જે થયું તે ખરૂં. વાદ તો અવશ્ય કરવો. આવા પ્રકારનો રોહગુપ્તનો વિચાર જાણી આચાર્યશ્રીએ જણાવ્યું જે ગભરાઈશ નહિ. મારી પાસે પણ એની વિદ્યાને નાશ કરવા વાળી બીજી વિદ્યાઓ છે, કે જે ખાલી પાઠ માત્ર કરવાથીજ કાર્યસિદ્ધિ કરી આપે છે. તેના નામઃ—

मोरी नउली बिराली वग्घी सिंहीय उलुगि उवाइ पयाओ विज्जाओ गिण्य परिव्वाय महणोओ— મોરી વિદ્યા, નકુલી વિદ્યા, બિડાલી વિદ્યા, વ્યાઘ્રી વિદ્યા, સિંહી વિદ્યા, ઉલૂકી વિદ્યા, ઉલાવકી વિદ્યા,—આ સાત વિદ્યાઓ એની પ્રતિ પક્ષી હોવાથી જો કે તને હરકત કરશે નહિ, તો પણ રજોહરણ મંત્રીને આપું છું તે પણ સાથ લઈ જા. જ્યારે તે મહર્ષિ સાત વિદ્યા સિવાય પણ ગર્દભી વિદ્યાનો પ્રયોગ કરે ત્યારે તું પણ તે રજોહરણનો પ્રયોગ કરજે એટલે

પણ સામાન્ય બુદ્ધિ થતી હોવાથી સામાન્યની ઉપર પણ સામાન્ય કેમ ન માનવું જોઇએ ? અનવસ્થા દોષ તો બીજ અંકુરની માફક કારણસામગ્રીની સદભાવદશામાં અન્યથા સિદ્ધ જેવો સમજવો, કેમકે કારણસામગ્રી જો સંપૂર્ણ હોય તો તે પોતાનું કાર્ય અવશ્ય કરે એમાં બીજાની વાટ જોવાનું કંઇ પણ પ્રયોજન છેજ નહિ.

વળી સામાન્યને પણ વિશેષરૂપ માનવું પડશે. આ ગોત્વ ઘટત્વથી જુદું છે, એવા પ્રકારની એક બીજાથી વ્યાવૃત્તિ કરાવવાવાળી વિશેષ બુદ્ધિને લઇને સત્તા સામાન્ય પણ ગોત્વ સામાન્ય વિગેરેથી ભિન્ન કહેતાં વિશેષ છે. નિત્ય દ્રવ્યની ઉપર માનેલા વિશેષ પદાર્થની માફક આથી એ સિદ્ધ થયું કે સામાન્યને વિશેષ રૂપ અને વિશેષને સામાન્ય રૂપ બનવાથી આ સામાન્ય જ છે, વિશેષ નથી તથા આ વિશેષજ છે, સામાન્ય નથી એવા પ્રકારનો નિયમ જે બાંધવામાં આવેલ છે તે પણ રહેશે નહિ. સત્તાના સંબન્ધથી વસ્તુમાં સત્ત્વ માનવામાં પ્રશ્નનો અવકાશજ કયાં છે.

પ્ર૦ સત્તાના સંબન્ધથી વસ્તુમાં જે સત્ત્વ માનવામાં આવે છે તે શું વસ્તુની અન્દર સ્વરૂપથી સત્ત્વ નહી હોવા છતાં પણ સત્તાના સંબન્ધથી વસ્તુમાં સત્ત્વ માનો છો, અથવા સ્વરૂપથી સત્ પદાર્થમાં પણ સત્તાનો સંબન્ધ થવાથી સત્ત્વ માનો છો.

ઉ૦ પ્રથમ પક્ષ માનવામાં તો સ્વરૂપથી અસત્ પદાર્થમાં પણ સત્તાનો સંબન્ધ થવાથી જેમ સત્ત્વ માનવામાં આવે છે તેમજ આકાશપુષ્પ, શશશૃંગ વિગેરેમાં પણ

રજોહરણનો પ્રયોગ કર્યો. તે વખતે ગર્દભી વિદ્યા ગર્દભની માફક ભુંકીને તે મહર્ષિની ઉપર પેસાબ અને જંગલ કરવાથી તમામ સભામાં તે નિન્દાને પાત્ર થયો અને બલશ્રી મહારાજાએ તેને નગર બહાર કર્યો. રોહગુપ્ત ખુશી થયા. જ્યારે વિજય મેળવી આચાર્ય મહારાજશ્રીની પાસે આવી સર્વ વાત કહી સંભળાવી ત્યારે આચાર્ય શ્રીએ જણાવ્યું કે યુક્તિયુક્ત વાત હોવા છતાં પણ રાશિ ત્રણની જે સ્થાપના કરી તે ઘણું અયોગ્ય કાર્ય કર્યું. માટે ફરીથી તે સભામાં જઇ માફી માગી આવો. આચાર્યશ્રીની કેટલી બધી સત્યનિષ્ઠતા છે તે ઉપરોક્ત તેઓશ્રીના કથનથીજ જણાઇ આવે છે. પોતાનો વ્હાલો શિષ્ય હોવા છતાં પણ જ્યારે અસત્ય પક્ષનો સ્વીકાર કરી પરાજય કરી આવ્યો તોપણ તેનું લગાર માત્ર સન્માન ન કર્યું, ઉલટો તિરસ્કાર જાહેર કર્યો. આનું નામજ સત્યપરાયણતા સમજવી. સભામાં માફી માગવાની જ્યારે ના પાડી અને ઉલટું ગુરૂશ્રીને શાસ્ત્રાર્થ કરવાનું આવ્હાન કર્યું ત્યારે શાન્તમૂર્ત્તિ આચાર્યશ્રીએ બલશ્રી રાજાની સભામાં ધર્મવાદની પ્રણાલીથી છ માસ પર્યન્ત શાસ્ત્રાર્થ કર્યો. છેવટે હારવાનો સમય આવ્યો તોપણ રોહગુપ્તે પોતાનો મિથ્યા અભિનિવેશ છોડયો નહિ. ત્યારે ગુરૂશ્રીએ તેની સાથ સર્વ વ્યવહાર બન્ધ કર્યો. આ વાતથી ચીડાયેલ રોહગુપ્તે ષટ્ પદાર્થની પ્રરૂપણા પૂર્વક નવીન મતની સ્થાપના કરી. જ્યારે આવેશમાં આવે ત્યારે મનુષ્યને કંઇ પણ ભાન રહેતું નથી એ વાતનું બરાબર સ્પષ્ટીકરણ કરી આપ્યું. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય આ છ પદાર્થો તેમના કલ્પેલા સમજવા.

કહેવા કરતાં તો ખરવિષાણુની માફક છેજ નહિ એમ કહેવામાં શી અડચણ છે ? આવી રીતે વિચાર કરતાં, જ્યારે કોઇ પણ રીતે સામાન્ય વિશેષ પદાર્થો સિદ્ધ થઇ શકતા નથી. ત્યારે એને પદાર્થરૂપે માનવાની શી જરૂર છે ? સામાન્ય અને વિશેષ એ બન્ને પદાર્થરૂપ નથી, કિન્તુ પદાર્થના ધર્મ રૂપ છે તેમ જૈન દર્શનકાર માને છે. ધર્મોને જો પદાર્થ રૂપે માનવામાં આવે તો તે અનન્ત હોવાથી છ પદાર્થોજ છે, અધિક છેજ નહિ એવો જે નિયમ બાંધવામાં આવેલો છે તે બિલકુલ રહેશે નહિ, એ વાતનો ખબ વિચાર કરશો. વસ્તુના ધર્મો કેવી રીતે છે તે પણ સમજાવવામાં આવે છે.

ખરી, કાંધ, પૂછડું, શીંગડાં, ગલકંબલ વિગેરે ગાયોના જે સરખા ધર્મ રૂપ પર્યાય છે તેને સામાન્ય કહેવામાં આવે છે. તથા કાળી ગાય, ધોળી ગાય, પીળી ગાય, ચિત્ર ગાય વિગેરે આપસમાં જે ભિન્નતા માલૂમ પડે છે તેવા વિલક્ષણ ધર્મ રૂપ પર્યાયને વિશેષ કહેવામાં આવે છે. તેવી રીતે જલ ધારણ કરવું, વચમાંથી પહોળાપણું, ગળું શંખના જેવા આકારવાળું વિગેરે ધર્મો દરેક ઘટમાં સરખા હોવાથી તે સરખા ધર્મરૂપ પર્યાયને સામાન્ય સમજવું, અને સોનાનો ઘડો, ચાંદીનો, ત્રાંબાનો, પીત્તળનો, લોઢાનો, કાળો, પીળો, ધોળો, લાલ રંગવાળો વિગેરે વિલક્ષણ ધર્મ રૂપ પર્યાયને વિશેષ સમજવું. નિત્ય દ્રવ્યો પણ આવી રીતે સામાન્ય-વિશેષ સ્વરૂપજ છે, તો એના માટે અલગ પદાર્થ માનવાની જરૂર કોઇ પણ રહેતી નથી. સામાન્ય-વિશેષરૂપ વસ્તુના પર્યાયો પણ

દ્રવ્ય, ગુણ, કર્મ સામાન્ય વિશેષ, સમવાય આ છ પદાર્થો છે. તેમાં પણ પ્રથમ સામાન્ય, વિશેષની સમાલોચના કરવામાં આવે છે. સામાન્ય પદાર્થ એક છે, નિત્ય છે, તેના અવયવો નહિ હોવાથી તે અવયવરહિત છે અને અક્રિય તથા સર્વગત છે. વિશેષ, નિત્ય દ્રવ્યોને એક બીજાની સાથે ભેદ જ્ઞાન કરાવવામાં કારણભૂત છે. આ બન્ને પદાર્થો આપસમાં અત્યન્ત ભિન્ન છે. આ મન્તવ્ય ઉપર વિચાર કરવામાં આવે છે.

ગાયોની અન્દર, આ ગાય છે આ ગાય છે એવી એક આકારવાળી સામાન્ય બુદ્ધિ થવાથી જેમ દરેક ગાયની ઉપર ગોત્વ સામાન્ય માનવામાં આવે છે. તેમજ નિત્ય દ્રવ્યની ઉપર રહેલ વિશેષની અન્દર પણ આ વિશેષ છે આ વિશેષ છે એવી એક આકારવાળી સામાન્ય બુદ્ધિ થતી હોવાથી તેમાં પણ સામાન્ય માનવુ જોઇએ.

પ્ર૦ દ્રવ્ય, ગુણ, કર્મ સિવાય બીજા પદાર્થોમાં સામાન્ય જ્યારે શાસ્ત્રકારે માનેલુ નથી ત્યારે વિશેષ પદાર્થની ઉપર સામાન્ય છે એમ અમારાથી કેવી રીતે માની શકાય ?

ઉ૦ દ્રવ્યાદિ ત્રણ પદાર્થની અન્દર એક આકારવાળી સામાન્ય બુદ્ધિ રૂપ સામાન્ય માનવામાં જે નિમિત્ત છે તે નિમિત્ત વિશેષની ઉપર પણ સામાન્ય માનવામાં વિદ્યમાન છે તો શા માટે વિશેષની ઉપર સામાન્ય ન માનવુ જોઇએ ? તેવીજ રીતે ઘટત્વ સામાન્ય ગોત્વ સામાન્ય વિગેરેની ઉપર

થવાથી દ્વયણુક વિગેરે કાર્ય થાય છે આ પણ વિચારણીય છે. જ્યારે સ્થિર સ્વભાવ વાળા પરમાણુઓ પોતાનો સ્થિરતા સ્વભાવનો ત્યાગપૂર્વક આવીને એ મળી ગયા, ત્યારે એનું નામ દ્વયણુક પાડવામાં આવ્યું. આથી એમ સહજ સમજી શકાય છે કે સ્વભાવભેદરૂપ પરિણામાન્તર થવા છતાં પણ જો એને અનિત્ય માનવામાં ન આવે તો જગતમાં અનિત્યની કથાનોજ લોપ થવાનો. તથા એક બીજી વાત પણ પ્રસંગે યાદ આવે છે. સંહાર કાલમાં ગુણ ક્રિયાથી રહિત પરમાણુઓ માત્ર કેવલ છુટાં છુટાં રહે છે, અને જ્યારે સૃષ્ટિ કરવાની ઇચ્છા મહેશ્વરને થાય છે ત્યારે ભોગી લોકોના અદૃષ્ટના વશથી પરમાણુંઓમાં ક્રિયા ઉત્પન્ન થાય છે, પછી વિભાગ સંયોગ, અગ્નિસંયોગ, ઇશ્વર-ઇચ્છા વિગેરે કારણકલાપથી રૂપાદિ ગુણોની ઉત્પત્તિ દ્વયણુકાદિ કાર્યથી લઇ મહાપૃથ્વી વિગેરે ઉત્પન્ન થાય છે. આ વાત ન્યાયકન્દલીમાં પૃ૦ ૫૨ માં જણાવી છે.

આ ઉપરથી એ સમજવાનું છે જે સંહાર કાલ પર્યન્ત ગુણ-ક્રિયારહિત ખાલી પરમાણુઓ રહે છે, અને સૃષ્ટિ કાલમાં ગુણ ક્રિયા પેદા થતી હોવાથી તેણે કરી સહિત પરમાણુથી દ્વયણુક વિગેરે કાર્યો માનવામાં આવે છે. આ કથન પણ પરમાણુની અનિત્યતા સિવાય બીજું શું સૂચવે છે ? જ્યારે ઉપરોક્ત નિત્યનું લક્ષણ જેમાં રહે ત્યારે તેમાં કોઇ પણ કાલમાં ગુણ ક્રિયા રહિત પરિણામપણું અને કોઇ કાલમાં ગુણ ક્રિયાવાળા પરિણામપણું-આવા પ્રકારનું વિલક્ષણ પરિ-

સત્ત્વ માનવું પડશે; કેમકે સ્વરૂપથી અસત્ જેમ દ્રવ્યાદિ પદાર્થો છે તેમ આકાશપુષ્પ વિગેરે પણ સ્વરૂપથી અસત છે. તો એકમાં સ્વરૂપથી અસત હોવા છતાં પણ સત્ત્વ માનવું અને બીજામાં ન માનવું એવું શું કારણ, તેનો વિચાર આપજ કરશો. આ કારણથી પ્રથમ પક્ષ આદરણીય નથી. હવે રહ્યો બીજો પક્ષ. જ્યારે દરેક પદાર્થમાં સ્વરૂપથી સત્ત્વ વિદ્યમાન છે ત્યારે સત્તાના સંબન્ધથી બીજું સત્ત્વ માનવાની શી જરૂર છે ? કેમકે સામાન્ય પદાર્થ માન્યા સિવાય પણ વસ્તુમાં સત્તા તો આપે માની લીધી તો પૃથક્ સામાન્ય પદાર્થ માનવાની બીજી જરૂર શાની રહી ? વળી તે સામાન્ય દરેકની ઉપર વર્તે છે એવું જો માનવામાં આવશે તો દરેક વસ્તુનું સ્વરૂપ જેમ દરેક વસ્તુની અંદર વર્તતું હોવાથી તે એકજ છે એમ કહેવામાં કોઇ પણ બુદ્ધિમાન્ સાહસ કરી શકે નહિ. તેમ દરેક વસ્તુની ઉપર વર્તતું સામાન્ય પણ સ્વરૂપની માફક અનેક હોવા છતાં પણ એકજ છે એમ કોઇ પણ કહી શકે નહિ એનો વિચાર કરશો.

ઘણા દ્રવ્યમાં જો કે તે સામાન્ય રહે છે તોપણ અમે તો એકજ માનીશું એ કથન પણ ઠીક નથી, કેમકે એવી રીતે માનવાથી તો એમાં સદેશપણું આવવાથી સામાન્યપણુંજ ઉડી જવાનું અને સદેશ નહિ માનવામાં તો પરમાણુની માફક દ્રવ્યાદિ પદાર્થોમાં રહેવાપણું બની શકશે નહિ.

દરેક વસ્તુમાં વર્તવા છતાં પણ અમો એને એકજ માનીએ છીએ એ પણ કથન યુક્તિવિરૂદ્ધ સમજવું; કેમકે એમાં

જ છે એમ સમજવું. જે પોતાના પુદ્ગલાદિ દ્રવ્યથી વિનાશ ન પામે તેને નિત્ય કહેવામાં આવે છે. પરમાણુઓથી ઉત્પન્ન થયેલ દ્વયણુક વિગેરે કાર્યોમાં પુદ્ગલ દ્રવ્યપણું કાયમ રહેવાને લીધે નિત્યના લક્ષણને ઘટવાથી કોઇ પણ ઠેકાણે દોષનો અવકાશ રહેવાનો નહિ.

એવી રીતે ઘટાદિ કાર્યોમાં પણ ઘટ રૂપ પરિણામનો નાશ થાય છે તો પણ પુદ્ગલ દ્રવ્ય પણું તો જરૂર તે ઠેકાણે જોવામાં આવે છે માટે ઘટાદિ કાર્યોને પણ કથંચિત નિત્ય માનવામાં કોઇ પણ પ્રકારનો બાધ છે જ નહિ. જૈનદર્શનમાં તમામ કાર્યો નિત્યાનિત્ય છે, એકાન્તથી નિત્ય પણ કોઇ નથી અને કોઇ અનિત્ય પણ નથી. પ્રસ્તુતમાં પૃથ્વી વિગેરે ચાર દ્રવ્યોમાં પણ પરમાણુઓને જેમ નિત્ય માનવામાં આવે છે તેમ અનિત્ય પણ માનવામાં આવે છે. તથા ઘટાદિ કાર્યોને પણ પર્યાયથી અનિત્ય અને દ્રવ્યથી નિત્ય માનવામાં આવે છે. જ્યારે આવા પ્રકારની વ્યવસ્થાથી સર્વ પ્રકારનો વ્યવહાર બની શકે છે, ત્યારે વૈશેષિકનું કથન કેવી રીતે માની શકાય એનો એકાન્તમાં બેસી ખબ વિચાર કરશો.

## શરીરવિચાર.

મનુષ્ય વિગેરેનાં શરીર પાર્થિવ છે. આ કથન કેવા પ્રકારની યુકિતવાળું છે તે વક્ષ્યમાણ કથનથી સહજ સમજાશે.

સૂક્ષ્મ શરીર ( લિંગ શરીર ) વિના કેવલ શુદ્ધ આત્માથી

સ્વસ્વરૂપની અપેક્ષાએ વસ્તુથી કથંચિત્ અભિન્ન છે, અને પરરૂપની અપેક્ષાએ ભિન્ન પણ છે. પરંતુ એકાન્તથી અમુક ધર્મ અમુકથી ભિન્ન છે તથા અભિન્નજ છે એમ માનવામાં કોઇ પણ યુક્તિ છે જ નહિ. કિન્તુ દરેક ધર્મો પોતપોતાના ધર્મની સાથે કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન છે.

## પૃથ્વી વિગેરે ચાર દ્રવ્યની સમાલોચના.

પૃથ્વી, પાણી, તેજ, વાયુ આ ચારની મધ્યમાં દરેકના પરમાણુએ સર્વથા નિત્યજ છે, ઘટાદિ વિગેરે તમામ કાર્યો સર્વથા અનિત્યજ છે.

જેનો કદાચિત્ પણ ઉત્પાદ ન થાય, વિનાશ ન થાય અને સર્વદા સ્થિર એક સ્વભાવ રહે તે નિત્ય કહેવાય. આ નિત્યનું લક્ષણ સમજવું.

આવા પ્રકારના વૈશેષિકની માન્યતા ઉપર વિચારઃ—

પરમાણુ પૃથ્વી વિગેરે ચાર દ્રવ્યને સર્વથા નિત્ય માનવામાં આવે તો દ્વયણુક વિગેરે કાર્યો તેથી કેવી રીતે બની શકે, અને જ્યારે તેથી કાર્ય ઉત્પન્ન થાય છે એમ માનવામાં આવે ત્યારે તો સ્થિરતાસ્વભાવરૂપ નિત્યત્વના લક્ષણને આપ કેવી રીતે ઘટાવી શકશો ?

કૂટસ્થ નિત્ય પણ માનવું અને તેથી કાર્યની ઉત્પત્તિ પણ માનવી એ તો માતા વન્ધ્યા જેવો ન્યાય સમજવો. સ્થિરતા સ્વભાવરૂપ નિત્ય બે પરમાણુને આવીને અંયુક્ત

લોકમાં છે,-અને તે પણ અયોનિક છે. આ કથન પણ વિચાર-સહ નથી.

વરૂણ લોક શબ્દથી કોઇ દેવવિશેષ સમજતા હો તો તે ભ્રમમૂલકજ છે, કેમકે એવો કોઇ પણ દેવવિશેષ નથી કે જ્યાં વૈક્રિય શરીર સિવાય પણ જલનું શરીર હોય, અને વરૂણ જો અપકાય સમજતા હો તો તેમાં લગાર માત્ર અડચણ નથી, કેમ કે અમો પણ જલને અપકાય માનીએ છીએ, અને તેનું પણ શરીર તેવા પ્રકારનું ઔદારિક છે.

તેવીજ રીતે તૈજસ શરીર આદિત્ય લોકમાં છે. આવી રીતે પ્રતિપાદન કરીને તૈજસ શરીરનો ઠેકો કેવલ આદિત્ય લોકનેજ આપવો એ પણ સમજણનો ફેરફારજ સમજવો, કેમકે આહારને પકાવવામાં તથા તેજોલેશ્યા વિગેરે મૂકવામાં કારણભૂત તેજસ શરીર જ્યારે જગતના તમામ જીવોને ઉપ-યોગી હોવાથી એકલા આદિત્ય લોકમાંજ તૈજસ શરીર માનવું અને બીજાઓને ન માનવું તે પણ પદાર્થને નહિ જાણવાનું ફલ છે. વળી તેને માન્યા સિવાય ઉપરોકત કાર્યનો નિર્વાહ પણ આપ કેવી રીતે કરશો. જઠરાગ્નિ પણ તૈજસ શરીરજ છે; જ્યારે તેને સર્વત્ર માનશો ત્યારે તૈજસને પણ માનવુંજ પડશે. આકાશમાં જે આ દેખાય છે તે તો સ્ફટિક મણિનું જ્યો-તિષનું વિમાન છે, અને આપણને એનો તાપ જે માલૂમ પડે છે તે પણ આતપ નામ કર્મના ઉદયને લઈને બાદર પૃથ્વી-કાયનોજ સમજવો. સૂર્ય તો એની અન્દર રહેલો અને વૈક્રિય શરીરવાળો દેવવિશેષ છે. તે તમામ દેવોનાં શરીર વૈક્રિય

ણામપણું પરમાણુમાં અનિત્યતા માન્યા સિવાય કેવી રીતે માની શકાય એનો વિચાર આપ પોતેજ કરશો.

એક બીજું પણ યુક્તિ વિરૂદ્ધ માલૂમ પડે છે તે એ કે એકાન્ત નિત્ય માનવામાં અનુક્રમે યા યુગપત્ આ બેમાંથી કોઇ પણ રીતે કાર્ય થઇ શકવાનુંજ નહિ. જ્યારે અપરિણામી એકાન્ત નિત્યથી પરિણામી રૂપ કાર્ય થાય ત્યારે તો મૂળમાં કુઠાર રૂપ એકાન્ત નિત્યતાની જ હાનિ થઇ જાય.

## એકાન્ત અનિત્યતાનો વિચાર.

દ્વયણુક વિગેરે કાર્યો સર્વથા અનિત્ય છે એમ પણ કહી શકાયજ નહિ, જોકે દ્વયણુક વિગેરે પર્યાયોનો ઉત્પાદ અને વિનાશ થતો માલૂમ પડે છે. પુદ્ગલ દ્રવ્યપણું તો બરાબર કાયમ રહે છે. પર્યાય તો એક બીજા પરિણામથી બદલાતા જાય છે, પરન્તુ દ્રવ્યપણું તો રહ્યાજ કરે છે, અને જો તેનો પણ નાશ માનવામાં આવે તો કોઇ પણ કાર્ય કોઇ પણ કાળે થવું જોઇએ જ નહિ.

પરમાણુ સર્વથા નિત્ય છે, ઘટાદિ સર્વથા અનિત્ય છે એમ પણ કદાપિ માની શકાયજ નહિ, કિન્તુ દરેક પદાર્થો નિત્યાનિત્ય છે. પરમાણુ પણ નિત્યાનિત્ય છે અને ઘટાદિ પણ નિત્યાનિત્ય છે. પરમાણુઓના દ્વયણુક વિગેરે પરિણામનો ઉત્પાદ થવાથી પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે તો પણ પુદ્ગલ દ્રવ્ય પણાનો વિનાશ નહિ થવાથી તેની અપેક્ષાએ નિત્ય

## ઇન્દ્રિયોનું વાસ્તવિક સ્વરૂપ.

દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય એમ ઇન્દ્રિયોના બે ભેદ છે. ભાવેન્દ્રિયોના પણ બે ભેદ છે. લબ્ધીન્દ્રિય અને ઉપયોગેન્દ્રિય. જે ઇન્દ્રિયથી જે વિષયનું જ્ઞાન થતું હોય તે જ્ઞાનનું આવારક જે કર્મ તેના ક્ષયોપશમને લબ્ધીન્દ્રિય કહેવામાં આવે છે, અને તેને વિષયના પરિચ્છેદ કરવામાં આત્માના વ્યાપાર-વિશેષને ઉપયોગેન્દ્રિય કહેવામાં આવે છે.

શ્રવણેન્દ્રિયના પણ બે ભેદ છે. નિવૃતીન્દ્રિય અને બીજી ઉપકરણેન્દ્રિય.

નિર્માણ નામકર્મ અને અંગોપાંગ નામકર્મ નિમિત્તક કર્મ વિશેષથી બનેલ કર્ણશષ્કુલી વિગેરે શરીરના પ્રદેશને નિર્વૃતીન્દ્રિય કહેવામાં આવે છે.

નિર્વૃતીન્દ્રિયનો ઉપઘાત ન થવા દેવામાં તથા અનુગ્રહ કરવામાં જે ઉપકારક હોય તે ઉપકરણેન્દ્રિય કહેવાય.

ઉપરોક્ત દ્રવ્ય ભાવમાંથી કોઇની અન્દર પણ વૈશેષિક લોકોએ માનેલી ઇન્દ્રિયોનો સમાવેશ થઇ શકતો નથી.

સર્વથા જડ હોવાથી ભાવેન્દ્રિયમાં પણ એની ગણના થઇ શકે નહિ.

અને એક એક ભૂતથી એક એક ઇન્દ્રિય બનેલી હોવાથી દ્રવ્યેન્દ્રિયમાં પણ સમાવેશ થઇ શકતો નથી, તથા સર્વથા જડ હોવાથી વિષયનો પરિચ્છેદ પણ કેવી રીતે કરાવી શકે ?

તો સ્થૂલ શરીરનું ગ્રહણ થઇ શકેજ નહિ એ વાત તો નિર્વિવાદ સિદ્ધ છે. સૂક્ષ્મ શરીર તે છે કે જેને કાર્મણ શરીર કહેવામાં આવે છે. તેની વર્ગણા તો સર્વથી ભિન્ન અને ઘણીજ સૂક્ષ્મ છે. તે પાર્થિવ નથી કિન્તુ સાત વર્ગણા ઉપરની આઠમી વર્ગણા છે.

તે શરીર સર્વ શરીરનું મૂલ કારણ છે. કેવલ તે દ્વારા ઉપભોગ થઇ શકતો નથી, પરન્તુ જ્યારે તે ઔદારિક અથવા વૈક્રિય શરીરનું ઉપદાન થાય છે ત્યારેજ દરેક પ્રકારનઃ ઉપભોગો થઇ શકે છે. કાર્મણ શરીર સહિત શરીરપર્યાપ્તિનામ કર્મ અંગો પાંગ નામ કર્મ વીર્યાન્તરાયનો ક્ષયોપશમ પૂર્વક ઔદારિક વર્ગણાથી મનુષ્ય તિર્યંચોના શરીર બને છે.

તથા કાર્મણ શરીરસહકૃત શરીરપર્યાપ્તિ નામકર્મ યુક્ત વૈક્રિય વર્ગણાથી દેવ નારકીનાં શરીર બને છે. આ સર્વ શરીરો સયોનિક છે. અયોનિક તો કોઇ પણ શરીર નથી. તે યોનિઓના ઘણા ભેદો છે. તેમાં કયા જીવને કઇ યોનિ હોય તેનું સ્પષ્ટીકરણ જૈન દર્શનમાં કરવામાં આવશે. આથી એ વાત સ્પષ્ટ થઇ કે મનુષ્યનાં શરીર જો કે સયોનિક છે તો પણ પાર્થિવ નથી. દેવતાઓનાં શરીર વૈક્રિય હોવાથી તેમાં શુક્ર શોણિત વિગેરે કોઇ પણ ધાતુ જો કે નથી તો પણ એ અયોનિક છે એવી તો ભુલ લગાર માત્ર કરવી નહિ; તેમ પાર્થિવ છે એમ પણ સમજવું નહિ. એના માટે તો વૈક્રિય વર્ગણા બીજા શરીરોની વર્ગણા કરતાં ભિન્નજ છે. જલીય શરીર વરૂણ લોકમાં, તૈજસ શરીર આદિત્ય લોકમાં, વાયવીય શરીર મરૂત્

પૃથ્વી સંબન્ધિ ગન્ધગુણનું તેનાથી પ્રત્યક્ષ થાય છે તેમ બીજા રસાદિ તેર ગુણોનું પણ ગ્રહણ થવું જોઇએ. એવી શી રાજ-આજ્ઞા છે કે ગન્ધનુંજ ગ્રહણ થાય, બીજાનું ન થાય ? તથા રસનાથી રસની માફક ગન્ધાદિ તેર ગુણોનું પણ પ્રત્યક્ષ થવું જોઇએ, ચક્ષુથી રૂપની જેમ રસ વિગેરે તમામ ગુણોનું પ્રત્યક્ષ થવું જોઇએ, કેમકે તેજ પુદ્ગલ છે, અને જેમાં રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ વિગેરે ગુણો હોય તે પુદ્ગલ કહેવાય. પરમાણુમાં પણ આ ચાર ગુણો તો બરાબર છે અને શબ્દ વિગેરેને પણ પુદ્ગલ દ્રવ્યના સ્કન્ધો સમજવા. આથી તેજમાં પણ જ્યારે પુદ્ગલપણું સિદ્ધ થયું, ત્યારે તેના તમામ ગુણોનું ચક્ષુથી પ્રત્યક્ષ આપના નિયમ પ્રમાણે કેમ ન થાય ? તથા સ્પર્શનેન્દ્રિયથી સ્પર્શની માફક રૂપાદિ ગુણોનું પણ ગ્રહણ થવું જોઇએ.

પ્ર૦ જેવી રીતે ઘ્રાણ વિગેરે ઇન્દ્રિયોથી ગન્ધના પ્રત્યક્ષની માફક રૂપાદિ ગુણોના પ્રત્યક્ષની આપત્તિ અમારા મતમાં આવે છે એમ આપ જણાવો છો તેવીજ રીતે આપના મતમાં પણ તે આપત્તિ તો બરાબર છે. તો જે દોષ પોતાની અન્દર આવતો હોય તેનો ઉદ્ધાર કર્યા સિવાય બીજામાં તે દોષનું આરોપણ કરવું એ પણ બુદ્ધિમતા કહેવાય નહિ.

ઉ૦ અમારા મતમાં તે દોષનો અવકાશ બિલકુલ છે જ નહિ, કેમકે જેવા પ્રકારની લબ્ધિ ઇન્દ્રિયો હોય તેવા પ્રકારનો દ્રવ્યેન્દ્રિયદ્વારા બોધ થાય છે. અર્થાત્ જે વિષયનો ક્ષયોપશમ તે ઇન્દ્રિયથી તે વિષયનોજ બોધ થાય; બીજાનો થઇ શકેજ નહિ. તો પછી આપજ કહો કે આ દોષનો અવકાશ અમારે ત્યાં

હોય છે એ દ્વારા અનેક પ્રકારની ક્રિયા થઇ શકે છે. પરન્તુ જેને આપ તેજ કહો છો તેવા તેજનું શરીર તો કોઇ પણ જીવને છેજ નહિ, અને જેને તૈજસ શરીર કહેવામાં આવે છે, તે પણ ઔદારિક અથવા વૈક્રિય શરીર દ્વારાજ ઉપભોગનું સાધન બને છે. તથા વાયુ લોકમાં વાયુનું શરીર છે, આ વાકય પણ વિશ્વસનીય નથી, કેમ કે એવો કોઇ પણ દેવવિશેષ નથી કે જેનું શરીર વાયુનું હોય, અને જો વાયુ લોકથી પવનને લેવામાં આવે તો તેનું પણ શરીર ઔદારિક છે, પરન્તુ વાયુનું શરીર તો કોઇને છે જ નહિ. આથી એ સિદ્ધ થયું કે પાર્થિવ શરીર, જલનું શરીર, તેજનું શરીર, વાયુનું શરીર—આ ચારમાંથી કોઇ પણ શરીર છેજ નહિ, પરન્તુ શરીરના પાંચ પ્રકાર છે—ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ. તેમાં તૈજસ કાર્મણ શરીર તો સર્વ જીવોને સર્વદા હોય છે. જ્યાં સુધી મુક્તિ ન મળે ત્યાં સુધી તે કાયમ રહેવાનું. ઔદારિક તો મનુષ્ય અને તિર્યંચોને જ હોય છે. અને સ્વાભાવિક વૈક્રિય તો દેવતા નારકીનેજ હોય છે, અને કૃત્રિમ વૈક્રિય તો ચારે ગતિમાં મળી શકે છે. એનું વિશેષ વિવેચન જૈનદર્શનમાંથી સમજવું.

## ઇન્દ્રિયોનો વિચાર.

ઘ્રાણેન્દ્રિય પૃથ્વીની છે, જિહ્વા ઇન્દ્રિય જલની છે, ચક્ષુ ઇન્દ્રિય તેજની છે અને સ્પર્શનેન્દ્રિય વાયુની છે. શ્રવણેન્દ્રિય આકાશરૂપ છે, આ માન્યતા પણ બરાબર વિચારને અવકાશ આપે છે.

મની અંદર શસ્ત્ર વિગેરેના સંબન્ધથી આયુષ કર્મનો જેને ક્ષય થયો હોય તે નિર્જીવ; બાકીના સજીવ. આ સિવાય તમામ પ્રકારની વનસ્પતિને પણ પૃથ્વીમાં ગણના કરવી તે ઠીક નથી, તેજ વાત સમજાવવામાં આવે છે. સ્થાવરની અન્દર પણ વનસ્પતિ નામકર્મ ભિન્ન છે. અને પૃથ્વી–કાય નામકર્મ ભિન્ન છે, તથા વનસ્પતિ સંજ્ઞા ભિન્ન છે અને પૃથ્વી સંજ્ઞા પણ ભિન્ન છે. પૃથ્વીકાય રૂપ એકેન્દ્રિય જાતિ ભિન્ન છે અને વનસ્પતિ–કાયરૂપે એકેન્દ્રિય જાતિ ભિન્ન છે, તથા પૃથ્વીકાય રૂપ તિર્યંચ ગતિ ભિન્ન છે અને વનસ્પતિકાય રૂપ તિર્યંચ ગતિ ભિન્ન છે. તથા પૃથ્વીકાયનાં શરીરની અપેક્ષાએ વનસ્પતિ કાયનાં શરીરો ઉંચાઇ વિગેરેમાં ભિન્ન રૂપે માનવામાં આવેલાં છે, તથા જેમ વનસ્પતિકાયમાં નિગોદની ગણના છે તેમ પૃથ્વીકાયમાં નથી. તથા વનસ્પતિકાયના જીવો જેમ અનન્ત છે તેમ પૃથ્વીકાયના નથી, તથા કાર્યો પણ એક બીજામાં ભિન્ન છે. આવી રીતે જ્યારે અનેક પ્રકારની ભિન્નતા જોવામાં આવે છે ત્યારે બંનેને એક કેવી રીતે માની શકાય ? એમ હોવા છતાં પણ જો એક માનવાની ભાવના હોય તો આખા જગતને કોઇ એક રૂપથી એક માની લ્યો; અમોને તેમાં કંઇ પણ અડચણ નથી. પરન્તુ તેમ કરતા તો નથી. તો શા માટે આ એને જુદા ન માનવા જોઇએ ?

વળી સુવર્ણને તેજ માનવું એ પણ ભ્રાન્તિજ છે, કેમકે આપે તેજમાં તો ભાસ્વર શુકલ રૂપ સિવાય બીજું કંઇ પણ રૂપ માનેલું છેજ નહિ, અને સુવર્ણમાં તો પીતરૂપ

કદાચ એમ કહેવામાં આવે કે મનોદ્વારા વિષયનો પરિચ્છેદ થાય છે માટે આ દોષનો અવકાશ નથી. આ કથન પણ બુદ્ધિગ્રાહ્ય નથી, કેમકે આપના મતમાં મન પણ પરમાણુરૂપ જડ છે, તો આપજ બતાવશો કે તેવા જડ મનથી પણ વિષયનો પરિચ્છેદ કેવી રીતે થઇ શકે.

એના ઉત્તરમાં એમ કહેવામાં આવે કે આત્મા પોતેજ વિષયનો પરિચ્છેદ કરે છે, ઇન્દ્રિયો તો કેવલ નામમાત્ર છે. એનું નિરાકરણ તો કુંથુ વિગેરે સૂક્ષ્મ પ્રાણિમાં પણ આત્મા તો બરાબર છે, માટે ત્યાં પણ પંચેન્દ્રિયના વિષયનો પરિચ્છેદ થવો જોઇએ, તથા અમુક જીવને અમુક ઇન્દ્રિયો હોય એવું પણ આપના મતમાં કોઈ ઠેકાણે જણાવવામાં આવ્યું નથી. વળી વિષયના પરિચ્છેદમાં વન્ધ્યા તુલ્ય હોવાથી ઇન્દ્રિયોની માન્યતાજ નકામી થઇ જવાની.

પ્ર૦ ઘ્રાણેન્દ્રિય ગન્ધને ગ્રહણ કરે છે, અને ગન્ધ તો પૃથ્વીનો ગુણ છે. રસનેન્દ્રિય રસને ગ્રહણ કરે છે, અને રસ તો જલનો ગુણ છે. ચક્ષુ રૂપને ગ્રહણ કરે છે, અને રૂપ તો તેજનો ગુણ છે, સ્પર્શેન્દ્રિય સ્પર્શને ગ્રહણ કરે છે, અને સ્પર્શ તો વાયુનો ગુણ છે. શ્રવણેન્દ્રિય શબ્દને ગ્રહણ કરે છે અને શબ્દ તો આકાશનો ગુણ છે. જે ઇન્દ્રિય જેથી બનેલી હોય તે તેના ગુણને ગ્રહણ કરે છે. આથી પાંચે ઇન્દ્રિયો પૃથ્વી વિગેરે ભૂતોથી બનેલી છે એ સિદ્ધ થાય છે.

ઉ૦ ઘ્રાણેન્દ્રિયને જો પાર્થિવ માનવામાં આવે તો જેમ

આવે છે. દૃષ્ટાન્ત તરીકે જણાવેલ રૂપાદિ ગુણો તો અનિત્ય મૂર્ત એવા અનેક ઘટાદિ વ્યક્તિમાં વર્તે છે, માટે હેતુ પણ તેવાજ પક્ષમાં રહે છે અથવા એના વિરોધી બીજા પક્ષમાં રહે છે. આવા પ્રકારના સંશયને અવકાશ મળવાથી આપનો હેતુ સંદિગ્ધવ્યભિચારદોષવાળો છે એમ કેમ ન કહી શકાય? આથી એ સિદ્ધ થયું કે શબ્દના આધાર રૂપે આકાશ દ્રવ્યને સિદ્ધ કરવાની જે ભાવના રહી તે ભાવના જ્યારે શબ્દને પૌદ્ગલિક દ્રવ્ય રૂપે માનવામાં આવ્યો ત્યારે ક્યાંથી રહે તેનો વિચાર આપજ કરશો.

## શબ્દમાં પૌદ્ગલિક દ્રવ્યની સિદ્ધિ.

સ્પર્શ, અલ્પત્વ, મહત્વ, પરિમાણ, સંખ્યા વિગેરે ગુણોનો આધાર હોવાથી શબ્દ પણ દ્રવ્ય છે. જે જે સ્પર્શાદિ ગુણોનો આશ્રય હોય તે દ્રવ્ય કહેવાય. આંબળાં, બોર, લિંબુ વિગેરેની માફક.

પ્ર૦–ઘટ વિગેરેની માફક શબ્દમાં પણ સ્પર્શ છે, એ કથન અનુભવવિરૂદ્ધ માલૂમ પડે છે, કેમ કે શબ્દમાં જો સ્પર્શ હોય તો તેનો અનુભવ થવો જોઇએ; થતો તો નથી; માટે સ્પર્શ નથી એમ કહેવામાં શી અડચણ છે?

ઉ૦–ઢોલ, કાંસી, તોપ વિગેરેના શબ્દનો મુદ્ગરની માફક જ્યારે કાનમાં સ્પર્શદ્વારા અભિઘાત થાય છે, ત્યારે તેવા મ્હોટા અવાજના અભિઘાતથી સારા માણસો પણ કાન ફૂટ

રહે છે ખરો ? એ તો કેવલ દ્રવ્યેંદ્રિયોનેજ માનતો હોય તેને ત્યાંજ આ દોષનો અવકાશ રહે એ વાત ખૂબ ધ્યાનમાં રાખશો.

શબ્દ આકાશનો ગુણ નથી, કિન્તુ પુદ્ગલરૂપ છે, એ વાતનું સ્પષ્ટીકરણ આગળ કરવામાં આવશે જ્યારે શબ્દ આકાશનો ગુણ નથી ત્યારે આકાશનો ગુણ હોવાથી શ્રોત્ર રૂપ આકાશ શબ્દને ગ્રહણ કરે છે. આ કથન યુક્તિયુક્ત છે કે કેમ એનો વિચાર કરવો વિચારકોનેજ યોગ્ય છે.

## પૃથ્વી વિગેરેના વિષયોનું નિરૂપણ.

આકાર, ઈંટો, માટી, પાષાણ, શિલાઓ, સૂર્યકાન્તાદિ મણીઓ, વજ્ર, હીરા, તૃણ, ઘાસ, ધાન્ય વિગેરે ઓષધિ, પુષ્પ ફલ વાળાં વૃક્ષો-લતા, કેતકી, બીજોરાં વિગેરે. તથા પુષ્પ, ફલ વિનાની વનસ્પતિઓ આ તમામને પૃથ્વીના વિષયો સમજવા. જે ઉપભોગનું સાધન હોય તેજ વિષય કહેવાય. આ વૈશેષિકની માન્યતા ઉપરે વિચારનો અવકાશ.

પૃથ્વીના બે ભેદ છે. એક સજીવ, બીજી નિર્જીવ. પોતાનાં આયુષ કર્મનો સંબન્ધ જે પૃથ્વીકાય જીવોને પુરો થયો હોય તે નિર્જીવ પૃથ્વી ખાલી પુદ્ગલરૂપ જડ છે; અને જેને આયુષ કર્મનો સંબન્ધ ક્ષીણ થયો નથી તે સજીવ પૃથ્વી સમજવી. ઈંટો, પત્થરો, શિલાઓ, હીરા, મણિઓ, સોનું, ચાંદી, તાંબુ, પીતળ, જસત, શીશું વિગેરે તમામ ધાતુઓ, દરેક પ્રકારની માટી, રત્નો, વજ્ર, ખાણનાં મીઠાં પરવાળાં આ તમા-

બીજાના અદષ્ટનું અવતરણ બીજામાં થઇ શકતું નથી, તેમ શબ્દને પણ ગુણ રૂપ માનવામાં આવે તો તેનો પણ ઉતારો રેકર્ડમાં ન થવો જોઇએ, અને થાય છે તો ખરો. માટે શબ્દને દ્રવ્ય સમજવો. અને જ્યારે શબ્દ દ્રવ્ય છે, ત્યારે તે દ્વારા આકાશની સિદ્ધિ પણ આકાશપુષ્પસમાન સમજવી. પરન્તુ અવકાશદમાકાશમ્— જે અવગાહ્યમાન પદાર્થોને અવકાશ આપે તે આકાશ કહેવાય. આનું સ્પષ્ટીકરણ જૈન-દર્શનમાં કરવામાં આવશે.

## કાલતત્ત્વવિચાર.

અમુકથી અમુક મ્હોટો છે, અમુક ન્હાનો છે વિગેરે કાલિક પરત્વ અને કાલિક અપરત્વનો વ્યવહાર કાલ તત્વ સ્વીકાર્યા સિવાય બની શકે નહિ, માટે કાલને દ્રવ્ય માનવામાં આવે છે. જેવી રીતે બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા વિગેરે મનુષ્યના ક્રમભાવિ પર્યાયો છે તેવી રીતે ન્હાના-મોટાપણું પણ પર્યાયરૂપ જ સમજવું, અને પર્યાયો પણ દ્રવ્યથી કથંચિત અભિન્ન છે. તો શા માટે મુખ્ય રૂપથી કાલ તત્વને માનવું જોઇએ ? વર્તના, પરિણામ, ક્રિયા વિગેરેને પણ જીવાજીવ તત્વોના પર્યાયોજ સમજવા. કાલ તો કેવલ સૂર્યની ગતિદ્વારા મનુષ્ય ક્ષેત્રમાં ઉપચરિત દ્રવ્ય છે, વાસ્તવિક રૂપે નથી; તેનું સ્પષ્ટીકરણ આગળ કરવામાં આવશે.

## દિશાતત્વવિચાર.

દિશા પણ આકાશપ્રદેશથી જુદી નથી. આકાશપ્રદેશ-

છે. કદાચ એમ કહેવામાં આવે કે સુવર્ણમાં જે પીતરૂપની પ્રતીતિ થાય છે તે તો ભ્રાન્તિરૂપ હોવાથી સુવર્ણને તેજ માનવામાં કંઇ પણ બાધા નથી. આ કથન આપશ્રીનું યુક્તિવિરૂદ્ધ છે. પૂર્વોક્ત ભ્રાન્તિનું લક્ષણ જ્યારે ઘટતું નથી, ત્યારે સુવર્ણના પીત રૂપને ભ્રાન્તિ રૂપે કેવી રીતે માની શકાય? પીતં સુવર્ણ દ્રુતમ્ પીળું સોનું ઓગળે છે વિગેરે પ્રતીતિનો પામર લોકને પણ ખ્યાલ છે. તો અનુભવ વિરૂદ્ધ તથા યુક્તિવિરૂદ્ધ વાત કેવી રીતે માની શકાય ? આવી તમામ ખાણમાં ઉત્પન્ન થયેલી ધાતુઓને તેજ ન સમજતાં પૃથ્વી રૂપ સમજવી.

## આકાશતત્ત્વવિચાર.

શબ્દ ગુણનો આધાર હોવાથી રૂપાદિના આધારની માફક આકાશને પણ દ્રવ્ય તરીકે જે માનવામાં આવેલ છે તેના ઉપર વિચાર કરવામાં આવે છે.

વિશેષ ગુણો પૈકી શબ્દ પણ એક વિશેષ ગુણ છે, અને જે વિશેષ ગુણ હોય તેનો આધાર દ્રવ્ય પણ હોવું જોઇએ એમ કહીને સામાન્યરૂપે કોઇ એક દ્રવ્યને શબ્દના આધાર રૂપે માનો છો અથવા તે નિત્ય એક અમૂર્ત્ત વ્યાપક એવા દ્રવ્યના આધાર તરીકે માનો છો? આ બે પ્રશ્નો પૂછવામાં આવે છે. તેમાં જો પ્રથમ પક્ષ માનશો તો અમને પણ ઇષ્ટજ છે, કેમ કે પુદ્ગલ દ્રવ્યને શબ્દના આશ્રય રૂપ સ્વીકારવામાં લગાર માત્ર સંકોચ છેજ નહિ, અને બીજો પક્ષ માનવામાં વ્યભિચાર દોષ જેવી રીતે આવે છે તે સમજાવવામાં

અનુમાન દ્વારા આત્માની સિદ્ધિ કરવાનો પ્રયત્ન જે કર્યો તે તો બહુજ સારૂં કર્યું; પરન્તુ આત્માથી જ્ઞાન ભિન્ન છે તો પણ સમવાય સંબન્ધથી આત્મામાં રહે છે અને આત્મા વ્યાપક છે એ બાબતો ઉપર વિચાર કરવામાં આવે છે.

પ્ર૦ જ્ઞાનને જો સર્વથા આત્માથી ભિન્ન માનવામાં આવે તો જેમ બીજાના જ્ઞાનથી આપણને વસ્તુનો પરિચય થતો નથી તેમ પોતાના જ્ઞાનથી પણ પોતાને વસ્તુની ઓળખાણ ન થવી જોઇએ.

ઉ૦ સમવાય સંબન્ધથી જે આત્માની અન્દર જે જ્ઞાન રહેલું હોય તેજ આત્મામાં તેજ જ્ઞાન વસ્તુની ઓળખાણ કરાવતું હોવાથી આ દોષનો અવકાશ છેજ નહિ. એમ પણ કહેવાનું સાહસ કદાપિ ન કરવું, કેમકે સમવાય તો એક નિત્ય અને વ્યાપક હોવાથી સર્વત્ર વર્તમાન છે અને આત્મા પણ સર્વત્ર આપના મત પ્રમાણે વ્યાપક છે. ત્યારે એકના જ્ઞાનથી બીજાને પણ વસ્તુની ઓળખાણ કેમ ન થાય ? તથા જેમ ઘટમાં રૂપાદિ ગુણો સમવાય સંબન્ધથી રહેલા હોવાથી તેના નાશથી તેના આધારભૂત ઘટનો પણ નાશ થાય છે, તેમજ જ્ઞાન પણ આત્માની અન્દર સમવાય સંબન્ધથી રહેલું છે, અને તે પણ ક્ષણિક હોવાથી તે જ્ઞાનના વિનાશ થવાથી આત્માનો પણ વિનાશ અને તેની સાથે અનિત્યપણાની આપત્તિ પણ આવવાની.

પ્ર૦ આત્મામાં જ્ઞાન સમવાય સંબન્ધથી રહે છે, આ

વાથી બધિર થઇ જાય છે. લોકો પણ આવી રીતે કહે છે કે આ અવાજ બન્ધ કરાવો, અમે તો બહેરા થઈ ગયા, કાન ફૂટી ગયા, બિલકુલ સંભળાતું નથી. આવા પ્રકારનો અનુભવ યુદ્ધના મેદાનમાં રહેવાવાળાને તથા મીલો વિગેરેમાં રહેવાવાળાઓને સારી રીતે થઇ શકે. આ બધી બીના સ્પર્શવાળા દ્રવ્ય સિવાય થઈ શકેજ નહિ. કોઇ પણ મનુષ્ય એમ કહેતો નથી કે આકાશના અભિઘાતથી મારા કાન ફૂટી ગયા, કેમકે અભિઘાત તો સ્પર્શવાળા દ્રવ્ય સિવાય-બીજા કોઇ પણ દ્રવ્યમાં છેજ નહિ, માટે કેવી રીતે કહી શકાય ? તથા આ અવાજ ન્હાનો છે, આ મ્હોટો છે એ કથન પણ શબ્દમાં પરિમાણ ગુણને સિદ્ધ કરી આપે છે. તથા અમુકના શબ્દો ઘણા છે, અમુકના થોડા છે આ વ્યવહાર શબ્દમાં સંખ્યા ગુણને સિદ્ધ કરી આપે છે. તથા આનો સ્વર મીઠો છે, આનો કટુ છે આવા ગુણો પણ શબ્દમાં દ્રવ્યપણું સિધ્ધ કરી બતાવે છે.

જ્યારે આ તમામ નિમિત્તોથી શબ્દમાં દ્રવ્યપણું સિદ્ધ થાય છે, ત્યારે શબ્દને ગુણ માનીને તેના આધારરૂપે આકાશની સિદ્ધિ કરવી એ તો નરી ભ્રાન્તિ નહિ તો બીજું શું સમજવું ?

તથા વર્તમાન કાલમાં ફોનોગ્રાફ વિગેરે સાધનો પણ શબ્દમાં દ્રવ્યપણાની સિદ્ધિનાં સમજવાં. જો કદાચ શબ્દને દ્રવ્યરૂપ માનવામાં ન આવે તો રેકર્ડની અંદર બીજાએ ઉચ્ચારેલા શબ્દોનો સંગ્રહ કેવી રીતે થઇ શકે ? જેમ ગુણને લઇને

રહ્યું ? અને જ્યારે આપના મત પ્રમાણે દીવામાં પ્રકાશ રૂપતા સિદ્ધ થતી નથી ત્યારે સ્વપરપ્રકાશકસ્વભાવનું દૃષ્ટાંત આપી સમવાયને સિદ્ધ કરવાનો મનોરથ આકાશ-પુષ્પસમાન સમજવો. અને જ્યારે સમવાય સિદ્ધ ન થયો ત્યારે આત્માથી ઘટની માફક સર્વથા ભિન્ન જ્ઞાનને આત્મામાં સંબન્ધ કેવી રીતે ઘટી શકશે એનો વિચાર આપજ કરશો.

બીજી પણ પ્રસંગોપાત્ત એક વાત યાદ આવે છે:.જો દીવાની સાથે પ્રકાશને અત્યન્ત ભેદ માનીને પણ સ્વપરપ્રકાશકપણું માનવામાં આવે તો ઘટ, પટ વિગેરે બીજી ચીજે શો ગુન્હો કર્યો કે પ્રકાશની માફક ભિન્ન હોવા છતાં પણ દીવાને સ્વપર પ્રકાશક માનવો, ઘટ, પટ વિગેરેને ન માનવા ? આ તો ન્યાયથી તદ્દન વિરૂદ્ધજ કહેવાય.

વળી સમવાયનો જે સ્વપરને સંબન્ધ કરાવવાનો સ્વભાવ છે તે સ્વભાવ સમવાયથી ભિન્ન છે કે અભિન્ન છે ? ભિન્ન છે એમ જો પથમ પક્ષ માનવામાં આવે તો સમવાયનો જ સ્વપર સંબન્ધ કરાવવાનો સ્વભાવ છે, બીજાનો નથી એમ કેવી રીતે કહી શકાય ? આ દોષના ડરથી બીજો અભિન્ન પક્ષ માનવામાં આવે તો સમવાય માત્ર બાકી રહે; સ્વભાવ તો હવામાં ઉડી જાય.

આ સમવાયની અન્દર સમવાય છે એવી બુદ્ધિ જેમ સમવાય સિવાય પણ ઉત્પન્ન થાય છે તેમ આત્માની અન્દર જ્ઞાન છે એવી બુદ્ધિ પણ સમવાય પદાર્થ સ્વીકાર્યા સિવાય માનવામાં આવે તો શો બાધ છે એનો વિચાર કરશો.

નેજ દિશા રૂપે કલ્પવામાં તમામ વ્યવહારની ઉપપત્તિ થઇ શકે છે. અર્થાત્--આકાશપ્રદેશની શ્રેણિમાંજ સૂર્યના ઉદયને લઇને મૂર્ત્ત દ્રવ્યને અવધિ રૂપે માનવાથી પૂર્વ પશ્ચિમનો વ્યવહાર જ્યારે દૃષ્ટિ ગોચર થાય ત્યારે શા માટે દિશાને પૃથક્ દ્રવ્ય તરીકે માનવુ જોઇએ ?

પ્ર૦ કોઇ એક મૂર્ત્ત દ્રવ્યને અવધિ રૂપ બનાવીને અમુકથી આ પૂર્વમાં છે, આ પશ્ચિમમાં છે આવા પ્રકારની પ્રતીતિને લઇને દિશાને પણ દ્રવ્ય તરીકે માન્યા સિવાય આ વ્યવહારની ઉપપત્તિ કેવી રીતે કરશો ?

ઉ૦ અમુક દેશની અપેક્ષાએ અમુક દેશ પૂર્વમાં છે, અમુક પશ્ચિમમાં છે આ વ્યવહાર પણ દેશદ્રવ્યની કલ્પના સિવાય બની શકતો ન હોવાથી તેને માટે પણ દશમુ દેશદ્રવ્ય તમારા મત પ્રમાણે તો માનવું જોઇએ.

પ્ર૦ દેશવિષયક વ્યવહારની ઉપપત્તિ તો પૂર્વ વિગેરે દિશાઓના નિમિત્તને લઇને જ્યારે સિદ્ધ થાય છે ત્યારે શા માટે દેશ દ્રવ્ય સ્વીકારવુ જોઇએ ?

ઉ૦ જ્યારે આકાશપ્રદેશને લઇને તમામ ઉપરોક્ત વ્યવહાર સિદ્ધ થાય છે ત્યારે દિશાને પણ શા માટે દ્રવ્યરૂપ માનવુ જોઇએ ? પૂર્વાદિ તમામ દિશાસંબન્ધિ વ્યવહારો આકાશપ્રદેશના અવલંબનથીજ સમજવા.

## આત્મતત્વવિચાર.

ચાર્વાક વિગેરે નાસ્તિક મતોનુ નિરાકરણ કરી અનેક

વળી બાહ્યકરણમાં રહેલા તમામ ધર્મો આભ્યન્તર કરણમાં માની શકાય તેમ પણ નથી, છતાં જો માનવામાં આવે તો દોષનો અવકાશ જરૂર રહે.

दीपेन चक्षुषा देवदत्तः पश्यति—દીવા દ્વારા ચક્ષુથી દેવદત્ત પોતે પદાર્થનું અવલોકન કરે છે. આ ઠેકાણે દીવાની માફક દેવદત્તની સાથે ચક્ષુને પણ સર્વથા ભેદભાવનો પ્રસંગ આવવાનો. હવે વાંસલો પણ સુથારથી એકાન્ત ભિન્ન નથી એ વાત સમજાવવામાં આવે છે.

આ લાકડાને આ વાંસલા વડે હું ઘડીશ, આવી રીતે જ્યાં સુધી વાંસલાને ગ્રહણ કરવાના પરિણામથી પરિણત ન થયેલો હોય ત્યાં સુધી તેને ગ્રહણ કર્યા શિવાય લાકડાને ઘડી શકેજ નહિ; પરન્તુ જ્યારે તેવા પ્રકારના પરિણામથી પરિણત થાય ત્યારેજ તેવા પ્રકારના પરિણામની અન્દર વાંસલો પણ તે લાકડાને ઘડવામાં વ્યાપારવાળો થાય અને પુરૂષ પણ થાય. આવી રીતે એ કાર્યનું સાધકપણું બંનેમાં હોવાથી તેને લઇને વાંસલાની સાથે સુથારનો અભેદ ઘટી શકે, ત્યારે આપજ કહિશો, આવા ઠેકાણે પણ જ્યારે અભેદ ભાવનીઉત્પત્તિ થતી હોય ત્યારે સર્વથા ભેદભાવ કેવી રીતે માની શકાય ?

તેવીજ રીતે આ જ્ઞાન વડે હું અર્થને જાણું છું એવા પ્રકારના પરિણામથી પરિણત થઇ જ્યારે જ્ઞાનને ગ્રહણ કરીને અર્થનો નિશ્ચય કરીશ, ત્યારે તો સંવિત્તિરૂપ એક કાર્યના સાધક પણાને લઇને જ્ઞાન અને આત્માનો અભેદ બરાબર

વાત થેડીવાર માટે સ્વીકારવામાં આવે તો પણ તે સમવાય જ્ઞાન અને આત્માનો કયા સંબન્ધથી સંબન્ધ કરાવે છે એ પ્રશ્ન તો જરૂર ઉપસ્થિત થવાનો.

ઉ૦ બીજા સમવાય સંબન્ધથી પ્રથમનો સમવાય જ્ઞાન અને આત્માનો સંબન્ધ કરાવે છે, એમ કહેવામાં આવે તો અનવસ્થા દોષ આવવાનો. કદાચ અનવસ્થા દોષના ભયથી એમ જણાવવામાં આવે કે પ્રથમનો સમવાય સ્વસ્વરૂપથીજ જ્ઞાન અને આત્માનો સંબન્ધ મેળવી આપે છે, ત્યારે તો જ્ઞાન પોતેજ આત્માની સાથે સ્વસ્વરૂપથી સંબધ્ધ છે એમ કહેવામાં શી અડચણ છે? શા માટે સમવાય નામનો પદાર્થ માનવો જોઇએ ?-

પ્ર૦ જેમ દીવો સ્વભાવથીજ પોતાનો ને પરનો પ્રકાશ કરેછે તેમ સમવાય પણ તેવા સ્વભાવવાળો હોવાથી પોતાની સાથે જ્ઞાન અને આત્માનો સંબન્ધ કરાવશે, માટે સમવાય પદાર્થ પણ માનવો જોઇએ.

ઉ૦ આત્માનો પણ તેવા પ્રકારનો સ્વભાવ કેમ ન માનવામાં આવે કે જ્ઞાનની સાથે પોતાની મેળેજ સંબધ્ધ થાય છે. તો પછી સમવાયની શી જરૂર છે ? તથા દીવાનું દૃષ્ટાંત પણ તમારા પક્ષમાં ઘટી શકશે નહિ. જુઓ દીવો તેજ દ્રવ્ય છે અને પ્રકાશ તેનો ધર્મ છે. ધર્મ–ધર્મિને આપ સર્વથા ભિન્ન માનો છો ત્યારે આપજ બતાવીએ ભેદભાવની અન્દર દીવાને પ્રકાશરૂપ માનવામાં બીજું કયું સાધન આપની પાસે

કલ્પિત છે એમ આપનાથી કેવીરીતે કહી શકાય ? માટે અભેદમાં પણ કર્તૃકરણભાવ છે એ વાત દૃઢતા પૂર્વક સમજવી.

વળી ચૈતન્ય શબ્દ પણ આત્મા અને જ્ઞાનનો અભેદ સંબન્ધ સિદ્ધ કરી આપે છે. આત્મા ચેતન છે એ વાત તો આપ પણ માનો છો. એ ચેતનનો ભાવ કહેતાં જે સ્વરૂપ તેનું નામ ચૈતન્ય કહેવાય, અને જે જેનું સ્વરૂપ હોય તે તેનાથી ભિન્ન છે એમ તો કહી શકાયજ નહિ. જેમ વૃક્ષનું સ્વરૂપ વૃક્ષથી ભિન્ન નથી તેમ ચેતન મહારાજાનું જ્ઞાન સ્વરૂપ તેનાથી જુદું છે એમ કહેવાને કયો આસ્તિકશિરોમણિ સાહસ કરી શકે ? અર્થાત્ કોઇ પણ નહિ.

ઉપરોક્ત કથનથી એ સિદ્ધ થયું કે જ્ઞાન આત્માથી સર્વથા જુદું નથી, કેમકે સર્વથા જુદું માનવામાં અનેક દોષોનું આગમન થાય તેમ છે. માટે જુદું કોઇથી માની શકાય તેમ નથી.

આત્માની વ્યાપકતાનો વિચાર નૈયાયિક લોકોની સમાલોચનાના પ્રસ્તાવમાં કેટલોક કરવામાં આવ્યો છે, તો પણ પ્રસંગોપાત્તથી કંઇક કહેવામાં આવે છે.

દિશા, કાલ, અને આકાશ આ ત્રણ દ્રવ્યથી ભિન્ન હોવા છતાં પણ દ્રવ્યપણું હોવાથી ઘટાદિની માફક આત્મા પણ વ્યાપક નથી.

આત્મા કર્ત્તા જ્ઞાન કરણ અને કર્ત્તાકરણનો જ્યારે સુથાર વાંસલાની માફક ભેદભાવ પ્રસિદ્ધ છે ત્યારે જ્ઞાન અને આત્માનો અભેદભાવ કેવી રીતે માની શકાય ?

દૃષ્ટાંતની વિષમતાને લઇને આ કથન પણ યુક્તિસિદ્ધ માલૂમ પડતું નથી. તે વાત યુકિતપુરઃસર સમજાવવામાં આવે છે.

જ્યારે વાંસલો બાહ્ય કરણ છે અને જ્ઞાન આભ્યન્તર કરણ છે ત્યારે આ બન્નેનું સાધર્મ્ય કેવી રીતે હોઇ શકે ?

વળી એમાં કરણતા અપ્રસિદ્ધ છે એમ પણ ન સમજવું. જુઓ સ્યાદ્વાદમંજરી પૃ૦ ૪૮ કાશીમાં છપાએલ છે તે.

" करणं द्विविधं ज्ञेयं बाह्यमाभ्यन्तरं बुधैः ।
यथा लुनाति दात्रेण मेरुं गच्छति चेतसा " ॥

બે પ્રકારનાં કરણો વિદ્વાન લોક બતાવે છે. એક બાહ્ય બીજું આભ્યન્તર. જેમ ધાન્ય લણવાની ક્રિયામાં દાતરડું બાહ્ય કરણ છે તેમજ મેરૂગમન ક્રિયામાં મનને આભ્યન્તરકરણ સર્વથા વસ્તુથી ભિન્ન છે એમ બતાવવામાં જ્યારે આવે ત્યારે દૃષ્ટાન્ત દાર્ષ્ટાન્તિકનું સાધર્મ્ય ઘટી શકે. પરન્તુ એમ તો કંઇ છેજ નહિ તો ખાલી કથનમાત્રથી કેવી રીતે માની શકાય ?

ભોગની ક્રિયાને લઇને કર્મબન્ધ થવો જોઇએ; અને બીજા ભાગમાં તે કર્મબન્ધનું સાધનભૂત શરીર નહિ હોવાથી બન્ધનો અભાવ થવાનો, અને જ્યારે બન્ધનો અભાવ થયે ત્યારે મુક્તાવસ્થા માનવામાં અડચણ શી રહી તે આપજ સમજાવશો. આથી એ સિદ્ધ થયું કે એકજ ભવમાં સંસારી અવસ્થા અને મુક્તાવસ્થાને સાથે રહેવાથી દરેક જીવો મુક્ત પણ છે અને સંસારી પણ છે. આવું માતા વન્ધ્યા સમાન માનવાનો સુઅવસર આપને પ્રાપ્ત થવાનો. માટે બીજો પક્ષ પણ આપનાથી માની શકાશે નહિ.

ત્રીજો પક્ષ માનવામાં તો શરીરવ્યાપી જ્યારે જીવાત્મા છે ત્યારે જગતવ્યાપકતા એમાં કેવી રીતે આવવાની ? આ પણ વાત વિચારણીય છે.

વળી આત્માને વ્યાપક માનવામા જગત્કર્તૃપણું પણ ઇશ્વરની માફક તમામના આત્મામાં આવવાનું. જીવાત્માઓ જગત્ વ્યાપક હોવાથી ઇશ્વરના આત્મામાં પણ વિદ્યમાન છે. અને જ્યારે ઇશ્વરના આત્મામાં જીવાત્માનો પ્રવેશ થયો ત્યારે ઈશ્વરની માફક જીવાત્મા પણ જગતનો કર્ત્તા છે એમ કેમ ન કહી શકાય ? અથવા તો જીવાત્મા જગતનો કર્ત્તા નહિ હોવાથી ઇશ્વર પણ જગતનો કર્ત્તા નથી એમ કહેવામાં પણ આપના મત પ્રમાણે શો બાધ છે તે જણાવશો.

પ્ર૦ આત્મા વ્યાપક છે. આકાશની માફક. સર્વ ઠેકાણે ગુણો ની ઉપલબ્ધિ થતી હોવાથી આ અનુમાન આત્માની વ્યાપકતા સિદ્ધ કરી આપે છે.

ઘટી શકે; અને જ્યારે કર્ત્તા કરણમાં કથંચિત્ અભેદ સિદ્ધ થયો ત્યારે સંવિત્તિરૂપ કાર્ય આત્મામાં રહે છે કે વિષયમાં ? આ બે પ્રશ્નનો અવકાશ જરૂર રહે છે.

સંવિત્તિ રૂપ કાર્ય આત્મામાં છે એ પ્રથમ પક્ષ માનવામાં આવે ત્યારે તો કંઇ પણ વકતવ્ય જેવું છે જ નહિ, કેમકે એ વાત તો અમે પણ કબૂલ કરીએ છીએ. અને જો ઘટ-પટાદિ વિષયમાં સંવત્તિરૂપ કાર્ય રહે છે એમ બીજો પક્ષ માનવામાં આવે તો આત્માને અનુભવ થાય છે એ જગત પ્રસિદ્ધ વાતનો નિર્વાહ કેવી રીતે કરશો ?

પ્ર૦ જ્ઞાન અને આત્માનો અભેદ માનવામાં કર્તૃ-કરણપણું કેવી રીતે ઘટાવી શકશો ?

ઉ૦ જેમ સર્પ આત્મા વડે કરીને પોતાના આત્માને વીંટે છે; આવા ઠેકાણે જેવી રીતે અભેદ કર્તૃકરણ ભાવ દૃષ્ટિગોચર થાય છે તેવીજ રીતે આત્મા અને જ્ઞાનમાં પણ કર્તૃકરણ ભાવ સમજવો.

પ્ર૦ સર્પના દૃષ્ટાન્તમાં જે કર્તૃકરણ ભાવ બતાવ્યો તે તો કલ્પેલો હોવાથી વાસ્તવિક રીતે કેવી રીતે માની શકાય ?

ઉ૦ સેંકડો કલ્પનાથી પણ પત્થરનો થાંભલો પોતાની મેળે પોતાને વીંટે છે એમ તો કોઇથી પણ કહી શકાય તેમ છે જ નહિ; અને સર્પનું દૃષ્ટાન્ત એવું નથી કે બીજીના અનુભવથી બહાર હોય. ત્યારે તે દૃષ્ટાન્તમાં કર્તૃકર ભાવ પ્રસિ-

## મનોદ્રવ્ય વિચાર.

વૈશેષિક લોકોએ માનેલ મનોદ્રવ્ય પણ વિચાર કરતાં વિખરી જાય તેમ છે. પરમાણુ રૂપ મન આત્મા અને ઇન્દ્રિયોની સાથે સંબદ્ધ થયા બાદ પોતાનું કાર્ય કરવા તત્પર થાય છે. આ વાત ઉપર વિચાર કરવામાં આવે છે.

પ્ર૦ આત્મા અને ઇન્દ્રિયોની સાથે મન સર્વથા સંબદ્ધ છે અથવા તો દેશથી સંબદ્ધ છે આ બે પ્રશ્નો પૂછવામાં આવે છે.

ઉ૦ સર્વથા મનનો સંબન્ધ આત્મા અને ઇન્દ્રિયોની સાથે છે એ પ્રથમ પક્ષ માનવામાં આવે તો જગત વ્યાપક આત્મા અને ઇન્દ્રિયોની સાથે એક કાલમાં સર્વથા મનનો સંબન્ધ કેવી રીતે ઘટી શકે ? આ દોષથી બચવાની ખાતર જો બીજો પક્ષ માનવામાં આવે તો પણ દોષનો અવકાશ તો જરૂર રહે છે.

એક દેશથી મન આત્માની સાથે સંબદ્ધ થાય છે અને બીજા દેશથી ઇન્દ્રિયોની સાથે જોડાય છે. આ કથનથી તો મનમાં જ્યારે દેશાદિ વિભાગ માન્યા, ત્યારે મનમાં જે પરમાણુસ્વરૂપતા માનવામાં આવી છે તે તો હવામાં ઉડી જવાની વળી મન સર્વથા આત્માની સાથે સંબદ્ધ થાય છે એમ માનવામાં આવે તો સંપૂર્ણ આત્માની સાથે જોડાયેલ મનમાં પણ આત્માની માફક વ્યાપકતા સિદ્ધ થવાની; અથવા મનમાં પરમાણુ રૂપતા હોવાથી આત્મામાં પણ અણુરૂપતા આવવાની

પ્ર૦ એક દેશથી આત્મા મનની સાથે જોડાતો હોવાથી પૂર્વોક્ત દોષનો અવકાશ નથી.

આત્માને આપ લોકો ઘણા અને વ્યાપક જ્યારે માનો છો, ત્યારે તો જેમ દીવાનો પ્રકાશ એક બીજામાં મળી જાય છે તેમજ તે આત્માશ્રિત શુભાશુભ કર્મોનો પણ એક બીજામાં પ્રવેશ થવાથી એકના શુભ કર્મથી સુખી બીજો થાય અને બીજાના ખરાબ કર્મથી દુઃખી બીજો જ થાય; અથવા તો પોતાના શુભ-કર્મના વિપાકથી સુખીપણું પણ પોતાને અને બીજાના અશુભકર્મના વિપાકથી દુઃખીપણું પણ પોતાને આ બંને બાબતો એક કાલમાં થવી જોઇએ.

વળી જેટલો વ્યાપક આત્મા છે તેટલુંજ વ્યાપક શરીર છે એમ કહેવા માંગો છો અથવા તો આત્માના એક દેશમાં શરીર છે એમ માનવામાં આવે છે, અથવા તો જેટલું શરીર છે તેટલામાંજ આત્મા છે એમ માનવામાં આવે છે ? આ ત્રણ પ્રશ્નો પૂછવામાં આવે છે.

પ્રથમ પક્ષમાં તો આત્મા સ્વર્ગલોક, મૃત્યુલોક, પાતાલલોક આ ત્રણે લોકમાં વ્યાપીને રહેલો હોવાથી એકજ ભવમાં ચાર ગતિના વિષયનો અનુભવ થવો જોઇએ; તથા આ મનુષ્ય છે, તિર્યંચ નથી; આ તિર્યંચ જ છે, મનુષ્ય નથી; આ દેવ છે, નારકી નથી; આ નારકી છે, દેવ નથી; આવો જે જગત્-પ્રસિદ્ધ વ્યવહાર છે તે આત્માને વ્યાપક માનવામાં બિલકુલ ન થવો જોઇએ.

અને બીજો પક્ષ માનવામાં તો આત્માના એકજ ભાગમાં જ્યારે ભોગનું સાધન શરીર છે ત્યારે તો તેજ ભાગમાં...

અને જ્ઞાનના અભાવમાં સુકા લાકડા સમાનને આત્મા પણ કેવી રીતે કહી શકાય ?

પ્ર૦ સંયોગ, વિભાગ રૂપે મન પરિણત થાય છે. અને જ્યારે મન તેવી રીતે પરિણામને પામે છે, ત્યારે કઇ વાતની અનુપપત્તિ અમારા મતમાં રહેવાની તેનો વિચાર કરશો.

ઉ૦ આપે તો બહુજ સારૂં કહી બતાવ્યું. જ્યારે મનનો પણ પરિણામ માનવામાં આવ્યો ત્યારે કૂટસ્થ નિત્યતા મનમાં કેવી રીતે આવી શકશે એ વિચાર કરવાનું કાર્ય આપનેજ સોંપવામાં આવે છે. વળી મનને સર્વથા જડ રૂપ માનવામાં આવેલું હોવાથી પંચેન્દ્રિયોના વિષય કાલમાં પણ અમુક ઇન્દ્રિયોની સાથેજ સંબદ્ધ થવું બીજાની સાથે ન થવું, તથા ઇન્દ્રિયોના સંબન્ધને છોડીને આત્માની સાથે સંબદ્ધ થવું આવા પ્રકારનું કાર્ય આપનું જડ મન ઘટાદિ જડ પદાર્થોની માફક કેવી રીતે કરી શકશે ?

વળી મનમાં સૂક્ષ્મપણું હોવાથી ચક્ષુ વગેરેમાં રૂપાદિનાં ગ્રહણની યોગ્યતાજ ઘટી શકશે નહિ. કેમકે પરમાણુસ્વરૂપ મનને સંપૂર્ણ ચક્ષુની સાથે સંબંધ તો છેજ નહિ. જેટલો ભાગ ચક્ષુનો મનની સાથે સબન્ધવાળો છે તેટલા ભાગમાંજ રૂપાદિનું ગ્રહણ થશે. સંપૂર્ણ ચક્ષુથી રૂપને ગ્રહણ કરવાનું કાર્ય નહિ થઇ શકે. માટે પરમાણુસ્વરૂપ મન નથી એ વાત ખૂબ દઢ થઇ સમજવી. વાસ્તવિક મનનું સ્વરૂપ જૈન દર્શનમાં સમજાવવામાં આવશે.

નવદ્રવ્યવિચાર સમાપ્ત.

ઉ૦ જ્યાં પોતાનું શરીર હોય ત્યાં ગુણોની ઉપલબ્ધિ રૂપ હેતુ રહે છે એમ માનો છો અથવા બીજાના શરીરમાં પણ માનો છો ? આ બે પ્રશ્ન કરવામાં આવે છે પ્રથમ પક્ષ માનશો તો શરીરને વ્યાપક નહિ હોવાથી તેમાં ઉપલબ્ધ થતા ગુણો દ્વારા આત્માની વ્યાપકતા કેવી રીતે સિદ્ધ થશે એનો વિચાર પોતેજ કરશો પોતાના ગુણોની ઉપલબ્ધિ બીજાના શરીરમાં પણ થાય છે એનો બીજો પક્ષ માનવામાં આવે તો જગતના તમામ જીવો સર્વજ્ઞ થવા જોઇએ; કોઇ પણ અલ્પજ્ઞ દૃષ્ટિ ગોચર ન થવો જોઇએ. આવા દોષોથી મુક્ત થવા માટે આત્માને વ્યાપક ન માનતાં જેમ તલમાં તેલ, દહિંમાં ઘી; તેમ શરીરમાત્રવ્યાપી માનવો તેજ સર્વોત્તમ વાત છે.

તથા આત્માથી સર્વથા ભિન્ન હોવાથી અને અચેતન રૂપ હોવાથી પણ શબ્દાદિકની માફક ધર્માધર્મને આત્માના ગુણ કહેવાનો વિચાર આપના મત પ્રમાણે આકાશપુષ્પસમાન સમજવો. તથા એકાન્ત નિત્ય પણ આત્મા નથી. એકાન્ત નિત્ય માનવામાં બન્ધાદિની વ્યવસ્થાના અભાવમાં સંસારનો પણ અભાવ; અને તેના અભાવમાં મોક્ષ પણ કોને મળી શકે? અને નિત્યાનિત્ય માનવામાં દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય તથા પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય માનવામાં કોઇ પણ વાતની અનુપપત્તિ છે જ નહિ. આ વાતનું સ્પષ્ટીકરણ જૈન દર્શનમાં સારી રીતે થશે.

ણુમાં અસમવાયિકારણપણું હોવાથી સંખ્યા પદાર્થ માન્યા સિવાય તેનો નિર્વાહ કેવી રીતે થશે ?

ઉ૦ પરિમાણમાં સંખ્યાને અસમવાયિકારણ માનવાની કંઈપણ જરૂર નથી. ઘટાદિની માફક. કારણ પરિમાણ જ કાર્ય પરિમાણનું અસમવાયિકારણ હોવાથી તેના માટે સંખ્યાને પદાર્થ રૂપે અલગ માનવાની જરૂર છેજ નહિ.

પ્ર૦ દ્વયણુકના પરિમાણને પરમાણુ પરિમાણથી ઉત્પન્ન થયેલું માનવામાં આવે તો દ્વયણુકનું પરિમાણ પણ પરમાણુના પરિમાણ જેવું થઇ જશે. માટે દ્વયણુકનું પરિમાણ સંખ્યાથી ઉત્પન્ન થએલ છે એમ માનવું જોઇએ.

ઉ૦ દૃષ્ટાન્ત કોઇ પણ નહિ હોવાથી કાર્ય કારણનું સરખું પરિમાણ માનવામાં આવતું નથી. દરેક ઠેકાણે કારણ પરિમાણથી મ્હોટું કાર્ય પરિમાણ જોવામાં આવે છે. વળી પરિમાણની માફક કર્મમાં પણ આપના અભિપ્રાય પ્રમાણે સંખ્યાને અસમવાયિકારણ માનવું પડશે, કેમકે બે યા ઘણા લોકો મળીને એક મ્હોટા પત્થરને ઉપાડે છે, એ વાત પ્રત્યક્ષ સિદ્ધ છે. પરન્તુ ત્યાં આપ સંખ્યાને અસમવાયિકારણ છે, જેમ માનતા નથી તેમજ આપના વિચાર પ્રમાણે તો પરિમાણમાં પણ સંખ્યાને અસમવાયિકારણ ન માનવું જોઇએ. અને જ્યારે પરિમાણની અસમવાયિકારણતા સંખ્યામાં સિદ્ધ થતી નથી ત્યારે સંખ્યાને સ્વતંત્ર ગુણ પદાર્થ માનવામાં બીજું કયું નિમિત્ત રહ્યું કે જે સંખ્યાને પદાર્થ રૂપે સિદ્ધ કરી આપે ?

ઉ૦. એવી રીતે માનવામાં તો આત્મા અંશવાળો બની જવાથી આત્માના જે ભાગમાં મનનો સંનિકર્ષ થશે તે ભાગ જ્ઞાનાદિગુણવાળો કહેવાશે; અને બીજા ભાગમાં મનની સાથે સંનિકર્ષ નહિ હોવાથી જ્ઞાનાદિ ગુણો પણ નહિ પેદા થવાના. અને જ્ઞાનાદિ ગુણોના અભાવમાં બીજો ભાગ પત્થર જેવો જડ બની જશે એ વાત આપને પણ અનિષ્ટ જરૂર માલૂમ પડશે.

જે ભાગમાં જ્ઞાનાદિ ગુણો નથી તે ભાગમાં આત્માના લક્ષણને નહિ ઘટવાથી વ્યાપકપણું પણ આત્મામાં આપના મત પ્રમાણે રહેશે નહિ. આ પણ દોષ જરૂર આવવાનો.

વળી ઇન્દ્રિયોના સર્વ વિભાગમાં મન સંપૂર્ણતાથી જોડાય છે એમ કહેવામાં આવે તો ઇન્દ્રિયોમાં અણુરૂપતા નહિ રહેવાથી મનમાં પણ અણુરૂપતા આવશે નહિ. આ દોષથી બચવાની ખાતર મન એક દેશથી ઇન્દ્રિયોની સાથે સંબંધ થાય છે એમ કહેવામાં આવે તો મનમાં પણ દેશાદિ વિભાગ માનવાથી પરમાણુસ્વરૂપતા પણ રહેશે નહિ.

તથા આપના મતમાં ગુણ અને ગુણીને સર્વથા ભિન્ન માનવામાં આવેલ હોવાથી અને મનમાં પણ સર્વથા નિત્યપણું હોવાથી તેની અન્દર સંયોગ, વિભાગ પરિમાણ વિગેરે ગુણોનો પણ અભાવ થવાનો. અને જ્યારે મનની અન્દર સંયોગ–વિભાગાદિ ગુણોનો અભાવ થયો ત્યારે આત્માની સાથે અથવા તો ઇંદ્રિયોની સાથે સંયોગસંનિકર્ષ પણ કેવી રીતે ઘટી શકશે તથા સંનિકર્ષના અભાવે જ્ઞાન પણ કોને થવાનું

રીતે રૂપાદિ ગુણોમાં પૃથક્ત્વ ગુણને નહિ માનીને પણ વ્યવહાર ચલાવવામાં આવે છે, તેવી રીતે ઘટાદિ પદાર્થોમાં પણ વ્યવહાર થઇ જશે.

જે પરસ્પર વ્યાવૃત્ત સ્વભાવવાળા છે, તે પોતાથી ભિન્ન પૃથક્ત્વના આધારરૂપ નથી. જેમ રૂપાદિ તેમજ ઘટ પટ વિગેરેમાં પણ સમજવું. આ અનુમાનથી પણ પૃથક્ત્વ અલગ ગુણ રૂપે સિદ્ધ થતું નથી.

આંતરા શિવાય બનાવેલ મણીલાલ હીરાલાલના ઘરની માફક પૂર્વની ભિન્નતાનો ત્યાગ કરીને અભિન્ન રૂપથી (નિરન્તર રૂપથી) ઉત્પન્ન થયેલ વસ્તુનેજ સંયોગ કહેવામાં આવે છે. એથી બીજો કોઇ પણ સંયોગ નામનો પદાર્થ છેજ નહિ.

વળી ગુણો પોતે નિર્ગુણ હોવાથી ઘરની બે સંખ્યાને સંયોગનું આશ્રયપણું આપ લોકોથી પણ માની શકાય તેમ નથી.

આ ઘેટો આ ઘેટાથી ભિન્ન છે, એવી બુદ્ધિ પણ વિભાગ રહિત પદાર્થ માત્રને અવલંબન કરવાવાળી સમજવી. આથી એ સિદ્ધ થયું કે સંયોગ કોઇ અલગ ગુણ પદાર્થ નથી અને જ્યારે સંયોગ પદાર્થ સિદ્ધ થતો નથી ત્યારે વિભાગ પણ કેવી રીતે દ્રવ્યના પર્યાયને છોડીને પદાર્થ રૂપે સિદ્ધ થાય, તેનો વિચાર આપજ કરશો. દ્રવ્યની અવસ્થાવિશેષને છોડીને સંયોગ વિભાગ કોઇ પદાર્થ છેજ નહિ.

## ગુણ વિચાર.

રૂપાદિ ગુણોનું જેવા સ્વરૂપથી વર્ણન કરવામાં આવેલ છે તેવા પ્રકારનું સ્વરૂપ બીજા દર્શનોમાં જોવામાં આવતું નથી તેજ બતાવવામાં આવે છે.

નીલ પીતાદિ રૂપ જેમ પૃથ્વી, પાણી તેજમાં વર્તમાન છે તેમ વાયુમાં પણ છે. પૌદ્‌ગલિકપણું હોવાથી તથા સ્પર્શવત્તા હોવાથી પૃથ્વીની માફક વાયુ પણ નીલ પીતાદિરૂપ વાળો છે.

તથા પૌદ્‌ગલિકપણાને લીધે રૂપવાળાપણું હોવાથી પૃથ્વીની માફક પાણી પણ ગુણવાળું છે, કેમકે જે રૂપ, રસ, ગન્ધ, સ્પર્શવાળું હોય તે પુદ્‌ગલદ્રવ્ય કહેવાય અને તેમાં પણ રૂપાદિ ગુણોનો આવિર્ભાવ તિરોભાવ માનવામાં તો અમો પણ લગાર માત્ર વિરોધ દર્શાવતા નથી.

તથા સંખ્યા પણ સંખ્યેય પદાર્થ સિવાય કોઇ પણ ઠેકાણે પૃથક્‌રૂપણે જ્યારે ઉપલબ્ધ નથી ત્યારે શા માટે સંખ્યા પદાર્થ માનવો જોઇએ?

વળી, આ એક ગુણ કાળું છે, આ બે ગુણ કાળું છે એવી પ્રતીતિ ગુણમાં પણ થાય છે, તે આપના મત પ્રમાણે તો ગુણમાં ગુણ નહિ હોવાથી સંખ્યાની પ્રતીતિ કેવી રીતે થશે? માટે સંખ્યાને દ્રવ્યથી અલગ માનવી ઠીક નથી.

પ્ર૦ દ્વિત્વ, બહુત્વ સંખ્યાને દ્વયણુક વિગેરેના પરિમા-

પર્યાય સમજવો. સ્વતંત્ર ગુણરૂપ છેજ નહિ. સ્નેહ પણ પાણી સિવાય કોઇમાં છેજ નહિ. આ માન્યતા પણ વિચારણીય છે, કેમકે ઘી, તેલ, લાખ, રાળ વિગેરેમાં પણ લોકો સ્નેહનો જ્યારે અનુભવ કરે છે, ત્યારે એકલા પાણીમાંજ છે એમ કેવી રીતે માની શકાય ?

પ્ર૦ ઘી, તેલ વિગેરેમાં જળના નિમિત્તથી ઉત્પન્ન થયેલો હોવાથી આરોપિત ત્યાં સ્નેહ છે, એમ કહેવામાં શો બાધ છે?

ઉ૦ એવી ઉલટી પણ કલ્પના થઇ શકતી હોવાથી આરોપની કલ્પના ત્યાં શા માટે કરવી જોઇએ ? પાણીના સંબન્ધથી પણ દાળ, ચોખા વિગેરેમાં સ્નેહની પ્રતીતિ થતી નથી, અને ઘીના સંબન્ધથી સ્નેહ ગુણની બુદ્ધિ સર્વને દૃષ્ટિ ગોચર થતી માલુમ પડે છે. માટે એમ કેમ કહી શકાય કે પાણીમાંજ સ્નેહ છે, ઘી વિગેરેમાં નથી ?

પ્ર૦ આટાનો પિંડો બાંધવામાં પાણીમાં રહેલી બન્ધ હેતુતા, સ્પષ્ટરૂપે માલૂમ પડતી હોવાથી સ્નેહગુણ પાણીમાંજ છે એમ કેમ ન કહેવાય !

ઉ૦ તમોએ જેમાં સ્નેહ માન્યો નથી તેવા દૂધ, દહીં, લાખ, રાળ વિગેરે પદાર્થો દ્વારા પણ જ્યારે પિંડો થતો માલુમ પડે છે, ત્યારે એકલા પાણીમાંજ સ્નેહ માનવો એ તો અનુભવથી બાહિરની વાત છે.

વળી સ્નેહ ગુણની માફક કઠિનતા, મૃદુતા વિગેરેમાં પણ ગુણ સ્વરૂપતા માલુમ પડતી હોવાથી ગુણની સંખ્યાનો

## પરિમાણ વિચાર.

સુખાદિની માફક મહત્ પરિમાણ વિગેરે પરિમાણ પણ રૂપાદિથી વિલક્ષણ ગુણ પદાર્થરૂપે સિદ્ધ થાય છે આ વાત વિચારણીય છે.

પરિમાણને પૃથક્ રૂપે ગુણ પદાર્થમાં ગણવું ઠીક નથી. આકાશ, કાલ, દિશા, આત્મા–આ ચારના પરિમાણ સિવાય પણ મ્હોટી મ્હોટી હવેલીઓની પંક્તિમાં તથા મ્હોટા પર્વતોની પંક્તિમાં પણ આ મ્હોટા મહેલો છે. આ મ્હોટા પર્વતો છે, આવા ઠેકાણે પણ મહત્ પરિમાણનું જ્ઞાન તો જરૂર થાય છે, પરન્તુ આપ તો મહત્ પરિમાણને ત્યાં માનતા નથી. જેવી રીતે આ ઠેકાણે મહત્ પરિમાણ માન્યા સિવાય પણ વ્યવહારની ઉપપત્તિ માનવામાં આવી; તેવી રીતે આકાશાદિમાં પણ માનવામાં શો બાધ છે ? કેવલ દ્રવ્યના આપેક્ષિક પર્યાય સિવાય પરિમાણ કોઇ જુદો ગુણ પદાર્થ છે જ નહિ.

હ્રસ્વ–દીર્ઘ પણ દ્રવ્યનાં સંસ્થાન વિશેષ રૂપ હોવાથી દ્રવ્યથી જુદું કેવી રીતે માની શકાય ?

પોતાના હેતુથી ઉત્પન્ન થયેલ અને એક બીજાથી ભિન્ન એવા ઘટપટાદિ પદાર્થને છોડીને પૃથક્ત્વ કોઇ પણ અલગ પદાર્થ છે જ નહિ.

રૂપાદિ ગુણોમાં પણ આ રૂપ આ રૂપથી જુદું છે, એવું જ્ઞાન થતું હોવાથી અને ગુણમાં ગુણોપણું નહિ હોવાથી જેવી

કેમકે ક્ષણ વાર પછી પોતેજ નષ્ટ થાય છે, તો કોનો સ્થાપક તે સંસ્કાર બનશે એનો વિચાર આપ એકાંતમાં કરશો.

બીજો પક્ષ જો માનવામાં આવશે તો તે પણ ઠીક નથી, કેમકે સ્થિર સ્વભાવમાં રહેલા પદાર્થો જ્યારે પોતાની મેળેજ સ્થિર છે તો તેમાં સ્થિતિ સ્થાપક સંસ્કારનું બીજું શું કામ રહ્યું કે જેને માટે તેને માનવાની જરૂર પડે ?

પોતપોતાની કારણ સામગ્રીથી પદાર્થોની તેવા તેવા પ્રકારની જે પરિણતિ તેનું નામજ સ્થિતિસ્થાપક સંસ્કાર સમજવો. આથી બીજો વૈશેષિક લોકોએ પરિકલ્પિત છેજ નહિ.

આત્મા અને મનના સંયોગથી ઉત્પન્ન થયેલ પોતાના કાર્યનો વિરોધી ધર્માધર્મ શબ્દથી પ્રસિદ્ધ એવો અદષ્ટ નામનો જે ગુણ માનવામાં આવે છે તે ઠીક નથી. પરન્તુ કર્ત્તાને સુખ દેવાવાળો પરિણામ સુંદર અને મોક્ષનોજ હેતુ હોય તે ધર્મ કહેવાય, તથા દુઃખ દેવાવાળો અને પરિણામ જેનો કટુ વિપાક હોય તે અધર્મ કહેવાય.

ઉપર્યુક્ત સ્વરૂપથી ભિન્ન સ્વરૂપવાળો અદષ્ટ નામનો ગુણ કોઇ છેજ નહિ. તેનું વિશેષ સ્વરૂપ જૈનદર્શનમાં સમજાવવામાં આવશે.

## કર્મ પદાર્થ વિચાર.

એક દેશથી બીજા દેશની પ્રાપ્તિના કારણ રૂપ જે પદા-

જેવી રીતે પરાપરત્વ બુદ્ધિ મૂર્ત્ત પિંડમાં થાય છે, એમ આપનું કહેવું છે, તેવીજ રીતે જેમાં આપ ગુણ માનતા નથી તે અનુક્રમે ઉત્પન્ન થયેલા એવા નીલ–પીતાદિ ગુણોમાં પણ આ નીલ પર છે, આનીલ અપર છે, એવી બુદ્ધિ જ્યારે થાય છે ત્યારે આપનો નિયમ કયાં રહ્યો ? માટે પરાપરત્વ પણ દ્રવ્યના પર્યાય સિવાય બીજું કંઇ અલગ સમજવાનું છેજ નહિ.

ગુરૂત્વ વિગેરે પણ પુદ્ગલ પર્યાયરૂપજ છે એમ માનવું ઠીક છે, પરન્તુ આદ્યપતન ક્રિયાથી અનુમેય છે, આવા પ્રકારની માન્યતા ઠીક નથી. કેમકે હાથમાં રહેલ પત્થરના કઠણમાં આદ્યપતન ક્રિયા સિવાય પણ ગુરૂત્વનો પ્રતિભાસ બરાબર થાય છે, તો શા માટે પતન ક્રિયાથી અનુમેય ગુરૂત્વ ગુણ માનવો જોઇએ ?

પાણીની માફક રૂપી હોવાથી દરેક પૃથ્વી, દરેક તેજ દ્રવત્વ ગુણ યુકત છે. આ અનુમાનથી પૃથ્વી, પાણી, તેજમાં જે દ્રવત્વ માનવામાં આવે છે તે ઠીક નથી, કેમકે અગ્નિકાયમાં દ્રવત્વપણું તો સ્વપ્નમાં પણ જોવામાં આવતું નથી. એના ઉત્તરમાં એમ કહેવામાં આવે કે સુવર્ણ વિગેરે તેજમાં દ્રવત્વ ઓગાળવાથી પ્રત્યક્ષ માલુમ પડે છે, માટે તેજમાં માનવું જોઇએ. તે પણ કથન યુક્તિ વિરૂદ્ધ છે. સુવર્ણ વિગેરે તો પૃથ્વીજ છે, તેજ છેજ નહિ. તો પછી તેમાં દ્રવત્વ દેખી તેજમાં અનુમાન બાંધવું તે તો કેવલ ભ્રાન્તિ સિવાય બીજું શું સમજવું ? આથી એ સિદ્ધ થયું કે દ્રવત્વ પણ પૌદ્ગલિક

## સમવાય પદાર્થ વિચાર.

આ તંતુમાં પટ છે, એવી બુદ્ધિ સિવાય સમવાય પદાર્થ માનવામાં બીજું કોઇ પણ કારણ છેજ નહિ. પરન્તુ બુદ્ધિ તો એથી ઉલટીજ લોકોમાં પ્રસિદ્ધ છે. આ પટમાં તંતુ છે, ઘટમાં કપાલ છે, કપાલમાં રૂપ છે. જ્યારે આવા પ્રકારનું જ્ઞાન એક બાલકને પણ થઇ શકે તેવું છે, ત્યારે તંતુમાં પટ છે એવા જ્ઞાન માટે સમવાય પદાર્થની કલ્પના કરવી તે તો બુદ્ધિમત્તા સિવાય બીજું શું કહી શકાય ? વળી સમવાયને સંબન્ધ રૂપે માની શકાય તેમ છેજ નહિ, કેમકે જે બે પદાર્થમાં રહે અને સંબન્ધીથી ભિન્ન હોય તેનેજ આપ લોક સંબન્ધ કહો છો. આ લક્ષણ જ્યારે સમવાયમાં ઘટતું નથી ત્યારે એને સંબન્ધ રૂપે કેવી રીતે માની શકાય ?

વળી આ ઠેકાણે તંતુમાં પટ છે, એવી પ્રતીતિથી સંબન્ધ માત્ર સિદ્ધ કરવા ચાહો છો કે સંબન્ધ વિશેષને સિદ્ધ કરવાની ભાવના છે ? આ બે પ્રશ્નો પૂછવામાં આવે છે. પ્રથમ પક્ષ માનવામાં તો અમો પણ સંમત છીએ, કેમકે તંતુ અને પટનો તાદાત્મ્ય રૂપ સંબન્ધ માનવામાં લગાર માત્ર સંકોચ છે જ નહિ.

પ્ર૦ તંતુ પટનો તાદાત્મ્ય સંબન્ધ માનવામાં તો તંતુઓ કાં તો રહેવાના, કાં તો પટ રહેવાનો. પરન્તુ તાદાત્મ્ય સ્વરૂપમાં તો બે પદાર્થ કહી શકાય જ નહિ. અને જ્યારે સંબન્ધી એક છે ત્યારે એમાં રહેવાવાળા સંબન્ધને એકમાં રહેવાથી એનું સંબન્ધ નામ કેવી રીતે આપી શકાય ?

પણ નિયમ રહેવાનો નહિ, માટે પુદ્ગલદ્રવ્યના પર્યાય માનવામાં કોઇ પણ જાતની અડચણ છેજ નહિ. કેવલ ગુણ પદાર્થ માનવામાં તમામ અડચણો ઉભી થાય છે. ક્રિયાની શીઘ્રતા સિવાય વેગ કોઇ અલગ ગુણ છેજ નહિ, અને તે વેગ મૂર્ત્ત દ્રવ્ય સિવાય અમૂર્ત્ત આત્મામાં પણ અનુભવ ગોચર થાય છે. वेगेन गच्छति शीघ्रं गच्छति આ પુરૂષ જલદી જાય છે, બહુ વેગથી જવાવાળો છે, આ પ્રકારની બુદ્ધિ જ્યારે આત્મવિષયક થાય છે, ત્યારે મૂર્ત્તદ્રવ્ય માત્રમાંજ વેગ માનવો એ કેટલું બધું અયોગ્ય કહેવાય ? અને સંસારી આત્મામાં ક્રિયા તો સ્વાનુભવ સિદ્ધ છે ત્યારે વેગ માનવામાં શો બાધ છે તે આપજ સમજાવશો.

માટે આ ઠેકાણે દ્રવ્યના પર્યાયવિશેષ સિવાય સંસ્કારનો અવાન્તર ભેદ રૂપ વેગ નામનો કોઇ પણ ગુણ છેજ નહિ.

પૂર્વના અનુભવથી ગ્રહણ કરેલી અને સ્મૃતિનો કારણ ભૂત ભાવના નામનો સંસ્કાર તો દરેકને માનનીય છે, પરન્તુ સ્થિતિ સ્થાપક સંસ્કાર તો વંધ્યા પુત્ર સમાનજ સમજવો.

પ્ર૦ સ્થિતિ સ્થાપક સંસ્કાર પોતે શું અસ્થિર સ્વભાવવાળા પદાર્થને સ્થાપન કરે છે, અથવા તો સ્થિર સ્વભાવવાળા પદાર્થને સ્થાપન કરે છે ?

ઉ૦ પ્રથમ પક્ષ માનવામાં આવે તો અસ્થિર સ્વભાવવાળો પદાર્થ વિજળીની માફક જ્યારે પોતાના સ્વભાવને છોડતોજ નથી, ત્યારે તેનું સ્થાપન કેવી રીતે કરી શકશે ?

અભાવને પણ પદાર્થ રૂપ માનવામાં જ્યારે આવે ત્યારે વંધ્યા પુત્ર, ખરશૃંગ, કાચબાનું દૂધ વિગેરેને પદાર્થ માનવામાં અડચણ શાની ?

## મુક્તિ વિચાર.

આત્માના વિશેષ ગુણનો જે નાશ તેનું નામજ મોક્ષ સમજવું. આ વાત ખુબ ધ્યાન પૂર્વક વિચાર કરવા લાયક છે.

આત્માથી સર્વથા ભિન્ન એવા બુદ્ધિ વિગેરે વિશેષ ગુણોના વિનાશને આપ મોક્ષ કહો છો, અથવા તો અભિન્ન એવા વિશેષ ગુણોના ઉચ્છેદને મોક્ષ કહો છો, અથવા તો કથંચિત્ ભિન્ન એવા વિશેષ ગુણોના વિનાશને કહો છો ? આ ત્રણ પ્રશ્ન પૂછવામાં આવે છે.

પ્રથમ પક્ષમાં તો આત્માથી સર્વથા ભિન્ન હોય અને આત્માના ગુણો પણ કહેવાય એ વાત કેવી રીતે કહી શકાય ? જેમ હિમાચલ અને વિન્ધ્યાચલ આ બે પર્વતો સર્વથા ભિન્ન હોવાથી એમાં ગુણગુણીભાવ માનવામાં આવતો નથી. તેમ જ આત્મા અને જ્ઞાનાદિ ગુણોમાં પણ સર્વથા ભિન્નતા હોવાથી ગુણ ગુણી ભાવ પણ કેવી રીતે માની શકાય ? અને જ્યારે આપસમાં ગુણગુણીભાવ નથી, ત્યારે ઘટના વિનાશની માફક ગુણોનો વિનાશ થાય તો પણ આત્માને મોક્ષ કેવી રીતે કહી શકાય ? માટે પ્રથમ પક્ષ અનાદરણીય સમજવો.

ર્થનો પરિસ્પન્દ છે, તેનું નામજ કર્મ સમજવું. વૈશેષિક લોકોએ માનેલ ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, આકુંચન, પ્રસારણ, ગમન આ પાંચ કર્મનો પણ આમાંજ સમાવેશ સમજવો.

પ્ર૦ ઉત્ક્ષેપણાદિ કર્મમાં વિલક્ષણતા જ્યારે માલૂમ પડે છે, ત્યારે એક દેશથી બીજા દેશની પ્રાપ્તિના કારણ રૂપ પદાર્થની ક્રિયાને એક કર્મ સ્વરૂપે કેવી રીતે માની શકાય ?

ઉ૦ જો કંઇક ભેદ વિશેષને લઇને કર્મનું પ્રતિપાદન કરવામાં આવે તો ભ્રમણ, રેચન વિગેરેને પણ પૃથક્ રૂપે કર્મ કેમ ન મનાય ? આકાશની માફક જે સર્વદા એક સ્વરૂપ વાળો હોય તેમાં ક્રિયા પણ કેવી રીતે સંભવી શકે ? વળી એક સ્વરૂપવાળા આત્માદિ પદાર્થમાં ગમન ક્રિયા કરવાપણું જ્યારે માનવામાં આવશે, ત્યારે નિશ્ચલપણું (ક્રિયા રહિતપણું) આકાશમાં ઉડી જવાનું અને જો ગમન ક્રિયા કરવાપણું ન માનવામાં આવે તો આકાશની માફક કંઇ પણ જીવન સંબન્ધી ચેષ્ટાઓ દૃષ્ટિગોચર ન થવી જોઇએ, કેમકે આપના મતમાં આત્મા, મન વિગેરે અપરિણામી માનવામાં આવેલ છે, અને અપરિણામીમાં તો આકાશ પુષ્પની માફક ક્રિયાનો બીલકુલ સંભવજ ન હોઇ શકે; તો પછી ગમન વિગેરે ક્રિયાના પાંચ ભેદોનીતો વાતજ શી કરવી ? માટે આપના મત પ્રમાણે તો કર્મ પદાર્થ કોઇ રીતે સિદ્ધ થાય તેમ છેજ નહિ. પરન્તુ જે દર્શનકાર આત્મા, મન વિગેરેને પરિણામી માનતા હોય તેમનાજ મતમાં દરેક પ્રકારના કર્મની ઉપપત્તિ થવાની.

સૃષ્ટિ, સંહાર ક્રમ પણ યુક્તિ વિકલતાનોજ પરિચય કરાવે છે.

ઈશ્વરને સંહાર કરવાની જે ઇચ્છા તે ઈશ્વરની ઈશ્વરતાને મ્હોટો ધક્કો પહોંચાડે છે. જે શુદ્ધ વીતરાગ સ્વરૂપ વાળા હોય અને જેની પાસે રાગાદિ કંઇ પણ દૂષણ ગણુ નથી, તેને લોભનો બીજો પર્યાય ઇચ્છા હોયજ કયાંથી ? અને જ્યાં ઇચ્છા હોય ત્યાં રાગાદિ તમામ દૂષણ ગણો પણ આપણા જેવાની માફક વિદ્યમાન હોય, અને જ્યાં રાગાદિ દૂષણ ગણો હોય ત્યાં ઇશ્વરતા કેવી રીતે માની શકાય ? અને જ્યારે ઈશ્વરતા સિદ્ધ થતી નથી ત્યારે સંહારની ઇચ્છા વિગેરે પણ સિદ્ધ કયાંથી થાય ? તથા સૃષ્ટિકાલમાં આકાશમાં ચાર મહાભૂતોને ઉત્પન્ન કર્યા બાદ મહેશ્વરના સંકલ્પ માત્રથી પાર્થિવ પરમાણુ સહિત તૈજસ પરમાણુથી એક મ્હોટા ઇંડાનો આરંભ કરવામાં આવે છે અને તેજ ઇંડામાંથી ચાર મુખવાળા બ્રહ્માને બનાવવામાં આવે છે.

આ પણ ઇશ્વરની અપરંપાર લીલા કહેવાય. ઈંડામાંથી દેવસ્વરૂપ બ્રહ્માજીને બનાવવા અને તેમને સર્વ કાર્યમાં જોડવા, આ બધી પોપલીલા નહિ તો બીજું શું કહી શકાય ? એક બાળક પણ સમજી શકે તેમ છે કે ઇંડામાંથી તો પક્ષીઓ ઉત્પન્ન થાય, પરન્તુ દેવ સ્વરૂપી બ્રહ્માજી ઉત્પન્ન થયા એ તો અપાર બુદ્ધિનો વિષય છે. તથા તે બ્રહ્માજીના મુખથી બ્રાહ્મણ, હાથથી ક્ષત્રિય, ઉરૂથી વૈશ્ય અને પગથી શૂદ્રો ઉત્પન્ન થયા, આ કથન પણ સોયના નાકાથી નવાણું હાથી નીકળી ગયા

ઉ૦ જે બેમાં રહેવાવાળો સંબન્ધ હોય તેનો તો સંયોગની જેમ અભાવ પણ થઇ શકે છે, પરન્તુ તંતુ સ્વભાવ રૂપ તાદાત્મ્ય સંબન્ધનો તો અભાવ કેવી રીતે થઇ શકે તેનો વિચાર આપ જ કરશો. તંતુ સ્વભાવ રૂપજ પટ છે, પરન્તુ આ-તાન વિતાની ભૂત તંતુને છોડીને બીજો કોઇ પણ પટ પદાર્થ છેજ નહિ. માટે ઉપર્યુક્ત પ્રતીતિથી સંબન્ધ માત્ર સિદ્ધ કરવાનો મનોરથ તો આપનાથી તો સિદ્ધ થઇ શકે તેમ છેજ નહિ. બીજો પક્ષ માનવામાં આવે તો સંબન્ધ વિશેષથી શું સંયોગ સિદ્ધ કરવા માંગો છો, અથવા તો સમવાયને? આ બે પ્રશ્નો અવકાશ જરૂર રહેછે. તેમાં સંયોગ તો આપનાંથી માની શકાય તેમ છેજ નહિ, અને સમવાય માનવામાં આવે તો આ ઠેકાણે કુંડામાં દહીં છે, એ દષ્ટાન્તમાં ઘટી શકે તેમ નથી; અને બીજુ કોઇ પણ નિમિત્ત છેજ નહિ કે જે દ્વારા સમવાયની સિદ્ધિ કરવામાં આવે. માટે સમવાય પદાર્થ નથી એમ કહેવામાં શી અડચણ છે ? અને એમ જો પદાર્થના સંબન્ધ રૂપ પર્યાયને પણ સંબન્ધ માનવામાં આવે તો પછી સંયોગ સંબન્ધ, સ્વરૂપ સંબન્ધ, કાલિક સંબન્ધ, દૈશિક સંબન્ધ, વિષયતા સંબન્ધ, વિષયિતા સંબન્ધ વિગેરેને પણ પદાર્થ રૂપે કેમ ન માની શકાય ? અને જ્યારે ઉપર્યુક્ત તમામ સંબન્ધને પદાર્થ રૂપે માનવામાં આવે ત્યારે છ પદાર્થની ઉદ્ઘોષણા તો હવામાં ઉડી જવાની. માટે સમવાયને પદાર્થ રૂપે ન માનતાં તેના બદલામાં તાદાત્મ્ય સંબન્ધ માની પદાર્થના પર્યાય રૂપે સ્વીકારવામાં આવે તો કંઇ પણ બાધ જેવું છેજ નહિ.

સૃષ્ટિ, સંહાર ક્રમ પણ યુક્તિ વિકલતાનોજ પરિચય કરાવે છે.

ઈશ્વરને સંહાર કરવાની જે ઇચ્છા તે ઈશ્વરની ઈશ્વરતાને મ્હોટો ધક્કો પહોંચાડે છે. જે શુદ્ધ વીતરાગ સ્વરૂપ વાળા હોય અને જેની પાસે રાગાદિ કંઇ પણ દૂષણ ગણ નથી, તેને લોભનો બીજો પર્યાય ઇચ્છા હોયજ કયાંથી ? અને જ્યાં ઇચ્છા હોય ત્યાં રાગાદિ તમામ દૂષણ ગણો પણ આપણા જેવાની માફક વિધમાન હોય, અને જ્યાં રાગાદિ દૂષણ ગણો હોય ત્યાં ઇશ્વરતા કેવી રીતે માની શકાય ? અને જ્યારે ઈશ્વરતા સિદ્ધ થતી નથી ત્યારે સંહારની ઇચ્છા વિગેરે પણ સિદ્ધ કયાંથી થાય ? તથા સૃષ્ટિકાલમાં આકાશમાં ચાર મહાભૂતોને ઉત્પન્ન કર્યા બાદ મહેશ્વરના સંકલ્પ માત્રથી પાર્થિવ પરમાણુ સહિત તૈજસ પરમાણુથી એક મ્હોટા ઇંડાનો આરંભ કરવામાં આવે છે અને તેજ ઇંડામાંથી ચાર મુખવાળા બ્રહ્માને બનાવવામાં આવે છે.

આ પણ ઇશ્વરની અપરંપાર લીલા કહેવાય. ઈંડામાંથી દેવસ્વરૂપ બ્રહ્માજીને બનાવવા અને તેમને સર્વ કાર્યમાં જોડવા આ બધી પોપલીલા નહિ તો બીજું શું કહી શકાય ? એ બાળક પણ સમજી શકે તેમ છે કે ઇંડામાંથી તો પક્ષી ઉત્પન્ન થાય, પરન્તુ દેવ સ્વરૂપી બ્રહ્માજી ઉત્પન્ન થયા એ અપાર બુદ્ધિનો વિષય છે. તથા તે બ્રહ્માજીના મુખથી બ્રા[illegible] હાથથી ક્ષત્રિય, ઉરૂથી વૈશ્ય અને પગથી શૂદ્રો ઉત્પન્ન [illegible] આ કથન પણ સોયના નાકાથી નવાણું હાથી નીકળી

બીજો પક્ષ માનવામાં તો ગુણોના વિનાશમાં આત્માનો પણ સર્વથા અભિન્ન હોવાથી વિનાશ થવો જોઇએ. અને જ્યારે આત્માનો અભાવ થયો ત્યારે મુક્તિ કોને મળવાની ? એ પ્રશ્ન તો આકાશમાં લટકતો જ રહેવાનો.

ત્રીજો પક્ષ માનવામાં તો આપના સિદ્ધાન્તમાં જ વ્યાઘાત આવવાનો, કેમકે આપ લોકો ગુણ ગુણીનો કથંચિત્ ભિન્નભાવ તો બીલકુલ માનતા નથી, તો કથંચિત્ ભિન્ન એવા ગુણોના અભાવને મોક્ષ કેવી રીતે માની શકશો ? વળી ઇન્દ્રિય દ્વારા પેદા થયેલા બુદ્ધિ વિગેરે ગુણોના વિનાશને મોક્ષ કહો છો અથવા તો અતીન્દ્રિય ગુણોના વિનાશને કહો છો ?

પ્રથમ પક્ષ તો અમારે પણ સંમત છે, કેમકે કોઇ પણ બુદ્ધિમાન પુરૂષ મોક્ષાવસ્થામાં ઇન્દ્રિયજન્ય ગુણો વિદ્યમાન હોય તેમ તો માની શકેજ નહિ. અને બીજો પક્ષ માનવામાં તો જગતમાં કોઇ પણ જીવ મુક્તિ માટે પ્રયત્ન કરી શકેજ નહિ, કેમકે મોક્ષની અભિલાષા વાળા દરેક જીવો નિરતિશય સુખ, કેવલ જ્ઞાન, કેવલ દર્શન વિગેરેની પ્રાપ્તિ માટે જ પ્રયત્ન કરી રહ્યા છે; પરન્તુ પત્થરની શિલાની માફક જ્યાં જ્ઞાન, સુખ વિગેરે કંઇ પણ આત્મીય સ્વભાવિક ગુણ ન હોય. એવા જડ પાષાણ તુલ્ય થવાને માટે તો કોઇ પણ બુદ્ધિશાલી પ્રયત્ન કરી શકેજ નહિ. એવા મોક્ષ કરતાં સંસારાવસ્થા ઘણીજ સારી છે કે જ્યાં વચમાં કોઇ વાર જ્ઞાન સુખાદિનો અનુભવ પણ દષ્ટિ ગોચર થાય છે. માટે આપની મુક્તિ પણ બુદ્ધિમાનોને ઇચ્છવા યોગ્ય નથી,